# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER.

JANUARY 1884.

પુસ્તક ૨૩ મું. જાન્યુઆરી. અંક ૧ લો.

મ'તાજી ખડુ મોટું તુજ નામ તેમ છે કામ;-
કર અંતે મન ક્ષેત્રની, ખરી ખેતી ધરી હામ

| અનુક્રમણિકા | પૃષ્ઠ |
|---|---|
| નવા વર્ષની પ્રભુપ્રાર્થના. ... ... | ૧ |
| અંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઇતિહાસ... | ૨ |
| ફ્રાન્સમાં બંધીવાનોની મહાવજત. | ૧૧ |
| પુસ્તકો વગેરેની પહોંચ. ...... | ૧૨ |
| સારસંગ્રહ. ... ... ...... | ૧૮ |
| સરકારી જાહેર ખબર. ...... | ૧૯ |
| નિશાળોનાં ઇનામ પત્રક. ...... | ૨૧ |








( કેળવણી ખાતાના હુકમથી )

अमदावादमां

'મામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું

મૂલ્ય { ૨૧) વરસનો અગાઉથીજ. / ૨૦)~ છૂટક એક અંકના } ટપાલ ખર્ચ જાુદું.




પુસ્તક ૨૩ મું. જાન્યુઆરી સન ૧૮૮૪. અંક ૧ લો.



## नवा वर्षनी प्रभुप्रार्थना.

દુહો.

અર્ચન પ્રીતિ પ્રભુ કરૂં, નવા વર્ષને રોજ
વિઘ્નો સર્વ વિડારશો, હેતે જગાધિ રાજ.

મનહર છંદ (અંતર્લાપિકા)

ગુણી તણા ગુણ તણી, નીરખતાં શોભા ઓર,
જશ જેનો અતિશ્રુત, સદાકાળ શોભતો;
રાત્રદિન રાખે ધ્યાન, દાખવે જો લઇ જ્ઞાન,
તર્ત તરવાનો ઠામ, કાળ આવી આપતો;
શાષ્ટાંગથી સેવા કરે, લગાર વિસારે નહિ,
ળાયક વિરાજમાન, જગત નીપાવતો;
પવિત્ર પોતે છે આપ, યત્ન રાખી જપો જાપ,
ત્રણ લોક કેરો નાથ, હોનાર ફળ આપતો ૧

“गुजरातशालापत्रनी सदाकाल जय हो”

સવૈયા એકત્રીશા.

ગુણી ગવરનર જનરલ શૂરા ભરતખંડના ઉપકારી,
આનંદી આભારી સુજ્ઞ વાઇસરાય પદવી ધારી;

અહોનીશ અમ ઉપર એનો અમલ રાખજો જગકર્તાર,
રીપન રાજ સુખકાર તણો પ્રભુ જગત વિષે તું વિજય વધાર. ૧
દેશતણાં દુઃખ દૂર કરવાને જય કરવાને ઠામોઠામે,
આર્યોને અતિ હક સોંપાવા હૈયે મોટી ધારી હામ;
સ્થાનિક સુખકર સ્વરાજ કેરો જેણે સોંપ્યોછે શુભ અધિકાર,
રીપન રાજ સુખકાર તણો પ્રભુ જગત વિષે તું વિજય વધાર. ૨
ઉત્સવ ગામોગામ વાધીયો, પ્રજા પ્રભુનું ધારે ધ્યાન,
લોર્ડરીપનના રાજ થકી ભારતવર્ષીનું વાધ્યું માન;
નિશ્ચિંત થઈ સઘળે ઠેકાણે જયજયનો ઉઠ્યો પોકાર,
રીપન રાજ સુખકાર તણો પ્રભુ જગત વિષે તું વિજય વધાર. ૩
સ્વતંત્રતા દેશીને આપી નિર્ભય સબળ કર્યું નિજ રાજ,
ઉજ્વળ કીર્તિ એણે લીધી પરમારથનું કીધું કાજ;
જન્મ ધર્યોછે જનહિત અર્થે સ્વારથ રાખ્યો નહિં લગાર,
રીપન રાજ સુખકાર તણો પ્રભુ જગત વિષે તું વિજય વધાર. ૪

નાથજી ભાઇશંકર ભટ્ટ.
મેહેતાજી કરમાડ પ્રે. જંબુસર.

નાઇલાજ ઇલબર્ટ બીલમાં પણ મન સદાજ ન્યાય સદન,
એના ગુણનુંજ ગાન કરો જન જેથી ઇશ્વર હોય પ્રસંન;
આભારે ઉભરાતા અંતઃકરણે સૌ માગો આવાર,
રિપન રાજ સુખકાર તણો પ્રભુ જકત વિષે તું વિજય વધાર. ૫

---

# ईंग्रेज लोकनो संक्षिप्त इतिहास.

## प्रकरण १२ मुं. त्रीजो प्रजाविग्रह.

રાજા સાથ વિરુદ્ધ લશ્કરે ચલાવી તે ખરા દિલની હતી એ તેની વર્તણુક ઉપરથીજ જણાઇ આવે છે. રાજા પોતાના હાથમાં આવ્યો ત્યારથી સરદારો તેને રોજી કરવાનું બને તેટલું લઈ બેઠા હતા. પાર્લામેંટની પેઠે તેમણે કાંઈ એને પોતાના મિત્ર મંત્રીઓ સાથ એકાંત મળવાની

મનાઈ કરી નહોતી. પ્રેસ્બિટેરિયનો પોતાની ધર્મક્રિયા તથા ધર્મબોધમાં એને પરાણે બેસાડતા હતા, પણ લશ્કરે તો એને પોતાના મતના ખાસ પાદ્રી રાખવા દીધો હતો. ધર્મછૂટ બાબત તો જમાદાર જાઇસે રાજાને પકડતી વખત જે કહ્યું હતું તે ખરેખરૂં નોંધી રાખવા જોગ છે. રાજાએ પૂછ્યું કે મારી ઉપર ધર્મનો બળાત્કાર તો નહિ કરો, ત્યારે એ બોલ્યો કે "ધર્મનો બળાત્કાર તો કોઈની ઉપર પણ ન કરવો એજ અમારો સિદ્ધાંત છે, તો પછી, મહારાજ, આપની ઉપર તે અમે કરીએજ કેમ ?

વિષ્ટિનો ખરડો તૈયાર કરવામાં તેઓ રાજાના મિત્રોની સલાહ લેતા, અને જો માલમ પડતું કે આતો રાજા નહિજ કબુલ કરે, તો તેટલું એ લોક મૂકી પણ દેતા છેવટે તેમણે જે કરારો રાજાની આગળ રજુ કર્યા તે કેવળ મધ્યમપણાના હતા તેમણે માગ્યું કે દશ વર્ષ સુધી સેના નૌકાદિનું ઉપરીપણું તથા મોટા અમલદારોની બહાલી બરતર્ફી પાર્લામેંટનેજ સ્વાધીન કરી દેવી, રાજ્યધર્મ ગમે તે રાખો પણ ધર્મગુરૂઓ પાસેથી બળાત્કાર ચલાવવાની સત્તા લઈ લેવી, અને ફક્ત અમુક સાતજણ શિવાય બને પક્ષના સર્વે લડનારાઓને સામાન્ય માફી આપવી.

આ કરતાં પાર્લામેંટની માગણી સોગણી સખ્ત હતી. તેણે દશને બદલે વીશ વર્ષ સુધી રાજ્યનું ઉપરીપણું માગ્યું હતું, ધર્મની બાબત જ્યાં રાજાને સૌથી મોટો આગ્રહ ત્યાં તો પાર્લામેંટપણ મમત પકડીનેજ બેઠી હતી કે અમારો પ્રેસ્બિટેરિયન પંથ સ્વીકારવોજ, અને સૌથી વધારે અન્યાયી ને ક્રૂર માગણી તો એ હતી કે રાજપક્ષે જે જે માણસો લડ્યા હોય તેને લશ્કરી કે દિવાની નોકરી આપવી નહિ, અને તેમાં વળી એના ભાણેજો વગેરે સાતેક ઇષ્ટ મિત્રોનાં નામ તો સામાન્ય માફીમાંથી બાદ કરવા ખાતેજ નોંધ્યાં હતાં. આવી સરતો કબુલ રાખવામાં તો રાજાની ઇજ્જત નહોતી, અને તેથી તેણે તે કબુલ રાખી નહિ તે ઠીક કર્યું, પણ લશ્કરની સદરહુ માગણીઓ સામે વાજબી વાંધો થોડોજ લઈ શકાય એમ હતું. તે છતાં એણે તો તેનો પણ એટલોજ અભાવ બતાવ્યો. ખરૂં કહીએ, તો એમાંથી કોઈ સાથે પણ વિષ્ટિ કરવાની દાનતજ રાજાને નહોતી. એ એની જૂદીજ તજવીજમાં હતો.

રાજાની તજવીજ એ હતી કે બધાને વાતે વાહી આનગી અરપર એની ચોતર્ફ ચનાવરી કે પોતાને મદદ આવી મળે, અને આ હુલડખોરી પાર્લામેંટ તથા લશ્કર એ બને માર્યાં જાય પાર્લામેંટમાં જ્યારથી બે ફાટા પડ્યા ત્યારથી તો એ રાહજ જોયા કરતો હતો, કે ક્યારે એ બને વચ્ચે પૂરી ચકમક ઝરે કે મારૂં કામ થાય એક કાગળમાં એ બદીખાનામાં પડ્યો પડ્યો ધીરજથી લખેછે કે હુ આશા વગરનો નથી કે થોડા વખતમાં પ્રેસ્બિટેરિયન કે પછી ઇંડિપેન્ડન્ટ કોઇએ મારી તર્ફ ખેંચાઈ આવશે, એ બંને વચ્ચે સારૂં યુદ્ધ જામશે, અને જ્યારે એ એક બીજાને નિર્મૂળ કરી રહેશે, ત્યારે હુ સહજમાં હતો તેવો પાછો રાજા થઇશ' જે વેળા નિરકુશી ઓ પણ દેશની સમાધાની ખાતર પોતાનો મમત મૂકવા તૈયાર થયા હતા, તે વેળા રાજાએજ આ પ્રમાણે વારવુ એ કેવુ કહેવાય?

પણ રાજા પોતાની આ સ્વાર્થી ગણત્રીમા પણ મોટી ભૂલ કરતો હતો એ વારવાર માનતો કે મારે એમની જરૂર છે તે કેમકે એ બને પક્ષને મારી જરૂર વધારે છે વધારે તો શુ, પણ જરૂર હતી ખરી જૂની રાજ્યપદ્ધતિને કાયમ રાખી દેશમા પાછી સમાધાની કરવામા એની સંમતિ અવશ્ય જોઇએ અને હજી સુધી આખા દેશની ઇચ્છા એજ હતી કે રાજા, અમીર, ને પ્રજા એ ત્રણે મળીને જેવુ સયુક્ત રાજ્ય આ પુ આવેછે તેમા તો કાંઈપણ ફેરફાર કરવો નહિ. તે છતા રાજાએ જાણવુ જોઇતુ હતુ કે હાલ તો દેશમા આ નિરકુશ સેના બળવત્તર છે, અને તેના વિચાર રાજ્ય સંબધી શા હતા તે તો કાને અજાણ્યુ નહોતુ કેમ કેમ કરતા તો હાલ તે મના સરદારોએ તેમને ખામી રાખ્યા હતા જો અધીરા થઇ એ શૂરવીર બગડી ઉપડ્યા, તો પછી તેની આગળ રાજાનુ, પાર્લામેંટનુ કે એ સરદારોનુ પણ શુ ચાલવાનું હતુ?

પરંતુ રાજા પોતાના મમત આગળ આધળાભીંત થઈ ગયો હતો એનુ ફળ શુ થયુ તે વર્ણવવા પહેલા આ મમત વિષે કાંઈ કહેવુ જરૂર છે

રાજાનુ મમત આ એક તિરસ્કાર કરવાલાયક તો નહોતું એ મમત્વ 'ધર્મબુદ્ધિના ઘરનુ હતું રાજાના અને દીક્ષિતોના ઇશ્વરી હક સબધી જે કિંમત હાલ ચાલતા હતા, તે ચાલતા પોતાના ખરા અંતઃકરણથી મા

નતો. આ બંને હકનું રક્ષણ કરવું એ મારી ખાસ ફરજ છે એમ એને સમજાયું હતું. એ મતોનું અણુમાત્ર પણ ખંડન થાય એવી કબુલાત એને મોટા ધર્મભંગ જેવીજ ભાસતી. એ રાજસત્તા વધારવા મથેલો તે ફક્ત અભિમાન કે મદના કારણથી નહિ, પણ તે ઇશ્વરદત્ત છે એમ સમજીને. એથી પણ વધારે આગ્રહ એને દીક્ષિત પક્ષનો હતો. છેવટની ઘડીએ પણ એણે ઘણાંમાંઘણી ખેંચતાણ કરી તે એપિસ્કોપલ માર્ગને સારૂ.

પાછળથી એના પક્ષવાળા "ગાઝીમહારાજ" કહીને ઘણાકાળ સુધી એને સંભારતા હતા તે તેમની સમજ પ્રમાણે અમને વાજબી લાગેછે. ચાર્લ્સ આ બે ધર્મમતનો ગાઝીજ હતો. એને આ ધર્મમત ગળાસાટે હતા, અને તે એણે ગળાસાટેજ રાખ્યા એ એની ભયાનક અવસાન અવસ્થા સાબિત કરી આપેછે. શૂળીએ ચડતાં ચડતાં પણ એ જે થોડા બોલ બોલ્યો તેમાં આ મતનોજ એણે પ્રતિબોધ કર્યોછે. શી ધર્મ ભ્રમણા! અહો, ધર્મ ભ્રમણા; તેં જગતમાં જેટલો દાટ વાળ્યોછે તેટલો તો કામાદિ ષડ્રિપુએ પણ વાળ્યો નથી.

કબુલ કરીએ છીએ કે ચાર્લ્સની આ ધર્મ ભ્રમણાથી તેનામાં કેટલાક મહા દુર્ગુણો પણ આવ્યા હતા. રાજાના હક ઇશ્વરી છે એ તેના મનમાં એટલે દરજ્જે પેસી ગયું હતું, કે તે વિરૂદ્ધ હું કોલકરાર કરૂં તો પણ તે રદ બાતલજ ગણાવવા જોઇએ એમ એ સમજતો. આ સમજથીજ એણે પોતાનો બોલ કદી પાળ્યો નહિ, બેવચનીમાં પોતે ખપ્યો અને છેવટે રાજ વિષ્ટિ કરવા જોગજ નથી એમ ઠર્યું. "सत्यान्नास्तिपरोधर्मः" એ જે સકળ નીતિ ધર્મશાસ્ત્રનું તત્વ તેનો એણે જો ત્યાગ કર્યો, તો તેનું જે ફળ થવું જોઇએ તે થયુંજ, અને તે આ બિચારાએ પરિપૂર્ણપણે ભોગવ્યું. તો પણ એનુ અંતઃકરણ તો પાપી નહોતું; માત્ર એની બુદ્ધિ આ અભાગ્યા ધર્મ મતોનો ભોગ થઈ પડી હતી. આ ગાંડા મત એને ધર્મરૂપ સમજાયા, અને ધર્મ સમજીનેજ એણે તે ગળાસાટે રાખ્યા.

વાત ખરી કે એને જેમ એ મત ગળાસાટે હતાં, તેમ પ્રેસ્બિટેરિયનોને પ્રેસ્બિટેરિયન મત, અને નિરંકુશીઓને તેમના નિરંકુશી મત પણ ગળાસાટેજ હતાં. એ ત્રણે પક્ષ ધર્મ સમજીનેજ આ વેળા ઇંગ્લાંડમાં બાથં-

બાથા આવી ગયા હતા. પણ ત્યારે એમ કોને કહી શકાય કે તમે તમારો ધર્મ છોડો અને છોડે પણ કોણ? અને જ્યારે કોઈ પોતપોતાના ધર્મમાથી ડગે નહિ, ત્યારે એનો ફડચો આ ભવમા તો તલવાર સિવાય કોનાથી થઈ શકે એમ છે? એનુ નામજ ભાની કહેવાય છે, અને એને પ્રસગે કોઇને પણ દોસ દેવો એ મિથ્યાછે.

ભગત સિપાહીઓની વ્યકળામણ. જ્યારે તેમની વિરુદ્ધ રાજાએ સંભાળવાનીજ ગત માડી, ત્યારે તેઓ તો બહુ આકળા થવા લાગ્યા તેમની સ્થિતિ પણ આ સમે આકળા થવા જોગ હતી રાજા તેમને ઉડાવ્યા કરતો હતો, પાર્લામેંટ તો તેમની વિરુદ્ધજ હતી, અને એનામા ભીતરૂં બૂમો ઉડતી કે રાજા તેમનો ઘાટ ઘડાવવાને માટે પાર્લામેંટ સાથે, લડનવાળા સાથે, સ્કાટલોક સાથે, અને આયર્લાંડના કાથોલિકો સાથે પણ ખાનગી ખટપટ ધમધોકારે ચલાવી રહ્યોછે પાછળથી દસ્તાવેજી પૂરાવે સાબીત થયુછે કે આ બૂમો ખોટી નહોતી. આ સાભળી સિપાહીઓ હાથપગ પછાડવા લાગ્યા, અને અકળામણમા અનેક વિચારને ઘોડે ચડ્યા દેશ સમાધાનીને ખાતરજ તેઓ રાજાને મનાવવા માગતા હતા, પણ જો તે આડો થઈનેજ બેઠોછે, તો તેને કોરે મૂકી આપણે પોતાની મેળેજ રાજ્ય રચના શા માટે કરવી ન જોઇએ એમ એ સર્વના મનમા આવ્યુ. આ વિચાર આવતાની સાથેજ જણજણ ઠીક જૂદા જૂદા બુટ્ટા ઉઠ્યા એકવાર માણસે પરપરાની મર્યાદા મૂકી કે પછી તેને કરોડો સુધારા સૂઝેછે. એ સુધારાનુ યોગ્યાયોગ્યપણુ તો અલબત્ત તે માણસની બુદ્ધિ, શક્તિ, ને અનુભવ ઉપરજ આધાર રાખેછે, પણ તે નિરંકુશપણે સુધારાના બુટ્ટા તો અપાર ઉઠાવ્યો જશે. તેમજ આસમે ઇગ્લાંડમા થયુ. કોઈ કહે કે ગ્રીસના જૂના પ્રજાસત્તાક રાજ્ય જેવુ અહિયા સ્થાપવુ, તો બીજા વળી ઉઠ્યા કે યાહુદીના જેવુ ઈશ્વર રાજ્ય સ્થાપવાને અર્થેજ આપણ ભગતોને આ સમે ઈશ્વરે ઉત્પન્ન કર્યાછે. કેટલાક કહે કે અમીરોની સભાજ કાઢી નાખવી જોઇએ, તો બીજા કહે કે પ્રજાસમાજની ચૂટણી પણ જૂદા નિયમે ન થાય ત્યા સુધી તે ગરીબોના હકમા કાઈ કામની નથી. કોઈ કહે કે વળેલો ગરીબોને ખડ્ડુ ખૂ઼ઢી આવછે માટે કાયદો એક સહેલો ને સોંઘો થવો જોઇએ. ત્યારે કોઈ તો એમજ કહેવા લાગ્યા કે ગરીબને તવગરનો ભેદજ શા

માટે રાખવો જોઇએ. બધાને પૈસેટકે ને આબરૂમાં સમાનજ કરી નાંખવા, કેમકે ઇશ્વરે બધાને સમાન સર્જ્યા છે.

આ રીતે ભાતભાતના—પહેલાં કોઇએ નામ પણ સાંભળેલાં નહિ—એવા સુધારાઓની ઠેકાણે ઠેકાણે બૂમો પડવા લાગી. સુધારાવાળાનાં તો વાહાણુજ ફાટ્યાં. રાતને દહાડો જ્યાં જુઓ ત્યાં સુધારાવાળાના ટોળાં મળેલાં ને બરાડા પાડતાંજ માલમ પડે. સુધારો એજ બોલ હવામાં ઘૂમી રહ્યો હતો. સઘળાજ સુધારાવાળા થઈ ગયા. એમાં મઝા એ હતી કે સઘળાજ સુધારાના બોધક—શ્રોતા તો મળેજ નહિ. વિચિત્ર વિચારનાં દરરોજ હજારો ચોપાનીયાં નીકળવા લાગ્યાં, અને થોકે થોક પાર્લામેંટતથા સરદારો ઉપર અરજીઓ આવવા લાગી, તેમાં સૌ પોતપોતાને જે સુધારાની લેહે લાગી હોય તેને માટે મજબૂત અને ધમકી ભરેલી માગણી કરવા લાગ્યા.

સુધારાનો આ પવન ધર્મના ધ્રદ, દઢ, ને અનિંદ્ય જુસ્સા સાથ જોડાએલો હતો. તેમને મન કાંઈ ફિલસુફની પેઠે એ કલ્પનાના બુદ્દા નહોતા. તેઓ તો એને ઇશ્વરી પ્રેરણા—આજ્ઞાજ—ગણતા હતા. તેઓ કલાકોના કલાક સુધી ઇશ્વરની પ્રાર્થના કરતા, ને એકદમ બૂમ પાડી ઉઠતા કે "હાં, ઇશ્વરની આ પ્રમાણે આજ્ઞા થઈ છે" આ સમેની ભ્રમણાને તેઓ પોતે તથા તેમજ બીજા ધર્મભાઇઓ પણ ઇશ્વર વાણીજ સમજતા. કેટલાકને સ્વપ્ન થતાં, ને કેટલાકને સાક્ષાત્કાર પણ થતું. બધાજ કલ્પનામય સૃષ્ટિમાં ઇશ્વિર સાથ જોડાઈ ગયા હતા, અને પોતે જે જે ધારતા કરતા તે ઇશ્વિર પ્રેરિતજ છે એમ પોતાના ખરા અંતઃકરણથી માનતા. આખી સેના આવા ભક્તોથી ઉભરાઈ જતી હતી. આવેળા સેના સેનાનીનો ભેદ રહેતો નહિ. એક હલકો સિપાહીપણ પ્રબોધાસનપર, ચડીને બધાને પ્રબોધતો, અને તે સામા બેઠેલા જમાદાર સરદારો.પણ નીચેમાથે દીન ભાવથી સાંભળતા. રાતોની રાતો તેઓ ભજનસ્તવનમાં કાઢી કાઢતા. ભજન કરતાં કરતાં તેઓ રોતા, કૂદતા, ઉછળતા, ને પૂર્ણ મદે ચડી જતા. રાજાને ઉથલાવી નાંખવાનું તેઓ જે ધારતા હતા તે તેઓ પોતાનું પરમ કર્તવ્ય, ઇશ્વિરની આજ્ઞાજ, છે એમ માનતા, અને તે માટે માથું આપવાને પ્રતિક્ષણે તેઓ તલપી રહ્યા હતા.

ટુંકામા નિરંકુશી પંથ હવે પોતાને ખરેરૂપે પ્રકાશ્યો. આમગો પ્રાચીન પ્રતેથી પુજ્ય ભાવ જતો રહ્યોને કેવળ ઉચ્છેદકપણું ધર્માવેશની સાથે આવ્યું. સરદારોની પણ સિપાહીઓએ આમન્યા મૂકવા માંડી. તેઓ બબડવા લાગ્યા કે શા માટે રાજા સાથે એ લોક આગલી બધી એખલાશ કરી બેઠા છે? બેશક સરદારો ફુટ્યા છે, અને તે આપણને ફસાવવાજ માગે છે. પણ આટલી મહેનતે વાહાણને કિનારે આણ્યુંછે, તે શું થોડાને સારૂજ હો આપણે ડુબવા દઇશું? સરદારો કોણ થાયછે? પહેલી આપણે તેમનીજ ખબર લેવી જોઇએ, અને ખરે ક્રામવેલ વગેરેને ખુણામા ભેર કરી નાખવાની છુપી મસલતો પણ ચાલી, અને લશ્કરે આતો ખુલેજ ઠરાવ કર્યો કે રાજાનુ રાજ જોઇએ કે નહિ એ બાબત વિચાર કરવા તમામ પચાતંઆઓએ ફલાણી તારીખે મળવું.

એવામાં આખરે જે વિષ્ટિ સરદારો આટલે જોખમે ચલાવી રહ્યા હતા તે રાજાએ બંધ પાડી, અને નજર ચૂકાવી કેદે નાસી ગયો. ૧૪મી નવેંબર ૧૬૪૭ સરદારોએ જોયું કે આતો આપણે ઠગાયા, અને એ વખતથીજ તેમણે પોતાના મન સાથે રાજા સામે મજબુત ગાઠ વાળી. પણ લશ્કર જે આગલુ બધુ બેકેદ થઈ ગયું હતું તેને વશ કરવાની પહેલી જરૂર હતી. એ કામ કરવામા ક્રામવેલે પોતાનો અપૂર્વ પ્રતાપ દેખાડ્યો. સાત પલટણોને કવાયતને સારૂ બોલાવી, ને તેમની આગળ હેતભર્યા શીખામણના બોલ દરેકાકે વાચી સભળાવ્યા, એટલે તેઓ તો સમજી ગયા. પણ વગર બોલાવે બીજી બે પલટણો, ટોપીપર બંડની ચિઠ્ઠીઓ ચોડીને આવી હતી, તેમની પાસે બોધ કરવા ગયા; ત્યારે તેમાના કેટલાક અપચપ સામુ બોલવા લાગ્યા. આ વેળા ક્રામવેલ સેનાધિપતિની પાસે ઉભો હતો, તેણે પલટનમા જાતે ઘુસી જઈ તોફાન કરનારા દશબાર જણને પકડી ટપ ઓરામા આપી દીધા, ત્યાંનીત્યાંજ કોર્ટમાર્શિયલ ભરી, ત્રણને દેહાત ડડેરવ્યો, અને એકને તો તેજ વેળા ફાસીએ ચડાવી દીધો. આ સપાટાની સાથેજ બધું લશ્કર થરરર થઈ ગયું. તે છતા ક્રામવેલે જોયું કે બેદિલી એટલીબધી વધી ગઈ છે કે ફક્ત બયથી કામ થવાનુ નથી. માટે તેમને એકવાર દબાવી એ સામાદિક ઉપાયો તાબડતોક વાપરવા લાગ્યો. પેલી ધારેલી સભા

તો બંધજ રખાવી, અને પંચાતીઆઓને પોતપોતાની પલટને મોકલી દીધા, પણ પછી પોતે લશ્કરના અમલદારો, પંચાતીયા, તથા ભગતો સર્વેને બોલાવી હવેથી શું કરવું તેનો વિચાર કીધો, ને બધાને રાજી રાજી કરી નાંખ્યા. સરદારોએ પ્રજાસત્તાક રાજ્યની રૂપ કેબુલ રાખી, ને લશ્કરે તેમની આજ્ઞામાં રેહી સબુરીથીજ વર્તવું એવો આવેળા ઠરાવ થયો હોય એમ જણાયછે.

પાર્લામેંટની સાથે વિષ્ટિઓ રાજાએ હવે પોતે નાઠો હતો ત્યાંથી ચલાવવા માંડી. એ નાશીને વેલ્સમાં ગયો હતો. કારિસ્બ્રુકના કિલ્લેદારે આવકાર તો સારો કર્યો, પણ પાર્લામટને પૂછી એને તજવીજથી નજરકેદજ રાખ્યો. ત્યાંથી રાજાએ નાસવાનું એકવાર કર્યું, પણ બારીના ગજીયામાં ફસાઈ રહ્યો. આ વખતથી એના ઉપર શસ્ત્ર નીધેણાની રેહેવા માંડી. તો પણ રાજા ગભરાયો નહિ. પોતાની રીત પ્રમાણે વખત ગાળવા પાર્લામેંટ પાસે કરારો મંગાવ્યા. પાર્લામેંટ પણ એના જેવીજ ધર્મઘેલી હતી, એટલે તેણે એ વાતનો મમત તો હતો તેવોજ રાખ્યો, અને તેથી રાજાએ તેમના આડતીઆઓને આવ્યા તેવાજ ચાર દહાડામાં પાછા રવાને કર્યા. રાજાએ આવેળા તાકીદથી જવાબ આપ્યો તેનું કારણ એ હતું કે ઇંગ્લાંડપર હુમલો કરવા બાબતના કોલકરાર એ સ્કાટલોક સાથે એ દહાડાપર પાકે પાયે કરી ચૂક્યો હતો.

પ્રેસ્બિટેરિયન પક્ષનો આ છેલ્લો પાસો પણ અવળો પડ્યો. રાજાની ના સાંભળી પાર્લામેંટ ગભરાઈ તથા ચીડવાઈ ગઈ. આ વખતનો ઇંડિપેન્ડન્ટ મતવાળાઓએ પૂરેપૂરો લાભ લઈ લીધો. તેમણે દરખાસ્ત મૂકી કે હવેથી રાજાનાં કહેણ સાંભળવાં નહિ, અને તેની તર્ફ વિષ્ટિ પણ મોકલવી નહિ. આ ઠરાવ રાજાને પદભ્રષ્ટ કર્યાની બરાબરજ હતો, અને તેથી ઘણાક જણ સામા થયા, પણ ક્રામ્વેલે ઉઠી કાંઇક ધમકીભર્યું એવું જુસ્સાદાર ભાષણ કર્યું કે સઘળા ચૂપ થઈ ગયા, અને એ ઠરાવ એકદમ પસાર થયો. ૧૩ મી જાનેવારી ૧૬૪૮

હુલડો એકદમ આ ઠરાવની સાથે ઇંગ્લાંમાં ઉઠ્યાં. આપણે ઘણીવાર કહ્યુંછે કે નિરંકુશીઓ સિવાય ઇંગ્લાંડના સઘળા લોકોમાં રાજભક્તિ તો

કાયમજ હતી. તે બધા આ ઠરાવથી ભડકી તલવાર લઈ રાજપક્ષે ઉભા થયા. કેન્ટ, એસેક્સ, તથા હર્ટફર્ડ પ્રગણાઓમાં ભારે બંડ ઉઠ્યાં. લંડનમાંજ મોટું તોફાન જાગ્યું, પણ તેતો લશ્કરે દબાવી દીધું. વેલ્સમાં પાર્લામેંટનાજ કેટલાક જૂના જમાદારોએ રાજાનો ઝુંડો ચોતર્ફ ઉભો કર્યો, અને પેંબ્રોકનો કિલ્લો તેમને હાથ ગયો. નૌકાસૈનમાંની ૧૯ મનવારો ફરી ગઈ. પેલી તર્ફથી સ્કાટલોકનું મોટું સૈન બેરિકને કાર્લાઇલના કિલ્લા હસ્તગત કરી લઈ ઈંગ્લાંડમાં ઉપર પૂર જોશમાં ધસી આવ્યું.

આધુરામાં પૂરૂં પાર્લામેંટમાં પ્રેસ્બિટેરિયનોનું જોર પાછું વધી ગયડ્યું. તેમણે પહેલો ઠરાવ રદ કરી રાજાતર્ફ પાછી વિષ્ટિ મોકલી, અને મદમાં આવી જઈ ધર્મ બળાત્કારનો ઘણમાંઘણ્ત કાયદો આવેળા પસાર કર્યો. આ રીતે ભગત સિપાહીઓએ જોયું કે આપણી ઉપર ચોતર્ફથી વાદળ ચડી આવ્યુંછે, અને આપણું ધાર્યું બધું ધૂળ મળવાનીજ તૈયારીમાં છે. એની સાથેજ તેઓની આંખ ફાટી અને ભારે સૈન્યપ્રકોપ પ્રગટ્યો.

સૈન્યપ્રકોપ જેવો પ્રચંડ તેવોજ, ગંભીર હતો. બંડખોરોની સામા કૂચ કરવાની સાંજે તમામ લશ્કર ઇશ્વર પ્રાર્થનાને અર્ધ પૂર્ણ શ્રદ્ધાથી ભેગું થયું, અને પ્રાર્થના કરી રહ્યા પછી પ્રત્યેકજણે ઇશ્વર સાંનિધ્ય એવી પ્રતિજ્ઞા લીધી, કે, "જો પ્રભુ આપણને આ લડાઇઓમાંથી ગમેત્યારે પણ પાછા સહીસલામત આણે, તો આપણું કર્તવ્ય એજછે કે પેલો ખૂની ચાર્લ્સ સ્ટુઅર્ટ જેણે પ્રભુપક્ષ વિરૂદ્ધ અને આ રાંકડી પ્રજા વિરૂદ્ધ પોતાથી બને તેટલું કરવામાં કાંઈ પણ કસર રાખી નથી તથા જેણે દેશમાં લોહીના નદીઓ વહેવડાવી છે, તે ચાર્લ્સ સ્ટુઅર્ટ પાસે અચૂક આ લોહીનો જવાબ આવીને માગવો !

આવી ભયંકર પ્રતિજ્ઞા કરી આ લશ્કર બંડ સમાવવા વાઘની પેઠે ચોતર્ફ ફરીવળ્યું. ફેરફાક્સે ત્રણ દહાડામાં કેન્ટના ફિતુરીઓને કચરી નાંખ્યા, અને પૂર્વ પ્રગણાઓમાં ફક્ત કાલચેસ્ટરજ તેમના હાથમાં રહ્યું. આણીતર્ફથી ક્રામવેલ વેલ્સમાં ધાયો કે બધા હુલડખોરોને નાસતાં ભોંય ભારે પડી અને જેમતેમ કરતાં પેંબ્રોકમાં તેઓ ભરાઇ બેઠા.

કાલચેસ્ટરે કેટલોક ટકાવ કર્યો, પણ પેંબ્રોક તુર્ત શરણ થવાથી કા-

મ્વેલ છૂટો પડ્યો તે સ્કાટના હુમલાની સામા અણીની વખતેજ જઈ પહોંચ્યો. તેમનું લશ્કર પ્રેસ્ટન સુધી ધસી આવ્યું હતું, અને ત્યાં ૩૦૦૦ ઇંગ્રેજ બળવાખોરો તેની સાથે જોડાઇ ગયા હતા. ક્રામ્વેલ દોડમાર કરતો આ ઠેકાણે જઈ પહોંચી તેમની ઉપર તૂટી પડ્યો, નાશ કે તેમની બેળાજ નદી ઉતરી તેમની પૂઠ ઘેરી લીધી, ને જ્યારે આ પ્રમાણે સપડાઈ જવાથી નાચારીએ યુદ્ધ આપ્યું, ત્યારે તેમની ઉપર એવા પ્રહાર પડ્યો કે, આખું પેદળ શરણ થઇ ગયું, ને ઘોડપલટણ જે નાહી તેનો હરણાંની પેઠે શિકાર થઇ બૂરા હાલ થયા.

આ ફતેહની સાથે શ્વાસ ખાવા પણ ઉભા ન રેહેતાં ક્રામ્વેલ એડિનબરો તર્ફ દોડ્યો; અને ત્યાં જઈ રાજપક્ષવાળાને મારી કાઢ્યા, તથા રાજ્યનો સઘળો બંદોબસ્ત કર્યો. ૨૦ મી સપટેંબર ૧૬૪૮. કાલચેસ્ટર ફેરેફાક્સને ૨૮ મી આગષ્ટે તાબે થયું હતું, એટલે, હુમલો તથા બળવા ઉઠ્યા હતા તે તો આ લશ્કરના પ્રતાપે તત્કાળ પાછા સમી ગયા. હવે આ કોપેલી વિજયમસ્ત સેના ઇંગ્લાંડમાં આવી શો ઉત્પાત કરી મૂકેછે તે આવતા પ્રકરણમાં કહીશું.

---

## फ्रान्समां बंधीवानोनी महावजत.

ફ્રાંસમાં ફોજદારી બંધીવાનને કેવી રીતે રાખવામાં આવેછે તેને લગતી નીચેની હકીકત જાણવા જોગછે.

જે બંધીવાનો દરજી, મોચી ઇત્યાદિ ધંધો કરી જાણતા હોય, તેઓને જેલમાં તેઓનોજ ધંધો કરવા દેવામાં આવેછે. પણ જેઓને એવા ધંધા આવડતા નહિ હોય તેમને કાગળની પેટીઓ, કોયળીયો, ધાતુની સાંકળો, રમકડાં ઇત્યાદિ બનાવવાનું કામ શીખવીને તે કામ ઉપર તેઓને લગાડવામાં આવેછે. એ રીતે તેઓના કામથી જે આવક થાય તેનો એક તૃતીયાંશ ભાગ તેમના ગુજરાન ખર્ચ માટે સરકાર પોતે રાખે છે. બીજો તૃતીયાંશ ભાગ એલાયદો રાખી સરકાર તેઓને ખાતે જમે કરેછે, અને તેઓ છૂટા થાય તે વેળા તેમને આપી દેછે. છેલ્લો તૃતીયાંશ ભાગ દારૂ, તંબાકુ, તપખીર, મેવા, મીઠાઈ અથવા બીજી કોઈ

તેઓને મનગમતી ચીજો બંધીખાનાના બજારમાંથી ખરીદવા માટે તેઓને આપવામા આવેછે. મસ્તી તોફાન કરવા અથવા જેલર સાથે નાફરમાની કરવા અથવા બીજી આડી ચાલ ચલાવવાના વાંકની સજા તરીકે, બંધીવાનોને વારંવાર આ મનગમતી ચીજો ખરીદવા માટે મળતો લવાજમ અટકાવવામાં આવેછે, અને તેની બીકથી ઘણુંકરી બંધીવાનો સારી વર્તણુકથી રહેછે. પહેલીવારની તકસીરની સજા તરીકે બંધીવાનને દારૂ અથવા તંબાકુ વેચાતી આપવાની બંધી થાયછે. જો એટલી સજાથી તે નહિ સમજી ફરીથી તકસીર કરે, તો તેને એક માસ સૂધી મનગમતી ચીજો કોઈપણ ખરીદવાની મનાઈ કરવામા આવેછે. તેથી પણ અસર નહિ થાય, તો તેને કામ કરતો અટકાવીને કોટડીમા બંધ કરવામા આવેછે, અને કામ નહિ કરી શકવાથી તેની સઘળી કમાઈ બંધ થાય એટલે ઘણુ કરી એ સજા બંધીવાનો ઉપર ઘણી સારી અસર કરેછે. પરંતુ એ સજાથી પણ સારી અસર નહિ થાય તો છેવટે બીજા વધારે સખત ઇલાજ લેવામાં આવેછે. કેટલાક સારા બંધીવાનો હોયછે, તેઓ પોતાને મોજમજાહ માટે મળતો લવાજમ પોતે નહિ ખરચતા પોતાના કુટુંબ માટે મોકલી આપેછે.

ટીપ મળવા અગાઉ તપાસ ચાલતી હોય, તે વખતે જેલમા પડેલા બંધીવાનોને રાખવાની પણ ફ્રેંચોની રીત ઘણી વખાણવા જોગ છે. એવા બંધીવાનોને તેમનો જે અસલ ધંધો હોય તે તદન સગવડથી ચાલુ રાખવાની છૂટ આપવામાં આવેછે. આથી ઘણો સારો ફાયદો થાયછે. કદાચ કોઈ નિર્દોષ માણસ કાંઈ ખોટો વાક આવવાથી ફસી જઈ કેદ પડ્યો હોય, તો વિના કારણે તેને પોતાના ધંધામાંથી થતી નુકસાની અટકે છે.

---

## પુસ્તકો વગેરેની પહોચ.

રાણકદેવી. રચનાર અનંતપ્રસાદ વિ ત્રીકમલાલ વૈષ્ણવ. આ એક મોટી વાર્તા અથવા જેને ઇંગ્રેજીમા નાવેલ કહેછે તે જાતની ચોપડી છે. રાણકદેવીની મૂળ વાત કોઈ પણ ગુજરાતીને અજાણી નથી એટલે તેનો સાર અત્રે આપવાની કાંઈ જરૂર નથી. એ સોરઠીઆણી સતીની કથા જ-

તેજ ભયકરણાદિક ઉંચા રસોથી ભરપૂર છે. એમાં યોગ્ય રંગ પૂરીને બાઈ અનંતપ્રસાદે સારો વિસ્તાર કર્યોછે, અને "કરણઘેલો" જેની લોકપ્રિયતાથી ઉશ્કેરાઇને, એ ગ્રંથ કર્તા કહેછે, કે મે આ વાર્તા લખીછે તેની બરોબરી કરી શકે એવી તો આ થઈ નથીજ, તો પણ તે વર્ગના છે એમાં કાંઈ શક નથી. અત્યારસુધી કરણઘેલાની જે બે ત્રણ નકલો થઇછે તેમાં અમે આ રાણકદેવીને સર્વોપરી ગણીએ છઇએ. વર્ણનશૈલી લગભગ તેના જેવીજ છે, પણ કલ્પનાજનિત રસ કાંઇક ઓછોછે. વર્ણનમાં કયે સ્થળે વિસ્તાર કરવો અને કયે સ્થળે સંક્ષેપ કરી નાંખવો એમાંજ રસિક વાર્તાકારનું ચાતુર્ય રહેલું છે; અને તે મેળવવા તર્ફ આ બાઈ લક્ષ રાખશે તો આગળ જતાં આથી પણ વધારે સારી વાર્તા લખવાને શક્તિમાન થશે એમ અમે માનીએ છઇએ. બોધ ભાગ પણ આ વાર્તામાં એટલોજ વિસ્તીર્ણછે, પણ તેમાં જોઇએ તેટલું ઉંડાણ નથી. સંહારપ્રકરણોમાં સારો રસછે, અને બધું જોતાં આ ચોપડી તેના બનાવનારને એક મોટી મુબારકબાદી આપવા જોગ નીવડીછે. અમે દિલગીર છઇએ કે એનું વિસ્તારથી વિવેચન કરવા જેટલી જગા અમારી પાસે નથી.

**વૈરાગ્ય.** આ એક અતિનાનાં ૨૦ પૃષ્ઠની એક નાનીજ ચોપડી છે, પણ લખનાર કોઈ સારો કાબેલ માણસ જણાય છે. આપણા લોકનું સ્વાભાવિક વળણ પારલૌકિક વિષયો તર્ફ, અને યુરોપિયનોનું સંસારિક તર્ફ છે એવો ભેદ પ્રથમ દર્શાવી તે બેનું મધ્યસ્થપણું કરનાર બ્રહ્મસમાજ છે એમ છેવટે બતાવ્યુંછે. ભાષા સંસ્કૃતમયીછે.

**પ્રશ્નોત્તરપોથી.** જેમ ખ્રીસ્તી માર્ગમાં બાળકોના મનમાં ધર્મબોધ ઠસાવવા નાની નાની પ્રશ્નોત્તરાવળીઓ (કાટેકીઝ્મ) હોયછે, તેમ આ કોઈ પ્રાર્થનાસમાજની તર્ફથી નીકળી હોય એમ લાગેછે. શૈલી જોઇએ તેવી સંક્ષિપ્ત કે ગંભીર નથી.

**વિદ્યાગુણવર્ણન.** રચનાર દુર્લભદાસ. વિ. શામજી ધ્રુવ. આ નાની ચોપડીમાં વિદ્યાના ફાયદા કવિતારૂપે કાંઇક વખાણ્યા છે. પદ્ય રચના નિર્દોષ ને મધુર છે.

**કાયમહસ્સામાં પડ્યાથી-ડિક્ટેશન સિક્ષક. વાંચનમાળાની ચોપડીઓ**

તેની અશુદ્ધ જોડણીઓ પણ કાયમ થઈ જવાથી એ વિષય શીખવવો મેહેતાજીઓને બેશક બહુ અઘરો થઈ પડ્યોછે. એ હરકત દૂર કરવા દરેક ચોપડીમાં સંદેહભૂત શબ્દો છે તેના અંત્રે જોડણી કરી બતાવીછે. પણ એમાંનીજ કોઈ કોઈ ઠેકાણે જોડણી અમારે મતેતો નિયમસર નથી. મહેતાજીઓનું આ દુઃખ તો જ્યાંસુધી સાતે ચોપડીના શબ્દોની ટીપ સત્તાવાર શુદ્ધ છપાશે નહિ ત્યાંસુધી તે કદી દૂર થવાનું નથી.

**કન્યાવિક્રયદોષદર્શક.** રચનાર ભૂપતરાય હરગોવિંદ દાતાર તથા સહાયક નરોત્તમ નિત્યાનંદ, તથા ઇનામ આપી રચાવનાર રા. રા. મણિશંકર રામેશ્વર યાણદાર. એની મતલબ એના નામ ઉપરથીજ સમજાયછે. હલકા લોકમાં કન્યાવિક્રય ચાલેછે તેને સમજાવવાને માટે આ ચોપડી કાંઈ ઠીક છે, પણ બાકી પુસ્તક રીતેતો નમાલીજ છે.

**પુસ્તકમાળા.** અંક. ૧૮ મો. વડોદરાની સ્વદેશહિતવર્ધક સભા પાઈ પૈપાઇના નાના નાના ચોપાનીયાં કાઢવાનું પોતે ધારેલું કામ ચલાવી જાયછે એ સંતોષની વાતછે. આ અંક રડવા કુટવાના હાનિકારક ચાલવિષે મહાસુખભાઈ હરગોવિંદદાસે લખ્યોછે અને કિંમત ચાર પાઈ રાખીછે.

**પુસ્તકમાળા.** અંક. ૧૯ મો. લખનાર હરગોવન દ્વારકાંદાસ. આ નાના ચોપાનીયામાં ઘરખરચનો હિસાબ રાખવાની અગત્ય સામાના મનમાં ઉતરે એવી રીતે સમજાવી છે. ભાષા જોઇએ તેવીછે. આ પુસ્તકમાળા જે કિંમતે કાઢવામાં આવેછે તે ઉપરથી જણાયછે કે એ થોડું ભણેલા ગરીબ માણસોને માટેજ લખવામાં આવેછે, અને તેમછે તો અતિ સરલ ને રૂઢ ભાષાજ તેમાં વપરાવી જોઇએ. માટે આ બાબત પુસ્તકમાળાના બીજા લખનારાઓ પણ ભાઈ હરગોવનનો દાખલો પકડશે તો તેમની ધારણા ખરેખરી પાર પડશે. વિષય પણ એ વર્ગને ખાસ ઉપયોગી હોય એવાજ પસંદ કરવા જોઇએ.

**ત્રિમાસિક"નદિ"કાકાર.** ગયા વર્ષમાં નીકળેલાં નવાં ચોપાનીયામાં અમે એને પ્રથમપદ આપીએ છઇએ. સંવત ૧૯૩૯ ના કાર્તિક માસથી એ ત્રણ ત્રણ મહીને મુંબાઇમાં છપાઈ લીંબડીથી પ્રસિદ્ધ થવા લાગ્યુંછે. એમાં રાયલ આઠપેજી પૃષ્ટ ૨૮ આવેછે, અને છપાઈ કાગળ વગેરે સુંદર

છે. લખાણની બાબતમાં આપણા મહેલાંવર્ગના ચોપાનીયાની હારમાં એને ગણી શકાય; ભાષા શુદ્ધ, ને સ્વચ્છ, તથા વિષયો ઠીક પસંદ કરવામાં આવેછે. કુંવારી કન્યાની વાર્તા સરસ લખાયછે, પણ અમારા વિચાર પ્રમાણે ત્રિમાસિકમાં વાર્તાઓ ન જોઇએ, કેમકે વર્ષમાં જેના ચારજ કાંધા ભરીશકાય તે દેવું પૂરૂં જે ક્યારે થાય? ગ્રંથવિવેચન ભાગ સુધરતો જાયછે, પણ હજી મનમાનતો નથી, અને બીજા માસિકો કરતાં આ ત્રિમાસિક એ બાબત તો કાંઈ વિશેષજ કરતું નથી. પણ કદમાં સારો વધારો કર્યાવિના એમ કરવું અશક્ય છે, કેમકે ત્યારેજ લાંબા વિવેચન કે જેનીજ ભાષામાં ખોટછે, તે એમાં દાખલ થઈશકે. ત્રિમાસિક કાળ રાખવાનો હેતુજ એકે સાધારણ માસિકથી એનાં પાનાં ત્રગણાં તો તે કિંમતે થઈ શકે, અને એમ થયું એટલે ૧૫—૨૦ પૃષ્ટ સુધીનો વિષય સહેજ તેમાં લખી શકાય, અને એવા વિસ્તીર્ણ વિષય લખાય ત્યારેજ તે ખરૂં ત્રિમાસિક કહેવાય. માટે અમારી ખાસ ભલામણ છે કે એનું કદ અવશ્ય વધારવું. ટીકાકાર પોતાના નામનીજ જોડણીમાં ભૂલ કરેછે તે આવતા વર્ષથી સુધારી લે તો સારૂં. ટીકા શુદ્ધ સંસ્કૃત શબ્દ છે અને તેમાં ટીહ્રસ્વ નહિ, પણ દીર્ઘ છે.

**તનદુરસ્તી પ્રકાશ.** ગયા અકટોબરથીજ આ માસિક નીકળવા માંડ્યુંછે એટલે તે વિષે બરાબર અભિપ્રાય આપી શકાતો નથી, પણ એ વિષય ઘણોજ ઉપયોગી છે. અને હાલ તો બાબતો પણ સાધારણ લોકને ઘણી ઉપયોગી આવેછે. અમે ઇચ્છીએ છીએ કે મુંબાઇમાં પહેલા તંદુરસ્તી નામનું ચોપાનીઉં નીકળતું હતું તેવું આ થાઓ. એનું કદ રોયલ આઠ પેજી બે ફર્માનું, અને કિંમત રૂ૧) રાખી છે. સાવલા ડીસ્પેન્સરીના દાકતર જીજી પચાંણજીની તર્ફથી શેઠ દીનશા માણેકજી પીટીટની મદદવડે એ નીકળે છે. ભાષા તથા કાગળ છાપા ઉપર કાંઈક વિશેષ લક્ષ આપવામાં આવે તો ઠીક.

**ગુજરાત માસિક પત્ર.** પાછલે વર્ષે ગુજરાત ત્રિમાસિક એ નામે નીકળતું હતું તેજ આ. એણે જે જાતના વિષયો બહુધા પકડ્યા હતા તે જોતાં એને અમે ગુજરાતી માસિકમાં એક અગત્યનો વધારો ગણતા હતા. એનું

વળણ દેશની ને તેમાં પણ વિશેષે કરીને રજવાડાઓની રાજકિય તથા આર્થીય સ્થિતિ તરફ વધારે હતું. લખનારા કદાપિ ગુજરાતી ભાષા લખવામાં બિનવાકેફગાર પણ જાતે સારા કેળવાએલા જણાતા હતા. પણ અમે દિલગીર છીએ કે વર્ષના પાછલા ભાગથી તે બંધ પડયું છે. જો ફરીથી એ બીજે હાથે ચલાવવામાં આવે, તો અમારી ભલામણ એટલીછે કે એનું જે સ્વરૂપ હતું તે બદલી નાંખવું નહિ. એવી ઢપના ચોપાનીયાની આપણી ભાષામાં હજી ખોટજ છે.

**સ્ત્રી સદ્બોધ રત્ન.** પ્રગટ કરનાર તુલશીબાઈ. સ્ત્રી તરફથી સ્ત્રીઓને માટે લખાતું ચોપાનીયું આપણી ભાષામાં આ પહેલ વહેલુંજ છે. એમાં વિષયો બહુધા સ્ત્રી જાતને ઉપયોગી તથા સુબોધકારકજ આવેછે. એનું કદ એક ફર્માનું તથા કિંમત ટપાલ ખરચ સુધાં વર્ષે આઠ આના છે.

**કુસુમગુચ્છ અને જ્ઞાનપ્રસારક.** એ ભેળાં કરી નાંખ્યાં એ સારૂં કર્યું છે. હાલ જે બાર પાનાનાં પતાકડાં ઠેકાણે ઠેકાણે નીકળે છે તે જોઇ ખરે ખર અમને તો કંટાળો છૂટેછે. એટલામાં લખનાર લખી પણ શું શકે? આ સંયુક્ત રૂપે તે ઠીક લખાય છે. હમેશાં સાંધણીઆ ન ચલાવતાં એક વિષય એક અંકમાંજ ઘણું કરીને પૂરો થઈ જાય એવું કાંઈ ધોરણ રાખવામાં આવે તો એથી પણ એ વધારે સારૂં દેખાશે.

**સુબોધપ્રકાશ અને સારસંગ્રહ.** આ રહ્યું તો બારપાનીઉંજ, પણ બે ટળીને એક થયું એ પણ ઠીક. એમાં સારસંગ્રહ સારી રીતે પસંદ કરવામાં આવેછે. જો બાર પાનીયુંજ કાઢવું, તો તો સારસંગ્રહને રૂપેજ એ અમને ઉત્તમ લાગેછે. આ સારસંગ્રહમાં નીતિ, વિદ્યા, ઇતિહાસ વગેરેનાં પેટાં પાડી ગોઠવવામાં આવતો હોય તો વધારે સારૂં.

**આર્યસુબોધક.** આ બાર પાનીયું માંડવી ( જિલ્લે સુરત ) થી નીકળે છે. એના લખાણમાં કેળવાએલા જુવાનનો હાથ જણાય છે, પણ જ્યાં આટલા નાના પતાકડામાં નાટક, વાર્તા, ભર્તૃહરિનું ભાષાંતર, લાંબા લાંબા નિબંધો, વગેરે એકી વખતે અનેક વિષયો ભરવાનું પ્રયત્ન થાય, ત્યાં સારૂં ફળ નીપજવાની શી આશા? વર્ષ પૂરૂં થવા આવ્યું છે તોપણ હજી એક નાટક પહેલા અંકથી શરૂ કરેલું તેના પ્રવેશ (પાનાપાનાનાંજ છે તો-

પણ) છ એ સમાઈ શક્યા નથી. વિદ્યાનંદ ચરિત્ર નામની વાર્તા તો બે ત્રણવાર આવીને ગુમ થઈ ગઈ તેનો કાંઈ પત્તો જ લાગતો નથી. બબ્બે પૃષ્ટ લખી દરેક વિષયને અપૂર્ણ મૂકી દેવાથી કાંઈપણ વાંચવા જોગ એક અંકમાં આવી શકતું નથી. માટે મોટા મોટા વિષયોને વિસ્તારથી લખવાની ટેવ છોડી દઈ થોડામાં ઘણું કરવાની કળાજ નાના ચોપાનીયામાં લખનારે શીખવી જોઇએ.

ધર્મસદ્બોધ રત્ન. આ પણ અલબત્ત બારપાનીઉંજછે, એ વાલોડ (જિલ્લે સુરત) થી પ્રસિદ્ધ થાયછે. છએક મહીના થયા પ્રસિદ્ધ થવા લાગ્યુ છે. એનો વિષય ધર્મ અને વિશેષે કરીને હિંદુધર્મ છે. લખાણ સામાન્ય બધાં બારપાનીયા જેવુંજ.

આત્મજ્ઞાન વર્ધક. એ આઠપેજી બે ફર્માનું ચોપાનીઉં છ મહીનાથી થા. છગનલાલ લલ્લુભાઈ કરીને કોઈ નડીયાદથી કાઢેછે. એમાં યોગવાશિષ્ટ, સપ્તશ્લોકી ગીતા, વિદુરનીતિ, તુલશીકૃત રામાયણ, ગુરૂગીતા વગેરેમાંથી તર્જુમા આપવામાં આવે છે. એકજ ગ્રંથ લઈ તેનોજ તર્જુમો વિદ્વાનને હાથ કરાવી આપવા માંડ્યો હોય તો વાંચનારને વધારે સુગમ પડે, ને ઉપયોગી પુસ્તક થાય. કિંમત વર્ષનો રૂ ૧).

જ્ઞાનદીપક. (જુનાગઢથી) અને વૈદ્યરત્ન (ખેડેથી) નીકળ્યાં હતાં તે તો બેચાર માસ આ સંસારનો વા ખાઈ પાછાં થયાં છે. હોય! જણે તેટલાં કાંઈ જીવેછે? રહ્યાં તેજ બધાં જીવે તો બહુએ છે.

ખેડા ખેતીવાડી પત્ર. ખેડા કલેક્ટરના પ્રમુખપણા હેઠની સારા સારા ગ્રહસ્થોની ખેતીવાડી ઉત્તેજક મંડળી તરફથી એ ચોપાનીયું નીકળેછે અને તે રાવસાહેબ હરિલાલ છગનલાલ સત્સવાદીના મંત્રીપણામાં આ વરસથી સારી રીતે લખાવા છપાવા લાગ્યુંછે. એ છે તો આઠપેજી એક ફર્માનુંજ, પણ પોતાના એક ખાસ વિષયને વળગી રહેનારજ ચોપાનીયાનું નાનું કદ એ કાંઇ હમેશાં વાંધો લેવા જોગ નથી, પણ તખતે તે બલામણ રૂપ થઈ પડેછે. દશ તે વિષયને છેડે, એકે વિષય લખવામાં બલીવાર નહિ, અને બબે પાનાને છેવટે અપૂર્ણ અપૂર્ણ એમ વાંચીએ છીએ, ત્યારે હાલના બારપાનીયાં ઉપર કંટાળો આવેછે, પણ અહિંયા તો ખેતીવાડીનાજ

જૂદા જૂદા અંગ ઉપર ડાહાપણથી એ ત્રણ વિષય લખવામાં આવે છે, અને તેથી અમે એને એક અગત્યનું માસિક અત્રે ગણીએ છીએ. ફક્ત એ કૃષિદિને અમારી એટલીજ ભલામણ છે કે એનો પ્રસાર ખેડુ વર્ગમાં પુષ્કળ થાય તેને માટે બનતી સઘળી મેહેનત લેવી જોઇએ. ટપાલ ખરચ સુધાં એની કિંમત વર્ષે રૂ૧-૩-૦ રાખી છે તે ખેતીવાડીનું અગત્ય જોતાં વધારે નથી, પણ ખેડુતોને તો બહુ ભારે પડે એટલી છે, અને તેથી અમને દેહેશત લાગેછે કે તે વર્ગમાં એનો ફેલાવો જોઇએ તેટલો નહિંજ હોય. વર્ષે રૂ૧॥ રૂપિયો રાખ્યો હોય તો બસછે.

ઉદિચ્ય હિતેચ્છુ પત્ર. આ બાર પાનીઉં અમદાવાદમાં ઉદિચ્ય હિતેચ્છુ નામની સભા તર્ફથી એ નીકળે છે, અને અમે ધારીએ છીએ કે એ જાતના બ્રાહ્મણોને એ કેટલેક દરજ્જે ઉપયોગી પડતું હશે.

The Morning star. એ સોપાનીયું અમદાવાદની "જુવાન માણસોની સંવાદક સભા" તર્ફથી ઇંગ્રેજીમાં પ્રગટ થાયછે. દિનપરદિન એમાં સારો સુધારો થતો જાયછે, અને અકટોબરથી પોતાના નવા વર્ષ સાથે સારૂં નવું રૂપ ધારણ કર્યું છે. નવા જુવાન માણસો લખનાર છે એ વાતનો વિચાર કરતાં, ઇંગ્રેજી લખાણને માટે તેમને મુબારકબાદી આપવી ઘટેછે. નિર્દોષ અલબત્ત નથીજ, પણ આ ઇલાકા ખાતે એવી ટપનુ ઇંગ્રેજીમાં લખાતું સોપાનીયું એ પહેલુંજ છે. આશાછે કે આ બીજા વર્ષને અંતે એમા એથી પણ વધારે સુધારો થશે. ચાલુ બાબત ને સંસારોપયોગી વિષયો ઊપર કોઈ અનુભવી લખનારને એમાં વધારવો જોઇએ. વાચો ભાગ ઠીક લખાય છે. સ્ત્રીબોધ જેવડાં ૨૪ પૃષ્ટ એ માસિકમાં છે અને કિંમત આ વર્ષથી રૂ૧॥ કરીછે.

---

## सारसंग्रह.

નિશાળોના ઇન્સ્પેક્ટર દાખલ દેશી સ્ત્રીઓ—મદ્રાસમાં સ્ત્રી તબીબો થઈ ચૂકયાછે, અને હવે ત્યાંની નિશાળોના ઇન્સ્પેક્ટરો દાખલ પણ સ્ત્રી અને તે પણ દેશીઓની નીમણુક થયછે. રાજા ગોપાળ અને ગોવિંદા રાજુલુ નાતે બે ખ્રીસ્તી થઈ ગએલા દેશીઓના કેળવાયેલી છોકરીઓને મદ્રાસ ઇલાકા-

ની નિશાળોની ઇન્સ્પેક્ટર ઠરાવવામાં આવીછે, એવી સાંનો એક દેશીપત્ર વાળો ખબર આપેછે.

ચોપડીયોના રક્ષણ માટે "પરકલોરાઇડ ઓફ મરક્યુરી" ચોપડવાથી લાભ જણાવ્યો હતો તે માટે એમ કહેવામાં આવેછે કે તે દવા ઝેરીછે ને ચોપડીના પાના ઉથલપાથલ કરતાં તેનું ઝેર શરીરમાં પ્રવેશ થાયછે.

મીસીસ—આનંદીબાઈ જોષી, જે ફીલાડેલફીયામાં અભ્યાસ કરેછે તેને વિષે વિશેષ આ પ્રમાણે ખબર મળીછે. મીસીસ જોષી ઘરેરે પુષ્ટ, સામલી અને અંગ્રેજી શેકહેન્ડ કેમ કરવી તે સારી રીતે જાણેછે મીલાવડામાં જાયછે ત્યારે હિંદુ પોશાક પહેરેછે. જે મીલાવડો મળ્યો હતો તેમાં તેણે સોનેરી કોરની લાલ સાડી પહેરી હતી. બુટ સ્ટોકીંગ પહેર્યા વગર ન ચાલે તેજ પહેરવામાં આવ્યા હતા. પણ માથે ફુલની વેણી બાંધી હતી. કપાળપર ચાંદલો હતો. મીસીસ જોષીનો આવીંદ બ્રહ્મોસમાજીષ્ટ છે. એમ કહેવામાં આવેછે કે બ્રહ્મોસમાજના૧૫ લાખ મેમ્બરો છે (જે અમે સાચુ માનવાને બંધાયલા નથી) તેણી સંસ્કૃત, મરાઠી, હિંદી, ગુજરાતી, કેનેરી, ને ઇંગ્રેજી ભાષા જાણેછે, ને અમેરિકામાં ખુશ રહેછે.

વીજળીકપંખા—ઓરડાઓમાં ટાંગવાના મોટા પંખાઓ ખેંચવા માટે મજુરો રાખવાની કદી જરૂર નહિ પડે એવી એક શોધ હાલ થયછે. એ યંત્રની મદદથી માત્ર પંખા ખેંચાયછે, એટલુંજ નહિ પણ તેમાં કેટલીક ગોઠવણ કરવાથી ઓરડામાં દુરગંધ નાશ કરનારી દવાઓ અથવા ખુશબોઇઓ પણ ફેલાવી શકાયછે.

---

## सरकारी जाहेरखबर.

રાજકોટ ટ્રેનિંગ કાલેજની ગઈ પ્રવેશક પરીક્ષામાં ગૌરીશંકર ભવાનીશંકરે ૫૨૭મમાં ભણેલો એમ લખાવેલું તે ખોટું માલમ પડવાથી તે સુધારીને પાણસીણાં કર્યુંછે.

રાજકોટ. (ઇંગ્રેજી સહી) નવલરામ લક્ષ્મીરામ.
૧૫-૧૨-૮૩. પ્રિન્સિપાલ રાજકોટ ટ્રેનિંગ કોલેજ.

# જાહેર ખબર.

જાવક નંબર. ૭૬ સને ૧૮૮૩-૮૪

મારી આજમ ગુજરાત શાળાપત્રના એડીટર સાહેબ તરફ અમદાવાદની ગુજરાત ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ તરફથી સલામ સાથે મોકલવાની એવી-જે ચાલતી સાલની અમદાવાદ ટ્રેનિંગ કૉલેજની પ્રવેશક પરીક્ષામા નીચે લખેલા ઉમેદવારો પાસ થયાછે તેઓનાં નામ વગેરે આપના શાળાપત્રમા છાપી પ્રસિદ્ધ કરશો.

| નં. | નામ | ક્યા શીખેલો. | નં. | નામ | ક્યાં શીખેલો. |
|---|---|---|---|---|---|
| ૧ | લાલભાઈ લલુભાઈ. | કઠોલી. | ૨૧ | સોમેશ્વર નરોતમ. | દાહોદ. |
| ૨ | લાલદાસ કાશીદાસ. | ચકલાશી. | ૨૨ | હરીપ્રસાદ આત્મારામ. | વડોદ. |
| ૩ | મગનલાલ નરભેરામ. | પરાંતીજ. | ૨૩ | મોતીલાલ લલુભાઇ. | નડીયાદ. |
| ૪ | હીંમતલાલ ઉત્તમરામ. | પરાંતીજ. | ૨૪ | કરમચંદ કીશોર. | ગડકણ. |
| ૫ | હરિલાલ વીઠલ. | અમદા નં. ૧. | ૨૫ | માધવલાલ કીશોર. | અમદાવાદ.નં. |
| ૬ | હરિલાલ નરસીરામ. | માતર. | ૨૬ | ચુનીલાલ મહાદેવ. | વીરમગામ. |
| ૭ | હીરાલાલ પ્રાણવલ્લભ. | નડીયાદ. | ૨૭ | રામચંદ્ર બાપુજી. | ઉમરેઠ. |
| ૮ | રણછોડ દામોદર. | જબુસર. | ૨૮ | સોમેશ્વર નાનકેશ્વર. | લુણાવાડા. |
| ૯ | રેવાશંકર નાથારામ. | કરમસદ. | ૨૯ | રણછોડ દ્વારકાંદાસ. | સુણાવ. |
| ૧૦ | ભીખાભાઇ શીવરામ. | ચકલાશી. | ૩૦ | છોટાલાલ ત્રીભોવન. | ચકલાશી. |
| ૧૧ | મોહનલાલ મૂળશંકર. | બાવળા. | ૩૧ | ભગવાન બાલાભાઇ. | કપડવણજ |
| ૧૨ | મગનલાલ કાળીદાસ. | હરસોલ. | ૩૨ | રણછોડજી કલ્યાણજી. | અખામા |
| ૧૩ | બાઇશંકર કેશવલાલ. | અમદા. નં.૨ | ૩૩ | દલસુખ હરગોવન. | લુણાવાડા. |
| ૧૪ | ખંડુભાઇ શંકરજી. | વહાર. | ૩૪ | ગોવરધન મોતીચંદ. | કુલાલ. |
| ૧૫ | મોહનલાલ દ્વારકાંદાસ. | અડાસ. | ૩૫ | ડાહ્યાભાઈ જગુભાઈ. | પરીખા. |
| ૧૬ | પરષોતમ ત્રીભોવન. | વાડાસીનોર. | ૩૬ | દેશાઇભાઈ ડુંગરભાઈ. | કરમસદ. |
| ૧૭ | જવેરલાલ હરગોવન. | કઠલાલ. | ૩૭ | છોટાલાલ મહેશ્વર | લુણાવાડા. |
| ૧૮ | દલસુખ પાનાચંદ. | લસુંદ્રા. | ૩૮ | જેઠાલાલ દામોદર. | સરખેજ. |
| ૧૯ | લલુ હરકીસન. | માતર. | ૩૯ | ભુલેશ્વર છગન. | લુણાવાડા. |
| ૨૦ | નારણજી દયાળજી. | ખરસાડ. | ૪૦ | ભોગીલાલ મુળજી. | આણંદ. |

૪૧ જીવાબાઈ જોરાબાઇ. આંકલાવ. ૪૩ ત્રીભોવન કહાનદાસ. નડીઆદ.
૪૨ ડાહ્યાભાઇ લલુભાઇ. અખામા. ૪૪ ચકુભાઇ બાપુજી, મહુધા.

ઉર્દુ ઉમેદવારો.

| નં. | નામ | ક્યાં શીખેલો | નં. | નામ | ક્યાં શીખેલો. |
|---|---|---|---|---|---|
| ૧ | અમીદ ફૉજલ. | મહુધા. | ૫ | અબરામઅલી અબ્બુજી. | સારોદ. |
| ૨ | ગુલામઅલી ગુલામનબી. | અમ. નં. ૯ | ૬ | શેખકરીમ શેખસરવર. | કડોદ. |
| ૩ | કુરેમઘામીયાં બાઇમીયાં. | ધંધુકા. | ૭ | ઉસ્માન ગુલામરસુલ. | કડોદ. |
| ૪ | ફેજુ નવરંગ. | મહુધા. | | | |

તા. ૧૪-૧૨-૮૬. } (ઇંગ્રેજી સહી) મહીપતરામ રૂપરામ.
} પ્રિન્સિપાલ ટ્રેનિંગ કાલેજના. અમદાવાદ.

---

## નિશાળોના ઇનામ પત્રક.

(પાછળ પાને.)

વારસદ. કાળીદાસ બેચર ૨૨) મીઠાઇ—અસલાલી. ઓત્રાસણી સ્ટેસનના માસ્તર બલાબાઈ પ્રાગજી બાંધએ ૨૧) પતાસાં—બોરેજા. નિશાળના મેમ્બરોએ ૨૧) પતાસાં—ખસ. મેહેરબાન પહેલા કારકુન મોહનલાલ કલ્યાણજી. ૨ગા—ગોમતીપુર. નિશાળના મેમ્બર પટેલ બાઇચંદ નારણજી ૨૧) મીઠાઇ—નાનીબોરૂં. લખમીચંદ ચતુરભાઇ ૨૧) સાકર—ધોળકા નં. ૧ બ્રાંચ. દામોદર પુરશોતમ ૨ગા પતાસાં—ઉંવારસદ. શા. મોતીલાલ મગનલાલ શા. ઉજમલાલ પાંનાચંદ ૨૨૫-૩-૦ ચોપડીઓ—વીરમગામ ઉર્દુ ગોંડળના સારસ્તેદાર બાવામીયાં પીરમીયાં ૨૨) પતાસાં—ભોજવા. મુખી વલીબાઇ જીવાભાઇ ૨૧) સાકર—જમાલપુર. બ્રાંચ. દયાશંકર નથુરામ તથા મોતીલાલ ચુનીલાલ બંને મિત્રોએ ૨૧-૯-૦ ચોપડીઓ—ભુવાલડી. ધોળકા મીફ કાન્સટેબલ અમથાલાલ નરસીરામ ૨ગા પતાસાં—ધોળેરા બ્રાંચ નં. ૧ નંબર બીજાના મેહેતાજી છગનલાલ માવજી ૨ગા મીઠાઇ—કોઠ. મોતી હેમચંદ મોદી ૨ગા મીઠાઇ ઠાકર રગનાથ બેહેચર ૨ગા મીઠાઈ—પાટડી. ઠાકોર સાહેબ હીમતસંગજી જોરાવરસંગજી

રૂ૧૧-૨-૯ ચોપડીયો રૂ૨) મીઠાઈ—ધંધુકા કન્યાશાળા. પોલીસ ઇન્સ્પેક્ટર મનસુખરામ મૂળજી રૂ૦-૯-૦ પતાસાં—ભાંડળ. ગાંધી ઊમેદ નાનચંદ રૂ૧) મીઠાઈ—સાકરીઆ. મે. કૃ. આ. કલેકટર સાહેબે રૂ૧-૭-૯ ચોપડીયો—નાવડા. અવલકારકુન મોહનલાલ કલ્યાણજી રૂ૧) સાકર—ધોળકા ધાંચ નં. ૧ મો. દસક્રોઈના તલાટી રણછોડલાલ વલ્લભરામ રૂ૦ાા પતાસાં—વિરમગામ કન્યાશાળા. દેશાઈ કેશવભાઈ કુબેરભાઈ રૂ૫) બારોટ ત્રીકમભાઈ ભીમશીંગ રૂ૩) તા. મામલતદાર વલ્લભદાસ કરશનદાસ રૂ૨) તા. મે. સે. સબજડજ નાગરદાસ નરોતમદાસ રૂ૨) દેશી વૈદ્ય પીતાંબર રાયચંદ રૂ૨) વકીલ હરિલાલ મોહનલાલ રૂ૨)—ઉતેળીઆ. લીમડી બાઇના કારભારી ગીરજાશંકર દલસુખરામ રૂ૦ાા સાકર—માંડાસા કન્યાશાળા. મ્યુનિસિપાલટી તર્ફથી રૂ૯-૫-૩—કોઠ. ચુવાણ. સતુભાઈ ઉરફે સલતાનશંગ નથુભાઈ રૂ૧) મીઠાઈ—અમદાવાદ નંબર ૬ માજુબા શીવલાલ રતનલાલ રૂ૧૩-૧૨-૦—પાટડી. દેશાઈ શ્રી સૂર્યમલજી ભીદાવરશંગજી રૂ૪) દેશાઈ શ્રી રણછોડભાઈ મોહનભાઈ રૂ૪) દેશાઈ બાપાભાઈ દમુભાઈ રૂ૨) અખ્યાર છગન હરિવલ્લભ રૂ૨) સોરા કુબેર ભૂદર રૂ૨ ) શેઠ ચતુર બેચર રૂ૨) શેઠ નથુ વાઘજી રૂ૨) કુલ રૂ૧૮) તેમાંથી રૂ૬) પતાસાં રૂ૧૨) છોડીઓને ઓઢણાં તા. રેજા રેવાના તા. ૨૦-૧-૮૩ મુ. ધંધુકા.

(ઇંગ્રેજી સહી.) મોતીરામ રાજારામ.
ડે. એ. ઈ. અમદાવાદ.

### ઝાલાવાડ પ્રાંત.

( જા. નં. ૪૦૧ નું સાંધણ.)

૧૮-૮-૮૨

વઢવાણ સીવલ સ્ટેશન. વેપારી મોહન બકોર રૂ૨) છોકરાઓને કેરીના—વઢવાણ શહેર. વળાના રહીસ ભગવાનજી શંકરજી રૂ૦ાા પતાસાં—રામપુરા. વઢવાણ ઠાકોર સાહેબના ભાઈશ્રી બાળસીંહજી સાહેબ તથા માજીરાજજી સાહેબ રૂ૧૬-૧૪-૯ છોકરાઓને ચોપડીયો રૂ૨) સાકર રૂ૩) મેહેતાજીને પાઘડીના રૂ૨) આસિસ્ટંટને કુલ રૂ૨૩-૧૪-૯—વઢવાણ કન્યા-

શાળા. લીમડી કન્યાશાળાનાં શીવણ શીક્ષક જવલબા ધનજી ૨૦॥— રંગપુર. ઝાલા રાયસંગજી ભુપતસંગજી રૂ૧) શા. તલકશી પીતાંબર રૂ૪)— ગુંજાર. રા. રા. લક્ષ્મણરાવ ગંગાધર વોહોરા હીમરાજ લાધા. શા. ડાહ્યા રેવાંદાસ અને મૂખી ત્રીકમ રૂ૩॥ ચોપડીઓ. તથા મીઠાઇ—લીમડી. નાંદોદના રાણીબાઇશ્રી તર્ફથી કન્યાશાળામાં દર માસે પાણી સારૂ રૂ૨)— વાકાંનેર. મીન્ટ માસ્તર નર્મદાશંકરભાઇ તથા મહેરબાન હરિદાસભાઈ સ્ટેટ કારભારી તથા સ્કૂલ કમિટિ તર્ફથી રૂ૫-૧૪-૦ ચોપડીઓ. રૂ૪॥ મીઠાઈ અને કન્યાશાળામાં તાલુકા માસ્તર કલ્યાણજી ચત્રભૂજ તથા સંઘવી ઝવેર વિગેરે ૩-૧૦-૦ કેરી—મંચાસીઆ. ભુજ તાબે તેરાના કુમાર શ્રી હમીરજીના કારભારી તથા ઘુનડાના કારભારીએ રૂ૧-૨-૦ ચોપડીઓ તથા મીઠાઈ વાકાંનેરના રહીસ કસળચંદ પ્રાગજી રૂ૦॥ મીઠાઈ—સરા. રાવળ કરસન રેવાએ પોતાને ઘેર પૂત્રનો જન્મ થવાથી રૂ૦॥ મીઠાઈ— મુળી. ફોજદાર સાહેબ શ્રીવંત ત્રીભોવન તર્ફથી રૂ૨) કેરીઓ—કુકડા. ઠકર લાધા લવજી રૂ૦ા—સખતર. મે. કારભારી સાહેબ ફુલચંદ કમળશીએ પોતાના દીકરાને મંદવાડમાંથી આરામ થવાથી રૂ૪) મીઠાઈ. ઓઝા માણેકલાલ પ્રેમાનંદે પોતાને ત્યાં પૂત્રનો જન્મ થવાથી રૂ૧ા પતાસાં— ઝીંઝુવાડા. અબરામજી અલીજીએ પોતાના દીકરાને નિશાળે બેસાડી રૂ૦। પતાસાં વહીવટદાર સાહેબ કેશવલાલ ગિરધરલાલને ત્યાં પૂત્રનો જન્મ થવાથી રૂ૧ા પતાસાં—ચુડા. ભાવનગરના શેઠ જીવવલ્લભ મગનલાલ રૂ૧॥ કેરીઓ—ચોટીલા. મહેતાજી ઓઘડ ગોવિંદજીએ રૂ૧ા સાકર—વાંટાવદર. શા. મોતી રામજીએ રૂ૧૦) લાડુ કરી છોકરાઓને જમાડ્યા—આલણીયાદ. રાણા અલુભા વગેરે રૂ૨) રૂમાલ ભાગદારો તથા પોલીસ પટેલ કેશવજી તર્ફથી રૂ૦॥ દ્રાક્ષ—આશવણુ. વાર્ષિક પરીક્ષા વખતે રાણાશ્રી શીવાસિંહજી તર્ફથી રૂ૧॥ બરફી—મોટાઅંદેવાળીયા. ગામ લોકો તર્ફથી પરીક્ષા વખત રૂ૧ા મીઠાઈ—કુડા. પરીક્ષા વખત ગરાશીઆઓએ રૂ૦ા મીઠાઈ— સીધા. ખોજા તારભાઈ બાબુજી રૂ૧ા કેરી પાલીતાણેથી દરબારશ્રીના કુંવરો પધાર્યા તે વખતે રૂ૨) મીઠાઈ—એથાણુ. રા. છગનલાલ જેઠાભાઈ તથા આદમભાઈ હુસેનભાઈ રૂ૦॥ મીઠાઈ—આલણીઆદ. રાણાશ્રી

# ગુજરાતશાળાપત્ર

પુસ્તક ૨૩ મું. ફેબ્રુઆરી. સન ૧૮૮૪. અંક ૨ જો.


## કેળવણી ખાતાનો રીપોર્ટ.

### ઈ. સ. ૧૮૮૨—૮૩.

#### ઉપજ ખરચ.

દેશી રાજ્યો બાદ કરતાં આખા મુલક ખાતે આ વર્ષે ૨૬ લાખ ને ૧૮ હજાર રૂપિયા કેળવણીના કામને સારૂ મળ્યા હતા. ગઈ સાલ કરતાં એમાં આશરે બે લાખનો વધારો જણાય છે. એ વર્ષે ફીના લગભગ ૪૩ હજાર રૂપિયા વધારે ઉપજ્યા હતા.

કુલ ખરચ પ્રોવિન્શિયલ ફંડ ખાતે ૧૨। તથા લોકલફંડ ખાતે ૧૪। મળી કુલ ખરચ આ વરસે ૨૬॥ લાખનો થયો હતો. જો એમાં દેશી રાજ્યોના કેળવણી ખાતાનો ૬ લાખ તથા મદદ લેનારી નિશાળોના ખાનગી ફંડમાંથી થએલો ખરચ પાં લાખનો ઉમેરીએ, તો એકંદર સરવાળો ૩૮ લાખ ११ હજાર ને બસેં બાવીસ રૂપિયાનો થાય છે.

પ્રોવિન્શિયલફંડ કયે કયે ખાતે ખરચાયો તથા તેમાં ગઈ સાલ કરતાં કેટલો ઘટાડો વધારો થયો તે નીચેના કોષ્ટક ઉપરથી બરોબર માલમ પડશે.

| નામ. | કુલ ખરચ. | વધારો. | ઘટાડો. |
|---|---|---|---|
| ડીરેકશન ઇન્સ્પેકશન વગેરે | રૂ. ૨૧૪૭૬૨ | ૩૭૯૫ | |
| યુનિવર્સિટી | ૨૭૦૭૦ | „ | |
| કાલેજો, અથવા કાલેજની શાખાઓ | ૧૮૭૩૭૩ | ૯૬૯૦ | |

આપણા પ્રાંત ખાતે જે વધારો થયો તેની વિગત જાણવાની અગત્ય આપણને વધારે હોવાથી તે નીચે નોંધીએ છીએ.

| | નિશાળમાં વધારો. | નિશાળીઆમાં વધારો |
|---|---|---|
| સુરતજિલ્લો | ૫ | ૮૩૨ |
| ભરૂચ ,, | ૧૨ | ૬૧૨ |
| ખેડા ,, | ૧૪ | ૮૩૦ |
| અમદાવાદ ,, | ૯ | ૧૭૯૬ |
| પંચમહાલ | ૯ | ૪૩૨ |
| કાંપ બરોડા | ,, | ૧૩ |
| કાંપ ડીસા | ,, | ૨૬ |
| કુલ. | ૪૯ | ૪૫૪૮ |
| મહીકાંઠા પ્રાંત | ૫ | ૫૮૬ |
| કાઠીઆવાડ ,, | ૬૦ | ૨૯૬૩ |
| રેવાકાંઠા ,, | ૧ | ૩૩૮ |
| કચ્છ ,, | ૫ | ૪૧૧ |
| સુરત ,, | ૫ | ૪૧૩ |
| ખંભાત ,, | ,, | ૫૧ |
| પાલનપુર ,, | ,, | ૧૦૦ |
| કુલ. | ૭૬ | ૪૮૩૮ |
| એકંદર કુલ. | ૧૨૫ | ૯૩૮૬ |

ઉપર જે કુલ છોકરાં આખા ઇલાકા ખાતે ભણતાં ભણ્યાં તેમાં ૮૯૨૫ ખ્રીસ્તી, ૮૦૨૯૯ બ્રાહ્મણ, ૨૭૨૩૮૦ બીજા હિંદુઓ, ૪૧૩૮૧ મુસલમાન, ૯૨૧૧ પારસી, ૮૮૩ યાહુદી, ૨૪૩૫ કાળીપરજ, અને ૨૨ બીજા પરચુરણ હતાં.

### યુનિવર્સિટીની પરીક્ષાઓ વગેરે.

નામના ડા૦ જમશેદજી જીજીભાઈ નામે શાળામાંથી પધારી તેના

નામનું એક ઇનામ દરોવર્ષે રૂ૧૨૦નું એલ. સી. ઇ. ની પરીક્ષામાં જે પહેલે નંબરે ઇજનેરી કામમાં પાસ થાય તેને આપવા સારૂ એ શેઠના પુત્ર પેતિ રૂ૩૦૦૦ ની ચાર ટકાવાળી લોન યુનિવર્સિટીને ભેટ આપીછે.

વડોદરાખાતે મિ. મેલ્વિલ જે ગવર્નર જનરલના એજંટ હતા તેના સ્મરણાર્થે રૂ૬૦૦૦ ની રકમ ઉઘરાવી તે કામની કમિટીએ એક સ્કાલરશિપ સ્થાપન કરવા યુનિવર્સિટીને તે અર્પણ કરવા અર્જી કરીછે. તેમજ મુંબાઇના મુસલમાનની અંજુમન સભાએ રૂ૧૩૬૩૦ ભેગા કરી સરફ્રાન્કસૂટરના નામની સ્કાલરશિપો દર માસે રૂ૧૫ની મુસલમાનોને માટે સ્થાપન કરવાનુ યુનિવર્સિટી ઊપર લખ્યુંછે.

એનો રજિસ્ટ્રાર લખેછે કે માટ્રિક્યુલેશનની પરીક્ષામાં આવવા બાબત ઉમરની જે બંધી હતી તે કાઢી નાંખી, તે આ વર્ષના અનુભવ ઉપરથી વાજબી જણાયછે, કેમકે આ સાલ જે છોકરો પરીક્ષામાં પહેલે નંબરે આવ્યોછે, તે જો એવી બંધી હોત; તો એ પરીક્ષામાં દાખલ થઇ શકત નહિ.

યુનિવર્સિટીની પરીક્ષાઓનું ફળ નીચે પ્રમાણે હતું. પી. ઇ. માં ૧૦૧, પહેલી બી. એ. માં ૫૩, બીજી બી. એ. મા ૨૩, જુની બી. એ. માં ૭૬, પહેલી બી. એસ સી. માં શૂન્ય, બીજી બી. એસ સી. માં ૩, એમ. એ. માં ૫, એલ. એલ. બીમા ૧૪, પહેલી એલ. એમ. એસમા ૭૭, એલ. એમ. એસમાં ૧૫, પહેલી એલ. સી. ઇ. માં ૧૦, તથા બીજી એલ. સી. ઇ. માં ૧૫ જણ આ વરસે પાસ થયા હતા.

અમદાવાદવાળી આપણી ગુજરાતકાલેજને માટે સરકાર કાંઇ નાઉમેદી દેખાડેછે. વર્ષ આખરે મિ. વિસ્ટના પાછા આવવા પછી ભણનારની સંખ્યા ૨૨ થઇ હતી, પણ કુલ વર્ષની સરાસરી હાજરી ૧૭ માથી ઉતરીને ૧૨ ઉપર આવી રહી હતી. પી. ઇ. ની પરીક્ષામાં ૮ મોકલેલા, તેમાંથી ૧ પાસ થયો હતો. ગયે વર્ષે ૨૨ માથી ૫ થયા હતા, તે કરતાં આ કાંઇ ઠીકછે, પણ કેલાપુરમાં એવાજ પાયા ઉપર રાજારામ કાલેજ નીકળી છે તેને મુકાબલે આપણે ઘણુંજ ખેદ દાખવા જોગછે. ત્યાંના એ વર્ષે ૨૮ માથી છેક ૧૪ પાસ થયાછે, અને તે જોઇ યુનિવર્સિટીએ રાજી

થઈ બી. એ. ની પહેલી પરીક્ષાને માટે છોકરા તૈયાર કરવાની તેને છૂટ આપી છે.

વડોદરાં કાલેજે પી. ઈ. ની પરીક્ષામાં ૨૨ માંથી ૮ પાસ કરાવ્યા એ પરિણામ પણ આપણે ઘણું સારૂં ગણવું જોઇએ.

## હાઇસ્કૂલો.

માટ્રિક્યુલેશનની પરીક્ષામાં કુલ ઉમેદવાર ૧૬૦૦ ભેળા થયા હતા અને તેમાંથી ૫૭૨ પાસ પડ્યા.

ગુજરાતખાતે અમદાવાદ તથા સુરતની હાઇસ્કૂલોએ ૧૯, કાઠીયાવાડ હાઇસ્કૂલે ૧૪, સુરત મિશનસ્કૂલે ૧૩, વડોદ્રા હાઇસ્કૂલે ૧૦, અમદાવાદ મિશનસ્કૂલે ૯, ભાવનગર હાઇસ્કૂલે ૭, નડીયાદ હાઇસ્કૂલે ૫, અને જુનાગઢ ભરૂચ તથા નવાનગરની હાઇસ્કૂલો તથા નવસારી મદ્રેસાએ ચાર ચાર છોકરા પાસ કરાવ્યા હતા. ભુજથી ગયા હતા ખરા, પણ કોઇ પાસ થયું નહોતું.

ઇન્સ્પેક્ટર સાહેબની પરીક્ષામાં સુરતમાં સેંકડે ૩૯, અમદાવાદમાં ૪૪, ભરૂચમાં ૫૫, નડીયાદમાં ૫૯, સુરત મિશનમાં ૭, અમદાવાદ મિશનમાં ૫, ભાવનગરમાં ૬૮, રાજકોટમાં ૫૫, જુનાગઢમાં ૬૫, નવાનગરમાં ૮૧, અને નવસારી મદ્રેસામાં ૪૫ પાસ થયા હતા. અમે આશ્ચર્ય પામીએ છીએ કે જે હાઇસ્કૂલો માટ્રિક્યુલેશનમાં ચડતી તે અહિયા ઉતરતી અને જે ત્યાં ઉતરતી તે અહિયા ચડતીજ ઘણું કરીને નિયમની પેઠે હમેશાં માલમ પડેછે.



# केशवचंद्रसेन.

આપણા દેશનો આ દીવો પણ જતો રહ્યો છે. દયાનંદ સ્વામીના સ્વર્ગવાસની કાળી લખતાંજ અમને આ ભયંકર બનાવના ભણકારા વાગી રહ્યા હતા. અમે તેજ વેળા ગદગદિત કંઠે બાખ્યું હતું, કે

"કેશવ માંદો છે પ્રભુ! શ્રીપ્રભુ રાખો શર્મ."

પણ પ્રભુની ગતિ ગહન છે. તેણે ગયા જાનેવારી માસની તા. ૮ મી ને વાર મંગળે આ મહા પુરૂષને ઉઠાવી લીધો છે, અને અમારે ઉંડા નિસાસા સાથે માત્ર આમજ બોલવાનું રહ્યું છે કે,

હવે અસ્ત આ ચંદ્ર પણ ! હવે શું કરિયે ! કર્મ.!

અરે, આ કેશવ ચંદ્રસેન તે આખા ભરતખંડનો ચંદ્રજ હતો, જેની પ્રભા યૂરોપ પર્યંત પડી રહી હતી. આ જમાનાનો એ આપણો સર્વોત્તમ ઇંગ્રેજી વક્તા તથા સુધારક હતો. એના તાત્કાળિક ભાષણની છટા, ગૌરવ, અને સુરસતા જોઈ મોટા મોટા ઇંગ્રેજી વક્તાઓ પણ સાનંદાશ્ચર્યમાં ગરક થઈ જતા., દેશીઓની પ્રતિષ્ઠા વધારનાર અને તેમને હુંપદ ધરવા જોગ ખરેખરો પુરૂષ આ કાળે એજ હતો. યૂરોપ ગયો તો ત્યાં પણ અમીર ઉ-મરાવ અને વિદ્વાન પંડીતોમાં એનો પ્રતાપ એટલોજ દીપી નીકળ્યો હતો. રાણીસાહેબે પણ ભરતખંડના આ ચમત્કારને જોવા આતુરતાથી મુલાકાત દીધી હતી, અને હાલ એના મરણની ખબર સાંભળતાંજ વાઇસરાયની માર્ફતે એના કુટુંબને દિલાસો આપવા તત્કાળ તાર મોકલ્યો છે. રાજ્યપ્ર-કરણી પુરૂષને તો રાજ્યપ્રકરણી કારણથીએ આવું માન આપવામાં આવે, પણ આ તો આપણા એ પ્રિયચંદ્રની અપૂર્વ બુદ્ધિપ્રભાવે મળવેલું નિર્મળજ માન સમજવું. આવા દેશદીપકના છેક અકાળમૃત્યુથી દેશીઓને કેટલું લાગે તે અકથ્યજ છે.

એનો જન્મ ઈ. સ. ૧૮૩૮ ના નવેંબર માસની ૧૯ મી તારીખે કલ-કત્તા શહેરમાં સારે પેરે થયો હતો. એના બાપનું નામ પિયારે મોહનસેન હતું. નાનપણથીજ એના લક્ષણો જોઈ એનો દાદો રામ કમળસેન કહેતો, કે આગળ જતાં એ કોઈ અસાધારણ પુરૂષ નીકળનારો છે.

એણે હિંદુકાલેજમાં ત્યાંના પહેલા વર્ગ સુધી અભ્યાસ કર્યો. ત્યાં એ થોડાબોલામાંજ ખપતો, પણ જ્યારે એ બોલતો ત્યારે એની જે સ્વાભાવિક ભાષણશક્તિ તે કોઈ કોઈવાર ભભકભેર જણાઈ આવતી હતી. નાનપણથી બીજાના આગેવાન થવાનો એને ઘણો શોખ હતો. છોકરા જાત્રાની રમત રમે તેમાં એ અધિકારીજ થાય. આ પાઠશાળાના કામમાં નીતિ તથા સંસાર સુધારણાના વિષયોપર એ ભાષણો આપતો તે ઘણા વખણાતા. એનો વર્ણોચ્ચાર તથા છટા એ કાંઇક વિલક્ષણજછે એમ બધાને લાગતું. સુધારાની લેહ એને એટલી લાગી કે પોતાના ઘરના ૧૦૦૦૦ રૂપિઆ ખર્ચી એણે લાગલાગટ કેટલીક મુદત સુધી કલકત્તાની મોટી નાટકશાળામાં

હિંદુ વિધવાવિવાહના મેલો કરાવી બધા શહેરને મફત જોવા દીધા! આથી આ વિષય સાં ઘણોજ ચર્ચાયો, અને બધાનું ચિત્ત તે તરફ ગયું. ધન્ય છે એને તથા વધારે ધન્ય છે એના કુટુંબને કે પોતાના છોકરાની આ સાર્વજનિક તૃષ્ણા પૂરી પાડવાને આટલો ખર્ચ કર્યો!!

ઇંગ્રેજી ભણી રહ્યા પછી બીજાની પેઠે સ્વધર્મ ઉપર શ્રદ્ધા રહિત, અને ખરૂં શું ને ખોટું શું એ બાબત કેવળ સંશયી, એ થઈ રહ્યો. પણ એનાં આત્માનું વલણ ધર્મ તરફ હોવાથી એ બાબતની તપાસ કરવા માંડી. સંસ્કૃત કે ફારસી આરબી એ ભણ્યો હોય એમ જણાતું નથી, અને તેથી સ્વાભાવિક રીતે એણે ઇંગ્રેજી ભાષાના પુસ્તકોમાંથીજ ધર્મનું શોધન કરવા માંડ્યું. કહેછે કે આ સમે એણે બે વર્ષ સુધી બૈબલનો ખૂબ અભ્યાસ કર્યો. આ વખતથી એકેશ્વર મતમાં એ દૃઢ થયો, અને દરરોજ પ્રાર્થના કરવાનો નિયમ એણે ગ્રહણ કર્યો. કેટલાક ધારવા લાગ્યા કે બેશક એ થોડા વખતમાં ખ્રીસ્તીજ થઈ જવાનો, પણ તેમને ન ગણકારતાં એ પોતાના ઉદ્યોગમાં મંડ્યો રહ્યો. એણે આ વેળા સાંજની એક ધર્મસંબંધી નિશાળ કાઢી હતી. તે બે વર્ષ પછી પૈસાની તંગીને લીધે પડી ભાગી. સારે એણે (Good-will Fraternity Club) ભ્રાતૃભાવ મંડળ કાઢ્યું, અને પોતાને ઘેર સંવાદસભા તો એણે પહેલાંથીજ સ્થાપન કરી હતી. આ બંને ઠેકાણે ભાષણો આપવાનો મહાવરો રાખવાથી એની જીભ ઘણી છૂટી થઈ, અને બીજાના મન ઉપર એનો પ્રતાપ પડવા લાગ્યો, જે આગળ જતાં એને બહુ કામમાં આવ્યો.

આ સમે ઈ. સ. ૧૮૫૮ એની આશરે વીશેક વર્ષની ઉમર હતી. કાંઈક અજાયબ જેવું છે કે અત્યાર સુધી એને ખબરજ નહોતી કે કલકત્તામાં બ્રહ્મસમાજ છે. તેની એને આ સમે ખબર થતાંજ એ પોતાના મિત્રમંડળ સાથે તેમાં ભળ્યો. આ સમાજના ઉપરી તે વેળા બાબુ દેવેંદ્રનાથ ટાગોર હતા. પોતાના કુટુંબના આગ્રહને લીધે એણે કલાર્કની નોકરી લીધી, પણ થોડાજ વખતમાં તે છોડીને દેવેંદ્રનાથ હવાફેરને માટે ૧૮૫૯ માં સીલોન જતા હતા તેની સાથે સાં ગયો. સાંથી આવી બંગાળબેંકમાં જગા મેળવી, અને સાં એના અક્ષર સારા જોઈ એનો પગાર ૨૨૫ ઉપ-

થી થોડા વખતમાં ૫૦ થયો. આ વેળા એણે "યંગબેંગાલ" તરફ બંગાળ નામનું ચોપાનીઉં પહેલ વહેલું પ્રગટ કર્યું.

૧૮૬૦ માં એણે સંગતસભા સ્થાપી, જેનો હેતુ એ હતો એક બીજાને જોઇ સૌએ પોતપોતાની ચાલ સુધારવી. ૧૮૬૨ માં એ સમાજનો એક આચાર્ય, અને પછીથી સેક્રેટરી પણ થયો. આ વેળા દેવેંદ્રનાથને ત્યાં એણે સ્ત્રીસહવર્તમાન જમવા જઈ જ્ઞાતિબંધ તોડ્યો. આનું પરિણામ એ થયું કે આ જોડું નાત બહાર મૂકાયું, અને કુટુંબવાળાએ પણ છએક મહીના સુધી તેમને ઘરબાહાર કર્યાં. પોતાના છોકરાનુ જાતકર્મ એણે બ્રહ્મસમાજનાજ વિધિ પ્રમાણે કર્યું.

પણ હવે દેવેંદ્રનાથની સાથે લડી જૂદા પડવાનો વખત એને પાસે આવ્યો હતો. એણે આ સમે જૂદી જૂદી ન્યાતના સ્ત્રી પુરૂષના લગ્ન કરાવ્યા તે દેવેંદ્રનાથને પસંદ પડ્યુ નહિ, અને તેના બદલામાં એ દબાવીને કહેવા લાગ્યો કે આપણે સમાજના અધિકારીઓ જનોઈ પહેરવાનો વહેમ રાખી રહ્યા છીએ તે કાઢી નાખવો જોઇએ. આ કારણોથી એને સેક્રેટરીના કામ ઉપરથી દૂર કરવામા આવ્યો. આ બનાવ ૧૮૬૫ ના ફેબ્રુઆરી માસમા બન્યો. આ પહેલા ૧૮૬૪ માં એ મદ્રાસને મુબાઈ તર્ફ ધર્મબોધ કરવા જઈ આવ્યો હતો. મુબાઈમા ૧૮૬૮ મા એ બીજીવાર પણ આવ્યો હતો અને ૧૮૬૯ માં એણે પંજાબનો પ્રવાસ કર્યો.

૧૮૬૬ ના નવેંબરમા ઉપજાજ ઘડાને લીધે બ્રહ્મસમાજના બે કટકા પડ્યા દેવેંદ્રનાથવાળા પક્ષ આદિ બ્રહ્મસમાજ, અને કેશવચંદ્રનો સુધરેલો બ્રહ્મસમાજ એ નામથી ઓળખાવા લાગ્યો. એણે તો પોતાના સમાજનુ નામ હિંદુસ્તાનનો બ્રહ્મસમાજ એવુ પાડ્યું હતુ. છૂટો પડ્યા પછી એણે ખૂબજ ઘૂમવા માંડ્યુ, અને થોડા વખતમા એની કીર્તિ ચોતર્ફ ઝળકી રહી. ગવરનર જનરલ લાર્ડલારેન્સે એને ૧૮૬૮ માં પોતાને ત્યાં સિમલે પરોણા દાખલ પ્રીતિથી બોલાવ્યો. બ્રહ્મોના લગ્ન સંબંધીનું આક્ટ ૧૮૭૨ માં થયું તે એની આ સમે કરેલી માગણી અને મસલત ઉપરથીજ હતુ. એ રૂડા ગવરનર જનરલની સલાહથી એણે વિલાત જવાનો નિશ્ચય કર્યો. સને ૧૮૭૦ મા એ ત્યા ગયો, અને તે મુલકમા તો સારા સારા વક્તા, જો-

ઇએ તેવા પડેલા છે તોપણ આપણા આ પ્રતાપી કેશવચંદ્રની સુભાષિત વાણીથી એકવાર બધાજ છક થઈ રહ્યા. એણે ત્યાં મદ્યપાન વિરૂદ્ધ ભાષણ આપ્યું તે વેળા ૪૦૦૦ શ્રોતા ભેગા થયા, અને એણે બોલવા માંડ્યુ ત્યારે તે સઘળાએ ઉભા થઇ જય જયકારના શબ્દથી એને વધાવી લીધો. ઇંગ્લાંડની હિંદુસ્તાન તર્ફ ફરજો એ વિષે ભાષણ આપ્યું ત્યારે પણ એટલાજ માણસ મળ્યા હતા. માંચેસ્ટરમાં માંદો પડવાથી એક ઇંગ્રેજી કુટુંબે પોતાને ત્યાં લઇ જઇ ઘરના માણસ જેવી એની ચાકરી કરી. રાણી સાહેબે એને મળવા બોલાવ્યો, અને ત્યાં નાસતો પણ એણે માંસાહાર વર્જ્ય કર્યો હતો તેને અનુસરી અગાઉથીજ રાખી મૂકવામાં આવ્યો હતો. રાણીએ ઘણી ખૂશીથી એની સાથે વાતચિત્ત કરી, અને પાછળથી પોતાનો ફોટોગ્રાફ તથા પોતે બનાવેલાં પુસ્તકો એને ભેટ મોકલાવ્યાં. એના વિલાત જવાથી દેશી લોકમાં કેળવણીનો પ્રસાર કેટલો થયો છે, અને તે વડે કોઇ કોઇ કેવા નર નીપજ્યાં છે તે અસરકારક રીતે પહેલ વહેલુંજ ઇંગ્રેજોને માલમ પડ્યું, અને તેઓ માન તથા પ્રેમથી આપણા દેશીઓ તર્ફ જોતાં શીખ્યા. એણે વિલાયતથી આવી અત્રે કેટલાક સંસાર સુધારાના સમારંભ માંડ્યા આ એની લોકપ્રિયતામાં પરમ ઉન્નતિનો વખત હતો.

આ પ્રમાણે પોતાના માર્ગનો કીર્તિધ્વજ દુનિયામાં ફરકાવ્યા પછી એણે એને હિંદુસ્તાનમાં લોકપ્રિય પાયા ઉપર આણવાનો પ્રયત્ન આરંભ્યો હોય એમ જણાયછે. હવેથી ધ્યાન, વૈરાગ્ય, ભક્તિ, ને વિધિઓ ઉપર એણે વધારે લક્ષ આપવા માંડ્યું. મૃગચર્મ, ભગવા લૂગડાં, સન્યસ્ત એટલે કંચન કામિનિનો પરિત્યાગ, આરતીઓ, વાદિત્રનાદ, ઉત્સવો, નૃત્ય, રાજમાર્ગમાં ચાલતાં ચાલતાં કીર્તનો ગાવા, કલાકના કલાક ધ્યાનમાં બેસી રહેવું, તે સમે પ્રાચીન પીરપેગંબરોના દર્શન થાયછે એમ કહેવું, તેમની માનસિક જાત્રાએ જવું, વગેરે અનેક ભક્તિમાર્ગના આચાર વિચાર એણે એક પછી એક દાખલ કરવા માંડ્યા, અને છેવટે હાલ થોડાજ વખત ઉપર પોતાનું નવવિધાન પ્રગટ કરી જગતમાં પોકારીને કહ્યું કે બધા ધર્મને એકઠા કરવા ઇશ્વરે મને પેગંબર નીમ્યો છે. આથી એના માર્ગીઓમાં તેમજ બીજા લોકમાં ભારે હોહા એક વખત થઈ રહી હતી. કોઇએ કહ્યું

એ ફગારો છે, કોઇએ કહ્યું કે એની પાંસળી છટકવા માંડી છે, અને એ કહ્યું કે ધર્મ તર્ક અતિ વિચાર કરવાથી પર્યંતે એવી વૃત્તિ થયા વિના જ નહિ. ગમે તેમ હો, પણ નવવિધાન પ્રગટ કરતી વેળા જે એણે ભાષણ આપ્યું તેમાંતો એની સુરસવાણી કોઇ વેળા પહેલાં પણ નહિ એવી રીતે પ્રકાશમાન થઇ હતી એમ ઇંગ્રેજી ભાષાનો પરમ અનુભવી તથા આવા વિષયોનો સારો વિવેચક રાબર્ટનાઇટ તે સમેના ફ્રેન્ડઆવ્ ઇંડિયામાં પોતે લખે છે. પ્રતાપચંદ્ર વગેરે સમાજના અગ્રણી હતા તે તો બાધા કેશવચંદ્રને વળગી રહ્યા, પણ કેટલુંક તરૂણ મંડળ લઇને સામું પડ્યું, અને તેણે સાધારણ બ્રહ્મસમાજ, એ નામની ત્રીજી શાખા સ્થાપન કરી.

કેશવ ચંદ્રના સમાજમાં પ્રથમ કલેશ તો એણે પોતાની ૧૩ વર્ષની પુત્રીના લગ્ન કુચબિહારના રાજા સાથે કર્યાં તે સમેથીજ ઉઠ્યો હતો. છોકરી ૧૬ વર્ષની થાય ત્યાંસુધી પરણાવવી નહિ એવો એ સભાનો નિયમ તે આમ કરવાથી તૂટ્યો, અને એણે એ લગ્નવિધિમાં મૂર્તિપૂજાદિક પણ તે રાજાને કરવા દીધું હતું. "ઇશ્વરની મને આજ્ઞા છે" એવોજ એનો પેગંબરી બોલ તે સમે હતો, અને પાછળથી તો એણે એ પેગંબરી ખુલ્લીજ પોકારી તે આપણે ઉપર જોઇ ગયા છઇએ. પણ એ ઉપર અત્રે ટીકા કરવી એ અમારો હેતુ ન હોવાથી અમે આ મહાયશસ્વી, ને અપૂર્વ બુદ્ધિના ભારત રત્નનું જન્મચરિત્ર આટલુંજ કહીને સમાપ્ત કરિયે છઇએ, કે એના જેવો સરસ તેમજ અધ્યાત્મ જ્ઞાન ધરાવનારો ધર્મબોધક આ સમે બીજો કોઇ પણ આપણા દેશમાં હતો નહિ, અને તેવો કેટલાક કાળ સુધી થવો પણ સંભવતો નથી. હિંદીભાષામાં ને સામાન્ય લોકોને માટે જેવા દયાનંદ, તેવોજ આ ઇંગ્રેજી વિદ્વાનોને માટે એક અસાધારણ વક્તા હતો.



# શિક્ષા.

(લખનાર—શ્રી નારાયણ હેમચંદ્ર).

કેળવણી એ બુદ્ધિને પરિમાર્જિત અને હૃદયને સ્વચ્છ કરવાનો એક મોટો ઉપાય છે. બુદ્ધિ પરિમાર્જિત ન હોય તો કલ્પના અને પ્રતિભાના

ઊંચા આશન ઉપર બેશીને દેવ-વાંછનીય પવિત્ર સુખ ભોગવવાનો અધિકાર મળતો નથી, અને હૃદય સ્વચ્છ ન હોય તો સર્વ પ્રકારની શાધુતા, સર્વ પ્રકારનો ઉત્કર્ષ અને સર્વ પ્રકારનો અનવદ્યતાના મનોહર પોશાકમાં સમલંકૃત થઈ શકાતું નથી. કેળવણી પ્રતિભા-શક્તિને સુપ્રણાલીથી ખીલવેછે, અને માનવી પ્રકૃતિને દેવ ભાવાન્વિત કરી મુકે છે.

શિક્ષાના પ્રભાવથી જેનું હૃદય સંસ્કૃત થયું નથી, બુદ્ધિ માર્જિત થઇ નથી, અને વિવેક કર્ત્તવ્ય-પથ દેખાડવામાં આગળ વધ્યો નથી, તે પવિત્ર માનવ નામને યોગ્ય નથી. જલધિના અસીમ વિસ્તારમાં જેમ એકજ નીલિમા વિકાશ પામે છે, તેમ તેનું હૃદય અજ્ઞાનના નિહવચ્છિન્ન ઘોર અંધકારમાં આચ્છન્ન રહેછે. તે કેવલ ઇન્દ્રિય પરિતૃપ્ત થયાથીજ પોતાને ચરિતાર્થ સમજે છે. પ્રકૃતિના કાર્ય કારણના સૂક્ષ્મ અનુસંધાનમાં, પોતાનું કર્ત્તવ્ય નિર્દ્ધારણના સૂક્ષ્મ વિચારમાં તેનું મન નિયોજિત થતું નથી. તે મહાસાગરની તરંગમાલા જોઇને ભયને પ્રાપ્ત થાય છે, હિમાલયના શૃંગમાં મેઘ સમૂહની કાલિમા જોઇને નયન મુદ્રિત કરે છે, અને ઘોર વજ્રનાદ અને દિગ્દાહકારી દાવાનલથી સંકુચિત થઇ રહે છે. આ સઘળા ભયંકર દૃશ્ય અસીમ જડ જગતની અનંત શક્તિ વિકાશ કરે છે, તે તેના મસ્તિષ્કમાં આવતી નથી, માનવ ગણ પ્રતિભા અને કલ્પનાના પ્રભાવથી આ અનંત શક્તિને કરાયત્ત કરીને પૃથ્વિમાં અસદ્ભુત કાર્ય કલાપનું અનુષ્ઠાન કરેછે, તેનો વિચાર કરીને તે આનંદ અનુભવ કરતો નથી. કોણે તેની સામે આ સઘળા ભીમકાંત દૃશ્ય પ્રસારિત રાખ્યા છે, કોની અસીમ શક્તિના પ્રભાવથી આ જડ જગત્ વ્યવસ્થાપિત થઇને પોતાની શક્તિ પ્રકાશ કરે છે, તેનો તે એકવાર પણ અનુધ્યાન કરતો નથી. તે કુર્મના પ્રમાણે પોતે પોતાને છુપાડીને જીવિત કાલ પર્યંત વસિત કરે છે. તે વૃક્ષના અનાયાસ લબ્ધ ફલ ખાઇને પરિતૃપ્ત થાય છે, સુપરિષ્કૃત નિર્ઝર-વારિપાન કરીને તૃષ્ણાની શાંતિ કરે છે, અને અવલીલાથી તથા અસંકોચથી નાના પ્રકારના જુગુપ્સિત કાર્ય સંપન્ન કરીને અપાર આનંદ અનુભવ કરે છે. કોઇ પણ રીતે તેનું ચરિત્ર સંગઠિત થતું નથી, જીવિત પ્રયોજન સંસાધિત થતો નથી, અને બુદ્ધિ વૃતિ પરિમાર્જિત થઇને

કે એ ઠગારો છે, કોઇએ કહ્યું કે એની પાંસળી છટકવા માંડીછે, અને કોઇએ કહ્યું કે ધર્મ તર્ફ અતિ વિચાર કરવાથી પર્યંતે એવી વૃત્તિ થયા વિના રહેજ નહિ. ગમે તેમ હો, પણ નવવિધાન પ્રગટ કરતી વેળા જે એણે ભાષણ આપ્યું તેમાંતો એની સુરસવાણી કોઇ વેલા પહેલાં પણ નહિ એવી રીતે પ્રકાશમાન થઇ હતી એમ ઇંગ્રેજી ભાષાનો પરમ અનુભવી તથા આવા વિષયોનો સારો વિવેચક રાબર્ટનાઇટ તે સમેના ફ્રેન્ડઆવ્ ઇંડિયામાં પોતે લખે છે. પ્રતાપચંદ્ર વગેરે સમાજના અગ્રણી હતા તે તો બધા કેશવચંદ્રને વળગી રહ્યા, પણ કેટલુંક તરુણ મંડળ લઇને સામું પડ્યું, અને તેણે સાધારણ બ્રહ્મસમાજ એ નામની ત્રીજી શાખા સ્થાપન કરી.

કેશવ ચંદ્રના સમાજમાં પ્રથમ કંસ્રાર તો એણે પોતાની ૧૩ વર્ષની પુત્રીના લગ્ન કુચબિહારના રાજા સાથે કર્યા તે સમેથીજ ઉઠ્યો હતો. છોકરી ૧૬ વર્ષની થાય ત્યાંસુધી પરણાવવી નહિ એવો એ સભાનો નિયમ તે આમ કરવાથી તૂટ્યો, અને એણે એ લગ્નવિધિમાં મૂર્તિપૂજાદિક પણ તે રાજાને કરવા દીધું હતુ. "ઇશ્વરની મને આજ્ઞા છે" એવોજ એનો પેગંબરી બોલ તે સમે હતો, અને પાછળથી તો એણે એ પેગંબરી ખુલ્લીજ પોકારી તે આપણે ઉપર જોઈ ગયા છઇએ. પણ એ ઉપર અત્રે ટીકા કરવી એ અમારો હેતુ ન હોવાથી અમે આ મહાયશસ્વી, ને અપૂર્વ બુદ્ધિના ભારત રત્નનુ જન્મચરિત્ર આટલુંજ કહીને સમાપ્ત કરીયે છઇએ, કે એના જેવો સરસ તેમજ અધ્યાત્મ જ્ઞાન ધરાવનારો ધર્મબોધક આ સમે બીજો કોઈ પણ આપણા દેશમા હતો નહિ, અને તેવો કેટલાક કાળ સુધી થયો પણ સંભવતો નથી. હિંદીભાષામા ને સામાન્ય લોકોને માટે જેવો દયાનંદ, તેવોજ આ ઇંગ્રેજી વિદ્વાનોને માટે એક અસાધારણ વક્તા હતો.



## શિક્ષા.

(લખનાર—શ્રી નારાયણ હેમચંદ્ર).

કેળવણી એ બુદ્ધિને પરિમાર્જિત અને હૃદયને સ્વચ્છ કરવાનો એક મોટો ઉપાય છે. બુદ્ધિ પરિમાર્જિત ન હોય તો કલ્પના અને પ્રતિભાના

ઊંચા આશન ઉપર બેઠીને દેવ-વાંછનીય પવિત્ર સુખ ભોગવવાનો અધિકાર મળતો નથી, અને હૃદય સ્વચ્છ ન હોય તો સર્વ પ્રકારની સાધુતા, સર્વ પ્રકારનો ઉત્કર્ષ અને સર્વ પ્રકારનો અનવદ્યતાના મનોહર પોશાકમાં સુસજ્જિત થઈ શકાતું નથી: કેળવણી પ્રતિભા-શક્તિને સુપ્રણાલીથી ખીલવેછે, અને માનવી પ્રકૃતિને દેવ ભાવાન્વિત કરી મુકે છે.

શિક્ષાના પ્રભાવથી જેનું હૃદય સંસ્કૃત થયું નથી, બુદ્ધિ માર્જિત થઈ નથી, અને વિવેક કર્તવ્ય-પથ દેખાડવામાં આગળ વધ્યો નથી, તે પવિત્ર માનવ નામને યોગ્ય નથી. જલધિના અસીમ વિસ્તારમાં જેમ એકજ નીલિમા વિકાશ પામે છે, તેમ તેનું હૃદય અજ્ઞાનના નિરવચ્છિન્ન ઘોર અંધકારમાં આચ્છન્ન રહેછે. તે કેવલ ઇન્દ્રિય પરિતૃપ્ત યથાર્થીજ પોતાને ચરિતાર્થ સમજે છે. પ્રકૃતિનાં કાર્ય કારણના સૂક્ષ્મ અનુસંધાનમાં, પોતાનું કર્તવ્ય નિર્દ્ધારણના સૂક્ષ્મ વિચારમાં તેનું મન નિયોજિત થતું નથી. તે મહાસાગરની તરંગમાલા જોઇને ભયને પ્રાપ્ત થાય છે, હિમાલયના શૃંગમાં મેઘ સમૂહની કાલિમા જોઇને નયન મુદ્રિત કરે છે, અને ઘોર વજ્રનાદ અને દિગ્દાહકારી દાવાનલથી સંકુચિત થઇ રહે છે. આ સઘળા ભયંકર દૃશ્ય અસીમ જડ જગતની અનંત શક્તિ વિકાશ કરે છે, તે તેના મસ્તિષ્કમાં આવતી નથી, માનવ ગણ પ્રતિભા અને કલ્પનાના પ્રભાવથી આ અનંત શક્તિને કરાયત્ત કરીને પૃથ્વિમાં અસદ્ભુત કાર્ય કલાપનું અનુષ્ટાન કરેછે, તેનો વિચાર કરીને તે આનંદ અનુભવ કરતો નથી. કોણે તેની સામે આ સઘળા ભીમકાંત દૃશ્ય પ્રસારિત રાખ્યા છે, જેની અસીમ શક્તિના પ્રભાવથી આ જડ જગત્ વ્યવસ્થાપિત થઇને પોતાની શક્તિ પ્રકાશ કરે છે, તેનો તે એકવાર પણ અનુધાવન કરતો નથી. તે કુર્મના પ્રમાણે પોતે પોતાને છુપાડીને જીવિત કાલ પર્યંત વસિત કરે છે. તે વૃક્ષના અનાયાસ લબ્ધ ફલ ખાઇને પરિતૃપ્ત થાય છે, સુપરિષ્કૃત નિર્ઝર-વારિપાન કરીને તૃષ્ણાની શાંતિ કરે છે, અને અવલીલાથી તથા અસંકોચથી નાના પ્રકારના જુગુપ્સિત કાર્ય સંપન્ન કરીને અપાર આનંદ અનુભવ કરે છે. કોઇ પણ રીતે તેનું ચરિત્ર સંગઠિત થતું નથી, જીવિત પ્રયોજન સંસાધિત થતો નથી, અને બુદ્ધિ વૃતિ પરિમાર્જિત થઇને

સન્ પથને અવલંબન કરતો નથી તે અજ્ઞાનાવસ્થામાં જન્મે છે અને અજ્ઞાનાવસ્થામાંજ કાલાતિપાત કરીને આ લોકમાંથી અવસૃત થાય છે.

પરંતુ સુશિક્ષા જેને સર્વ-શ્રેષ્ટ ગુણગ્રામમાં અલંકૃત કર્યાછે,તે પૌર્ણ માસી રજનીની જ્યોત્સ્ના-વિધૌત કુમુદસ્થળના પ્રમાણે પવિત્ર અને કલંક શૂન્ય છે, તે નરલોકમાં હોવા છતાં દેવ-લોકનું પવિત્ર સુખ સંભોગ કરેછે. પવિત્ર ચરિત્રના બળથી, ગભીર દૂરદર્શિતાની સહાયથી અને સુસ્થિર વિવેક-બુદ્ધિના પ્રસાદથી તે પોતાનુ કર્તવ્ય યથારીતિ સંપાદન કરીને વિનશ્વર જગતમા અવિનશ્વર કીર્તિસ્તંભ સ્થાપન કરેછે. કોઈ પણ રીતે તેની સાધના પ્રતિહત થતી નથી, અને કોઈ પણ રીતે તેની કર્તવ્ય-બુદ્ધિ અવનત થતી નથી, તે કોઈ વેળાએ ભૂલોકથી સૌર જગતમાં ઉપસ્થિત થઈ ને ગગન-બિહારી ગ્રહોનું કાર્ય જોઈને પુલકિત થાય છે, કોઈ વેળાએ પાર્થિવ જગતમાં અવતરણ પૂર્વક પ્રકૃતિના ગૂઢ તત્વ નિર્ણય કરીને સર્વને વિસ્મયમાં અભિભૂત કરે છે, કોઈ વેળાએ અજ્ઞાન અને કુસંસ્કારાચ્છન્ન સમાજને જ્ઞાનાલોકમાં આ લોકિત અને પવિત્રતાના સ્વર્ગિય સૌરભમાં આમોદિત કરી મૂકે છે, અને કોઈ વખત મૂર્તિમતી દયા અને ન્યાયપરતા થઈને રોગાતુરને પથ્ય, શોક-સંતપ્તને સાન્ત્વના, અને ઉચ્છંખલને સદુપદેશ આપીને સંપ્રીત કરેછે. તેનુ હૃદય-સાગર અટલતામાં અને નિર્ભિકતામાં પૂર્ણ હોય છે, તેની કર્તવ્ય-બુદ્ધિ સુખમાં દુઃખમાં સુસમયમાં દુઃસમયમાં અટલ ગિરિવરના પ્રમાણે સદા ઉન્નત રહેછે, અને તેની ન્યાયપરતા અને દૂરદર્શિતા સમગ્ર વિઘ્ન વિપત્તિના દુઃછેદ્ય આવરણ ઉન્મુક્ત કરવામાં સદા બળવાન થાય છે. તે એવા પવિત્રતાના મનોહર આભરણમાં ભૂષિત થઈને સાધારણના અચિંત્ય અગમ્ય, અને અનાસ્વાદિત પૂર્વ આનંદ પ્રવાહમાં અભિષિક્ત થાય છે.

પ્રથમ લખવામા આવ્યુ છે કે, સુશિક્ષાના બળથી બુદ્ધિ વૃત્તિ પરિમાર્જિત અને હૃદય સંસ્કૃત થાય છે. જેનુ હૃદય સંસ્કૃત થયું નથી, ચરિત્ર સંગઠિત થયું નથી અને પવિત્રતા જેના હૃદયમાં પ્રતિફલિત થઇ નથી, તે કદાપિ સુશિક્ષિત વર્ગમાં ગણનીય નથી. જ્યારે જોશું કે એક મનુષ્ય સાહિત્યમાં અસામાન્ય ક્ષમતાનો પરિચય આપે છે, ગણિતમાં

અનન્ય સાધારણ પારદર્શિતા દેખાડીને સઘળાઓને ચમકિત કરેછે; દર્શનના જટિલ અર્થ ઉદ્ભેદ કરીને પોતે મહાપ્રસ્ત અને મહાત્માની કહીને સાધારણોના શ્રદ્ધાસ્પદ થાયછે, પરંતુ પરક્ષણમાંજ જો તે મૂર્તિમતી પાપ-પ્રવૃત્તિ થઇને અત્યાચાર અને અવિચારથી સમાજને ભારાકાન્ત કરી મૂકે તો અમે તેને અશિક્ષિત કહીને કાતર નયનથી ચાહિને જોશું. જે મસ્તિષ્કની શક્તિથી મહીયાન થવા છતાં હૃદયની શક્તિની ઉપેક્ષા કરે છે, તે સુશિક્ષિત નથી, સુશિક્ષિત નામનું તે કલંક માત્ર છે, અને એવી શિક્ષા તે કંઈ સુશિક્ષા નથી, તે કુશિક્ષાની અપવિત્ર છાયા માત્ર છે.

હૃદયની શક્તિ માર્જિત અને ઉન્નત કરવી જેમ સુશિક્ષાનું પ્રયોજન છે, તેમ સ્વાવલંબનના બલથી બીજાની સહાયથી નિરપેક્ષ થઇને યથાનિયમથી સંસાર યાત્રા નિર્વાહ કરવી એ એક સુશિક્ષાનો પ્રધાન ઉદ્દેશ્ય છે. જે શિક્ષામાં સ્વાલંબન—શક્તિ ખીલતી નથી, તે ખરી "શિક્ષા"ના પદની વાચ્ય નથી. સ્વાવલંબન મનુષ્યને સર્વદા ઉન્નત, અવિચલિત અને અનમનીય રાખે છે. આત્માવલંબન ન રાખવામાં આવે તો કોઈ પણ કદિ દુઃકાર્ય સાધન કરીને ઉન્નતિ લાભમાં સમર્થ થતા નથી, અને સ્વાધીનતાના સુખમય ક્રોડમાં લાલિત થઇને અમર-સ્પૃહણીય પવિત્ર સુખ આસ્વાદ કરી શકતા નથી. આત્માવલંબન અને આત્માદર હોય તો લોકમાં કોઇપણ અવસ્થામાં પડે તોપણ તે અવસ્થામાં રહીનેજ અસંકુચિત ચિત્તથી પોતાનું ઉત્કર્ષ સાધન કરી શકે છે.

હૃદયની શક્તિ પરિમાર્જન અને આત્માવલંબન તથા આત્માદરની ઉન્નતિ સાધનની સાથે સુશિક્ષાનો પ્રયોજન પર્યવસિત થયો નથી. એ સંઘળાંની સાથે પરમાત્મનિષ્ઠા અને ચિત્ત સંયમનો સંયોગ રેહેવો આવશ્યક છે. પરમાત્મનિષ્ઠ અને સંયતચિત ન હોય તો શિક્ષા પ્રગાઢ અને કર્તવ્ય બુદ્ધિનું ઉદ્દીપક થતું નથી. માણસ અપૂર્ણ છે, અસામર્થ અને અસંખ્ય અભાવ-વાળો છે. પરમાત્મનિષ્ઠાથી આ અપૂર્ણતાની પૂર્ણતા, અસામર્થ્યમાં સામર્થ્ય, અને અભાવમાં વિષય-પ્રાપ્તિ કેટલીક સંપન્ન થાય છે. જે હૃદય ઐશ્વરિક-તત્વમાં સમાકૃષ્ટ નથી, તે હૃદય વિશુષ્કછે અને તે હૃદય ચિર શોભા-વગરનું છે. જે સિદ્ધિદાતા ઈશ્વરને વિસ્મૃત થઇને યદૃચ્છાક્રમ

સંસારમાં વિચરણ કરેછે, તે પ્રકૃત શિક્ષા-વિરહિત અને પ્રકૃત સાધનો-શૂન્ય છે. પ્રશાંત રજનીના સુનીલ આકાશ પ્રકૃતિની કમનીય કાંતિ હજારો ગુણથી ઉજ્વળ કરે છે; દિવ્ય લાવણ્ય-શોભિત પૂર્ણ-ચંદ્ર સુસ્નિગ્ધ કિરણથી ચોતરફ હાસ્યમય કરી મુકે છે, તરંગિણી જ્યોત્સ્ના-રંજિત થઇને કલસ્વરે સાગરની તરફ પ્રધાવિત થાયછે, આ સઘળા સુંદર દ્રશ્યસઘળાઓ જુવે છે; પરંતુ પ્રશાન્તે આકાશ જોયાથી જેનું હૃદય પવિત્ર ભાવમાં સંપ્રસારિત થાય છે, કમનીય મૂર્તિ શશધરનુ હાસ્ય જોઇને જેનું હૃદય હસેછે, સ્રોતસ્વતીના વિમલ વારી-રાશિની સાથે જે પોતાનો અશ્રુ-પ્રવાહ મેળવીને તદ્ગત ચિત્તથી તે સર્વ શક્તિમાન, અનાદિ, અનંત પરમ દેવતાનુ જ્ઞાન તથા શક્તિનું ધ્યાન કરેછે, તેજ અંગે શિક્ષિત અને તેજ પ્રકૃત સાધુ છે. તે માનવ હોવા છતાં દેવભાવમાં પરિપૂર્ણ રહે છે, અને મર્ત્યવાસી હોવા છતાં અમરવાસના સુખસ્વાદમાં પરિતૃપ્ત રહે છે. તેનું સુમધુર દેવપ્રકૃતિ સર્વદા અતુલનીય અને સ્વર્ગિય સૌંદર્યથી ચિર પરિપૂર્ણ છે.



## सारसंग्रह.

ટીકાભાઇ પ્રભુદાસની યાદગીરીનું ફંડ.—ઉભું થવા માંડ્યું છે તે જોઇ અમે ખુશી થયા છઇએ. એમ કરવાથી મરનાર કરતાં ભરનારનીજ આબરૂ વધારે છે, કેમકે એ ઉપરથી માલમ પડેછે કે દેશહિતને માટે મથનારા માણસોની આપણે કદર પીછાનીએ છઇએ, અને આ સમે એ સ્પષ્ટ બતાવવાની જરૂરજ છે કે દેશહિતને માટે લોકો ખરેખરી કાળજી રાખેછે. માટે અમને આશા છે કે સઘળા દેશ હિતેચ્છુઓ આ ફંડમાં રૂપિયો બે રૂપિયા પણ મોકલાવ્યા વિના રહેશે. ભારે રકમ ભરનારા થોડા નીકળે તેના કરતા નાની નાની રકમ ભરનારા ઘણા છે એ વાત જણાવાની દેશમાં આજકાલ વધારે જરૂર છે. એ ફંડના સેક્રેટરી સુરતખાતે રાવસાહેબ હરિલાલ હર્ષદરાય ધ્રુવછે તેની ઉપર અથવા ગુજરાતમિત્રના મેનેજર ઉપર પૈસા મોકલવાનુ છે.

શેઠ નવરોજજી ફરદુનજી.—જે આપણા પ્રાંતખાતે સર્વ પ્રસિદ્ધ જૂના

દેશહિતેચ્છુ છે. તેના એ ગુણની કદર જાણી સરકારે સી. આઈ. ઈ. નો ખિતાબ આપ્યો તે જોઇ તમામ પ્રજા રાજી રાજી થઈ ગઈ છે. ફક્ત ઊણું એટલુંજ દેખાયછે કે એ શેઠના જેવાજ અને બલ્કે એથી પણ વધારે મોટા દેશભક્ત શેઠ દાદાભાઈ નવરોજજીને લાર્ડરિપનની સરકારજ કેમ ભૂલી ગઈ હશે.

મિ. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા બી. એ.—ને સરકારે નેટિવ સિવિલ સર્વિસમાં આ વરસે દાખલ કીધા એ ગુજરાતની તમામ હિંદુ પ્રજાને મુબારકબાદી આપવા જોગ બનાવછે, કેમકે એ ભાઈ સારાકુળના તેમજ એક ઊંચામાં ઊંચી કેળવણી પામેલા જુવાન ગ્રહસ્થ છે. એ આપણા પ્રખ્યાત સુધારક ભોળાનાથ સારાભાઈના ચિરંજીવી થાયછે, અને તે માટે અમે એ અમારા માનવંતા વૃદ્ધ મિત્રને અંતઃકરણ પૂર્વક અભિનંદન કરીએ છીએ. અમે ઇછીએ છઇએ કે એ તરુણ ગૃહસ્થ પોતાના પૂજ્ય પિતાની, તેમના મિત્રોની, તથા પ્રસન્ન થએલી ગૂર્જર પ્રજાની તમામ આશાઓ ફળીભૂત કરો.

પંડિત શામજી કૃષ્ણવર્મા—પ્રોફેસર મોનીયર વિલ્યમ્સ સાથે વિલાયતથી પોતાનો અભ્યાસ પુરો કરીને ગયા મેલમાં અત્રે આવ્યો છે. અમે તેમની મહાયાત્રા પુરણ થવા માટે કલ્યાણ ઇચ્છીયે છઇએ. મી. શામજી એક સ્વપરાક્રમી છે ને જો કે તેની આગલી સ્થિતિપરથી તેઓ આવી સારી સ્થિતિમાં આવશે એમ કોઇ ધારતું નહોતું, પણ નશીબના યોગે મી. શામજીએ નામને કામ બને કીધા છે. એમનું મૂળ વતન કચ્છ છે. ને ત્યાંથી અત્રે આવેલા ત્યારે કંઇ ઘણી સારી સ્થિતિમાં નહિ, પણ મી. છબીલદાસ લલુભાઈ ભણસાલીએ પોતાના જમાઈ કરીને વિદ્યાભ્યાસ કરાવ્યો. તે પછી, ઇંગ્લંડ જતા પહેલાં સ્વામિ દયાનંદનો મેલાપ થયો, ને અસલથીજ સંસ્કૃતપર અતિ રુચિ હોવાથી તેનો અભ્યાસ પ્રથમ શાસ્ત્રીઓ પાસે ને પછી સ્વામી પાસે રીતસર કરવાથી તેમાં વધારે આગોડી પડ્યા. ૧૮૭૭માં પ્રોફેસર મોનિયર વિલ્યમ્સ અત્રે આવ્યા હતા ત્યારે તેઓની સામે સંસ્કૃતમાં વાતચીત કરતા તેઓને, આવા એક માણસની જરૂર જણાય, ને ઇંગ્લંડ આવવા માટે મી. શામજીને ઉશ્કેર્યા. આ પરથી, લલ્લુભાઇને, મી. શામ-

ઉમ્મે પોતાની તૈયારી કીધી એને તે બાબત પોતાના કુટુંબમાં જરા પણ જણાવી નહિ. જાણ્યા મેલે પહેલો સાધારણ આસરો તો એમના મિત્રોનો હતો, ને કચ્છ દરબાર તર્ફથી કંઇક રકમ મદદ મળવાની આશા હતી, તેટલોજ ઉપરથી વિલાત સાધારવાનો ઠરાવ કીધો. પણ ત્યાં ગયા પછી જે જે આશ્રય અત્રેથી લેવાનો ધાર્યો હતો તેની બીલકુલ ગરજ પડી નહીં. પ્રોફેસર મોનીઅર વિલ્યમ્સને તથા બીજાઓને સંસ્કૃતનું જ્ઞાન આપવામાં પોતાનો વખત રોકવાથી તેઓ તર્ફથી મારી મદદ મળતી, ને તેમાં પોતાનો ખરચ બાદ કરતાં પોતાના પિતાને તેમાંથી ખરચ માટે મોકલતા હતા. મી. શામજીએ ઇંગ્લંડની ખીલયલ કોલેજમાં બી. એ. ની પરીક્ષા પસાર કીધી છે, ને બારીસ્ટરની પરીક્ષા આપીછે, જેનુ પરીણામ હજી જણાયું નથી, પણ તેમાં પસાર થવાની સઘળી આશા છે. એમના સંસ્કૃત જ્ઞાનને લીધે સ્ટેટ સેક્રટરી તર્ફથી બે વાર યૂરોપમાં મળેલી કોન્ગ્રેસન્કે જેમાં મોટા મોટા પંડીતોને પણ બેસવાને માટે ઘણો શ્રમ પડેછે, ને જે કોન્ગ્રેસે માત્ર અત્યાર સુધીમાં એકજ ઇનામ આ દેશના પ્રોફેસર કુંટેને "આર્યસુધારાના ફેરફાર" માટે આપ્યું છે, તે સભામાં ઈંડ્યાના પ્રતિનિધિ સ્વરૂપે મોકલવામાં આવ્યા હતા; જ્યાં એકવાર આ દેશની સંસ્કૃત લિપિ ઉપરને બીજી વેળા સંપ્યાદિ કર્મ કેમ કરેછે તે પર બોલવામાં આવ્યું હતું. મી. શામજીની આ પ્રમાણે દિનપર દિન ચઢતી થવાથી મી૦ ગ્લાડસ્ને પોતાના પરોણા તરીકે નોહતર્યા હતો ને ત્યાં તે એક અઠવાડીયા સુધી રહ્યો હતો. આ પ્રમાણે એક સાધારણ મનુષ્ય પુરૂષશ્રમથી કેટલો વધેછે તેનો એક બોધદાયક દાખલોછે. સ્વામી દયાનંદ મી. શામજીની વિદ્વતા જોઇને તેને પોતાના એક્ઝીક્યુટરમાંનો એક નિમ્યો છે; ને મી. શામજીથી આર્યસમાજવાળા મગરૂર છે. એમનું હાલનું વય ૨૮ સેંક વરસનું હશે, અને ઈંગ્લંડમાં છ વરસ અભ્યાસ કીધો છે. અમે એમની સંપૂર્ણ ફતેહ ઇચ્છિયે છિયે, ને આશા છે કે મુંબાઇમાં ને તેમાં કચ્છી પ્રજામાં મી. શામજી એક રત્ન માફક દીપી નીકળશે. મી. છબીલદાસને પણ સંતોષનું કારણ છે કે ઈંગ્લંડની મહાયાત્રા કરી આવ્યાછે તેમજ એમના પુત્રને જમાઇ પણ મહાયાત્રા કરી કૃતારથ થયા છે. ને આ સુખથી મી. છબીલદાસનું કુટુંબ ખરે ગર્વ કરવાને પાત્રછે.

માખીઓનો નાચ અને કસરત.—પૃશિયાનાં ડેનઝીગ શેહેર ખાતે કેટલાક માસપર એક મેળો ભરાયો તે વેળા ત્યાં એક સ્ત્રીએ તમાસગીરોને પોતાની પાળેલી થોડીક માખીઓનો નાચ અને કસરત વિગેરે દેખાડયું હતું તેના કેહેવા મુજબ તેની કને એવી ૩૦૦ પાળેલી અને કેળવેલી માખીઓ છે જેમને તેણીએ નાચ કરતાં દોરડાં ઉપર કસરત કરતાં, અને પોતાના વજન કરતાં છ ગણો વજન ઘસડતાં શીખવી છે. તેણીએ વળી એમ પણ કહ્યું કે આપણા ઘરની સાધારણ માખીઓ આ સઘળા તમાસા કરી શકે છે પણ તે કંઈ સઘળીજ માખીઓ કરતી નથી. એ માખીઓ ચાલાક અને નાની હોય છે, પણ ઉપલી હેરત મંદી તેઓમાંનો એક ચોકસ વરગજ કરી શકે છે. એક તમાસગીર આ તમાશાઓનો હેવાલ લંડનના એક પત્ર ઉપર લખી જણાવતાં કહેછે કે માખીઓને ગળે સોનાના બારીક અને લગભગ ન દેખાય એવી રસી બાંધીને તેને બીજે છેડે ઈંગ્લાંડ, ફ્રાન્સ, રશિઆ વિગેરે દેશની જૂદી જૂદી બાંધણીની બહુજ ઝીણી ગાડીઓ જોડેલી હતી. પ્રથમ આ ગાડીઓની શરત રમાડવામાં આવી. પણ છેવટ સુધી માખીઓ એક સરખા કદમથી દોડી શકી ન હતી. આ પછી એક માખીને બે ટાંકણીઓ સાથ એક બારીક દોરી બાંધીને તે ઉપર ચાલવા વિગેરેની કસરત કરાવી હતી. આ માખીને પેલી સ્ત્રી નામ દઈને બોલાવતી હતી અને હુકમ કરતી તે મુજબ તે માખી અમલ કરતી હતી. ત્રીજો તમાસો કેટલીક માખીઓને રંગી બારીક કાગજોનાં કપડાં પેહેરાવીને નાચ કરાવવાને લગતો હતો. જેમાં કેટલીકવાર માખીઓ થાકી જઈને અથવા કાગજમાં પેલાના પગ ભેળવાઈ જવાથી તૂટી પડતી હતી. આ માખીઓનાં નામો પણ પાડેલાં હતાં અને તે નામો મુજબ તેઓને બોલાવવામાં આવતી તેઓજ કામ કરતી જણાતી હતી. તમાશગીરોને પેલી સ્ત્રી એક મજબુત શિકતનું સૂક્ષ્મદર્શક યંત્ર આપીને તેની મદદથી ઉપલા તમાસા દેખાડતી, જેમાંથી આ માખીઓ એક ભમરાના જેવડી મોટી માલમ પડતી હતી.

હાલતી ટેકરી.—યુનાઇટેડ સ્ટેટસમાં નીવેડા ખાતે એક રેતની ટેકરી આવેલી છે. તે સદા હાલતી રેહે છે. ઘણીક બારીક અને સફા-

ઇલાર રેતીની તે બનેલી છે. તેની લંબાઈ ચાર માઈલ જેટલી અને ઊંચાઈ ચારસો ફીટની છે. એટલી બારીક એ રેતીછે કે, ચાળણીમાં નાખી હેલ તો તે આટા માફક ચળાઈને બહાર પડે છે. તે ઘણી ધીમી ગતિથી હાલે છે. હાલતી હાલતી તે ઉગમણેથી આથમણ તરફ ચાલતી રહી છે. તેની ગતિ એટલી ધીમી છે કે, આજ કેટલાં વરસો ઉપર તે પહેલી નજર પડી ત્યારથી અત્યાર સુધીમાં માત્ર એક માઇલ જેટલીજ દૂર તે પોતાની અસલ જગાથી ગઇ છે.

વીજળીની મદદથી ઉંદરો મારવાની એક અમેરિકન છોકરાએ કરેલી શોધ:—અમેરિકનો નવી નવી શોધ કરવા માટે સર્વે પ્રજાઓ ઉપર સરસાઇ ભોગવે છે. નહિ ધારેલી ચીજો તેઓ શોધી કહાડે છે. હાલમાં માત્ર બાર વરસની નાની વયના એક અમેરિકન છોકરાએ એક ઘણી મોટી શોધ કરી છે. ઉંદરો મારી નાખવા માટે તેણે એક લોખંડની પ્લેટ ઉપર ગોઠવી તે પ્લેટ ઉપર ઉંદરો માટે કાંઈ ખાવાની વસ્તુ તે મૂકે છે; અને તે બરણીઓ સાથે લગાડેલા એક સંચાની મદદથી તેણે એવી ગોઠવણ કીધી છેકે, જેવો ઉંદર પેલી ખાવાની વસ્તુને અટકે કે, તુરત વીજળીનો એક મજબુત આચકો તેને લાગીને તેનું મરણ આણે છે. આ યુક્તિથી આપણા નાનકડા શોધકે પોતાના ઘરમાંથી ઉંદરોનો ઉપદ્રવ ટાળ્યો છે.

બ્લોટિંગ કાગળની.—પહેલી શોધ ૧૮૩૦ માં થઈ હતી, ને તેનો વિચાર ફીલટરીંગ પેપર પરથી સુઝયો હતો.

દુનિયામાં.—સઘળા મળીને ૩૪૨૭૪ પત્રો નીકળે છે, જેમાં ૧૬૫૦૦ અંગ્રેજી ભાષામાં છપાયા છે.

---

## નિશાળોના ઇનામ પત્રક.

ઝાલાવાડ.

જા. નં. ૬૯૮

ધ્રાંગધ્રા.—મહારાજા શ્રી રાજ સાહેબ તરફથી રૂ. ૫) બીહાઈ. રામપુરા.—સ્કૂલકમિટિ તરફથી રૂ. ६) તથા ટપાલેદારદાર ૦-૮-૦ કુલ રૂ.

૧-૮-૦ મીઠાઈ—ખોરવા.—ગામના બે ત્રણ ગ્રહસ્થોએ મળી રૂ. ૦-૯-૬ મીઠાઈ.—બાપોદરા.—સ્કૂલ કમિટિએ ૦-૬-૦ સાકર.—જાંબુ. સ્કૂલ કમિટિએ રૂ ૧) મીઠાઈ.—તીથવા. નિશાળના વાસ્તુ વખતે પા. અમતજી અભયરામે રૂ ૬-૪-૦ લાડુ જમાડ્યા.—મહીકા. ચુડાના ન્યાયાધીશ ઇશ્વરભાઇ શંકરભાઇએ ૦-૮-૦ સાકર.—વિઠલગઢ. તાલુકદાર તર્ફથી રૂ. ૧-૧૨-૦ રૂમાલ. વહીવટદાર શા. દ્વારકાંનાથ જગનાથ ૦-૮-૦ સાકર અને ૦-૧૨-૦ હાથ વગરના છોકરાને ટોપી. કુલ રૂ. ૩)—દશાડા. તાલુકદારો તર્ફથી રૂ ૨૨) ચોપડીયો તથા સ્લેટો. રૂ૪) મીઠાઈ. ને રૂ ૨ા થાણદાર સાહેબ તર્ફથી રૂ ૨ા મીઠાઈ.—ધ્રાંગધ્રા. માહારાજા શ્રીરાજ મહારાણાશ્રી માહાનસંગજી તર્ફથી રૂ ૫) મીઠાઈ.—ટીકર. ઠકર રામજી રૂપા તર્ફથી રૂ ૧૪) લાડુ જમાડ્યા અને હીરજી રૂપાએ રૂ ૧૩) ના લાડુ જમાડ્યા.—ગુંદીઆળા. સ્કૂલ કમિટિ તર્ફથી રૂ ૧) મીઠાઇ.—શીહાણી. માજી મેહેતાજી ઉમાશંકર મહાદેવ રૂ ૬) આસીસ્ટંટ ત્રીભોવન મોતીરામ રૂ ૨ા મુલીઆસરના મેહેતાજી મહાશંકર ઓધવજી રૂ૦-૧૨-૦—અરણીટીંબા. મેમ્બર શા. લાલા નથુ તથા મહેતા રૂપચંદ ભગવાનજી તથા દરબારશ્રીએ મળીને રૂ ૪-૧૨-૦ છોકરાઓને જમાડ્યા.—સાયલા. મેહેરબાન ખુદાવંત ઠાકોર સાહેબ તરફથી રૂ ૪) ચોપડીયો રૂ ૨) મીઠાઈ. રૂ. ૨) મેહેતાજીને પાઘડીના.—લીલાપુર. પટેલ આશારામ તલશી ૦-૪-૦ સાકર, દવે કલ્યાણજી સુંદરજી. ાા) સાકર.—સદાદ. સોળંકી કરશનને પેર પુત્રની ખુશાલીમાં રૂ ા છોકરાઓને રૂ ા મેહેતાજીને.—વણોદ. મલેકશ્રી કમાલુદીનખાન જેસરખાન રૂ ાા મીઠાઈ મેમ્બર કેશવલાલ રણછોડ રૂ૧ા ચોપડીઓ.—ઝીંઝુવાડા.—વહોરા ડુંગર કસ્તુરને પેર પુત્રનો જન્મ થવાથી રૂ ૧ા પતાસાં.—બજાણા. મહેરબાન દરબારશ્રી તર્ફથી રોજાને દિવસે રૂ ૨) મહેતાજીને ગોરજી પ્રેમવીજેજી જસવજેજી રૂ ા સાકર.—ભરાડા. રાણાશ્રી કલ્યાણસંઘજીની વહુ શ્રી વાઘેલી વહુ તર્ફથી રૂ ૧) મીઠાઈ રાણાશ્રી માધવસંઘજીની માતુશ્રી તર્ફથી રૂ ૧) મીઠાઈ.—ચરાડવા. કચ્છના રાવસાહેબ પધાર્યા તેની યાદગીરીને માટે દરબારશ્રી તર્ફથી રૂ ૧) મેહેતાજીને. રૂ ૨) દરેક આસીસ્ટંટને રૂ ૨૫) છોકરાઓને લૂગ-

ડાં. કુલ રૂ ૩૯)—વઢવાણ કંન્યાશાળા. રા. વકીલ કલ્યાણજી તર્ફથી રૂ. ૧-૧-૬ ઍાદિત્યહિતેચ્છુ તથા હીતોપદેશક નામની ચોપડી. ઇંગ્રેજી સ્કૂલના આસિસ્ટંટ બાઈશંકર વિશ્વનાથ ૦॥ -હૃદયપ્રકાશ.—લીંબડી કંન્યાશાળા. મહેરબાન ઝાલાવાડ પ્રાંતના મેજર સ્ટેસસાહેબ પોતાની મડમ સાથે પધાર્યા તે વખત દરબારે તર્ફથી રૂ ૫૦-૮-૦ દીકરીઓને લુગડાં વીગેરે રૂ. ૯) મીઠાઈ. રૂ ૧૨) મેહેતાજી આસિસ્ટંટ વિગેરેને પાઘડીના—પાણશીણા. મહેરબાન વહીવટદાર સાહેબ તથા બલોલ ટપા કારકુન સાહેબ તર્ફથી રૂ. ૫) રૂમાલ તથા મીઠાઈ—સીધાવદર. મહેતાજી ઝવેરચંદ કરશનજી તર્ફથી રૂ ૦-૬-૦ મીઠાઈ—ફલાડા. દસાડાના મલેક શ્રી જોરાવર ખાનજી ગામ ફલાડાના સરકારી વહીવટદાર રતીલાલ કેશવલાલ રૂ. ૦-૧૪-૦ ચોપડીયો તથા મીઠાઈ.—આણંદપુર. કામદાર કેવળચંદ સુળચંદ ૦॥ મીઠાઈ રવાના તારીખ ૧૭—૧૦—૮૨ મુ. વઢવાણ.

(ઇંગ્રેજી સહી.) કૃષ્ણલાલે ગોવિંદલાલ.

સ. ડે. એ ઈ. પ્રાં. ઝાલાવાડ.

## ગોહીલવાડ.

૧૧૬૯. તા. ૨૭-૧-૮૩.

ભુમલી—સ્કૂલ વીઝીટર શા. લલુભાઈ રઘનાથ રૂ૧-૪-૦—ભંડારીયા. ગરાશીયા અભેસંગ કશળાભાઈ રૂ૧-૪-૦—વાપજ. મહાજન તર્ફથી રૂ૧) —રાજપરા. મહાજન તર્ફથી રૂ૧)—કુમર. ગાંધી રેવા ખોડા રૂ૦-૯-૬ —ખુટવડા. કારકુન દામોદર નાથા રૂ૦-૮-૦ અને મહાજન તર્ફથી રૂ૧-૪-૦—કાણસાર. કંદારીઆ હરજી લક્ષમણ રૂ૦-૮-૦—ઠતપૂર. પારેખ વનમાળી ચંદરજી રૂ૨-૪-૦ ચોપડીઓ મહીપતરામ વનધર્મનન રૂ૨) મીઠાઈ ઠ. અલીભાઈ રેમતલા રૂ૧) મહાજન તર્ફથી રૂ૧)—ઝાઝમેર. શા. ગોવિંદજી ગીગલભાઈ નથુ, મકમનજી, શા. દેવચંદ ભગવાન, કાજી હમીભાઈ ખાનભાઇએ મળી રૂ૧-૫-૦ મીઠાઇ—સુલતાનપર. વકીલ મૂળજી વનમાળીદાસ રૂ૧) શેઠ ખુશાલ બહેચર રૂ૦-૬-૦ મોદી ગીગા કરશન ૦-૪-૦ કુલ રૂ૧-૧૦-૦ મીઠાઈ—ડાઠા. તાલુકદાર તર્ફથી રૂ૭-૧૨-૦

રૂમાલ નં. ૧૬ રૂ૧-૮-૦ સાકર અને કન્યાશાળામાં રૂ૩-૧૩-૩ ચુંદડીયું. ૦ ૮-૦ શાકર—સથરા. શેઠ અભજી ભીમજી તથા વનમાળી લવજી એ મળી રૂ૧) સાકર—કોહીશાળા. રા. વજેશંકર પ્રભાશંકર રૂ૧) પટેલ. હરિરામા રૂ૦-૮-૦ શા. વલભ પદમશી રૂ૦-૪-૦ ઓજા વિશ્વનાથ ભગવાનજી રૂ૦-૮-૦ શેઠ દેવચંદ જુઠા રૂ૦-૮-૦ કુલ રૂ૨-૧૨-૦—ગઢડા. શા. કલ્યાણજી લખુ. રૂ૧) સાકર—ગારીયાધાર. રા. નરસીંગદાસ માધવદાસ રૂ૧) ભટ્ટ નાનજી જીણા રૂ૦-૪-૦ શા. ત્રીભોવન નરશી ૦-૪-૦ શા. હીરાચંદ ગોવિંદજી રૂ૦-૮-૦—રાણી ગામ. તાલુકદાર તર્ફથી રૂ૧) મીઠાઈ—દરેડ. ભાડવાના કુમારશ્રી માધુભાઈ રૂ૧) સાકર—લાઠી. બાઇ શ્રી રામબા તર્ફથી રૂ૪) મીઠાઇ—ભૂમલી. મહાજન તર્ફથી રૂ૧૦-૮-૦ વાગતુ ઘડીયાળ—ભંડારીયા.—કુંડલા. મહાજન તર્ફથી રૂ૩-૮-૦ મીઠાઇ—જુનાસાવર. રા. કાંકુંવેં થાણદાર વીગેરે રૂ૧૩-૮-૦ ધોતીજોડા રૂ૧-૪-૦ મીઠાઈ—જેસર. મહાજન તર્ફથી રૂ૧) મીઠાઈ—વેડા. રા. ભગવાનલાલ શંભુપ્રસાદ રૂ૦ા મીઠાઈ—કાંકચ. રા. પ્રમાનંદભાઈ રૂ૪-૨-૦ રૂમાલ મેતા પોપટ અમરશી, પટેલ લક્ષમણ અરજણ, પટેલ આણંદ ધનાએ મળી રૂ૧-૪-૦ મીઠાઇ—પીઠવડી. ખુમાણ લાખા નાગપાળ રૂ૨) ખુમાણ પાતા પુજા રૂ૨) ખુમાણ સામસુરા રૂ૧) પટેલ રામ ડાહ્યા રૂ૨) પટેલ રામજી પુજા રૂ૧) પટેલ મેઘજી આંબા રૂ૧) પટેલ ઠાકરશી જાદવ રૂ૧) કુલ રૂ૧૦) તેમાંથી રૂ૯) ની છીંટ તથા રૂમાલ રૂ૧) મીઠાઇ—આંબડી. પટેલ અરજણ જુઠા રૂ૦ા ખુમાણ કાળા નાજા રૂ૦ા પટેલ કઠળા આંબા રૂ૦ા ખુમાણ દેવદાન કાથા રૂ૦ા કણબી મેઘજી ઠાકરશી રૂ૦ા કણબી માવજી રામજી રૂ૦ા ઠકર વસ્તા દેવરાજ રૂ૦ા કણબી નારણ રતના રૂ૦ા સોની લોમા તથા દેશા રૂ ૦ા કણબી ધના ઠાકરશી રૂ૦ા ઠકર વાઘજી દેવરાજ રૂ૦ા કુલ રૂ૫-૪-૦ —કુંડલા કંન્યાશાળા. ભાવનગરના નામદાર દરબાર શ્રી તર્ફથી રૂ૦-૧૫-૦ ચોપડીયો રૂ૮-૧૧-૦ ચુંદડીઓ—શીહોર. ભાવનગરના દરબાર શ્રી તર્ફથી રૂ૧૦) છોકરાઓ વચે ઇનામના રોકડા રૂ૧૫) ગામની તમામ નિશાળોમાં મીઠાઈ અને પ્રાણલાલ,

તથા વૃજલાલ ઓધવજી તર્ફથી રૂ ૭-૧૨-૦ મીઠાઈ અને ભેંસમા નામદાર દરબાર શ્રી તર્ફથી રૂ ૩-૮-૦ મીઠાઇ —રાણા રાઘવજી પુરૂષોતમ રૂ ૧) મીઠાઈ—પાધળી પડ્યા મૂળજી જાગેશ્વર રૂ ૦ાા સાકર—સુલતાનપુર. માજી મ્હેતાજી છગનલાલ નારણજી તર્ફથી રૂ ૦—૪—૩ શાકર. વાઠીદર —માજીથાણદાર પીતાંબર રામજી રૂ ૧) નવા થાણદાર ઉમીયાશંકર હરજીવન રૂ ૧) પટેલ અમરશી જીવરાજ રૂ ૧ાા પટેલ દલા જસમત રૂ ૧) ગામના માહાજન લોકે ૦ાાા ખાચર અમરા દાદા રૂ ૦ાા પટેલ કુબેર વીરા રૂ ૦ા—નીગાળા. કારકુન નાગજી પ્રાગજી રૂ ૦ાા મીઠાઇ રા પ્રભાશંકર વેણીશંકર, થાણદાર ગુલાબરાય ત્ર્યંબકરામ રૂ ૨) મીઠાઇ. —શાખપુર. રાઆળશ્રી દીપસંગજી રૂ ૧) મ્હેતાજીને પાઘડીના રૂ ૪) મીઠાઈ છોકરાઓને.—જાળોડા. પટેલ કાળા નારણ રૂ ૦ા પટેલ લવા વેલ રૂ ૦ા સોની ગીગા કેશવ રૂ ૦ા પટેલ જીવા સાવજ રૂ ૦ા કુલ રૂ ૧) મીઠાઇ —ભીંગરાડ પટેલ જેઠા ભગવાન ૦ા પટેલ ડાહ્યા ડુંગર રૂ ૦ાા—આબા. —થાણદાર જેઠાભાઇ દેવચંદ, પટેલ વશરામ હીરા, પટેલ નથુ જુઠા એ મળી કુલ રૂ ૧) મીઠાઈ, રબારી ખોડા દલા રૂ ૦ાા મીઠાઈ.—ચમારડી. દવે મોરારજી રત્નેશ્વર રૂ ૦ાા ઠકર પીતાંબર બેચર ૦ા—લાઠી કન્યાશાળા મુખ્ય કારભારી માણેકલાલ લાધાભાઈ રૂ ૧)—ચમારડી બાબરા. પટેલ ખોડા રામા વગેરે રૂ ૧) મીઠાઈ—કોટડાપીઠા. તાલુકદાર તર્ફથી રૂ ૧) મીઠાઈ.—કોળીપાક. પાઠક હરગોવિંદ તરફથી ૦-૫-૦—ભાવનગર મુખ્ય કન્યાશાળા મહારાજા સાહેબ તખ્તસિંહજી રૂ ૧૧ા લૂગડા. સ્વસ્થાન ભાવનગર તરફથી રૂ ૩) મીઠાઈ કુલ રૂ ૧૪ા—વડવા કન્યાશાળા. સ્વસ્થાન ભાવનગર તર્ફથી રૂ ૫-૮-૦ ચોપડીયો તથા લૂગડા —ત્રાપજ કન્યાશાળા. સ્વસ્થાન ભાવનગર તર્ફથી રૂ ૫) ચૂંદડીયો —ખૂટવડા. ઠકર પ્રેમજી વીરજી રૂ ૨) મીઠાઈ.—રાજુલા. કુંડલાના ન્યાયાધીશ રતીલાલ પ્રભાશંકર મહાલકારી સા. તથા મહાજન મળી કુલ રૂ ૧૪)—વીજપડી ઠકર પીરભાઈ નાનજી, ઠકર ભીમા જીવા એ મળી રૂ ૦ાા મીઠાઈ.—ચાવંડ. ઠકર આણંદ હેમા ૦-૧૪-૦—કુંભણ. મહેરબાન શંભુપ્રસાદ ગૌરીશંકર ૦ા રાજેશ્રી મગનલાલ રામજી રૂ ૦ાા—દાઠા. કામળીઆ રૂખડ ખોડા રૂ ૦ા મીઠાઈ.

—નોધણવદર. ગાંધી નારણ વલભ રૂ ના સાકર.—જલાલપર. મહેરબાન વસુલાતી અધિકારી સાહેબ તરફથી રૂ ૫)—સણોસરા:લાઠીઆ મૂળુભાઈ પાતાભાઈ રૂ ાા મીઠાઈ.—હણોલ. મહાજન તર્ફથી રૂ ાા સાકર.—ગઢડાં. શા. કરશન રૂગનાથ ૦-૫-૦ મીઠાઈ મહેરબાન વસુલાતી અધિકારી સાહેબ તર્ફથી રૂ ૫) પેંડા.—ભીંગરાડ. ભાવનગર પોલીસ ખાતાના ઉપરી સાહેબ તર્ફથી રૂ ૧) મીઠાઈ.—માંગુકા. ગોહેલ ભગવતસિંહજી રૂ ાા સાકર.—વલ્લા. મહેરબાન ન્યાયાધીશ સાહેબ તથા મે. નાનભાસા. તથા સ્કૂલ કમિટિના મેમ્બરો વિગેરે રૂ ૧૯-૦-૦ મીઠાઈ તથા લૂગડાં.—જસદણ. ઠાકોર સાહેબ તર્ફથી રૂ ૧૭-૩-૦ ચોપડીયો. રૂ ૩-૦-૯ મીઠાઈ. કુલ રૂ ૨૦-૩-૯—લાઠી. બાઈશ્રી રામબા તર્ફથી રૂ ૪) મીઠાઇ અને કંન્યાશાળામાં મહેરબાન માણેકલાલ લાધાભાઈ તર્ફથી રૂ ૧) મીઠાઈ.—સોનગઢ. મે. પાલીતાણાના ઠાકોર સાહેબ તર્ફથી મેહેરબાન નટ સાહેબે રૂ.૮-૧૧-૫ ચોપડીયો. રૂ ૫) હેડમાસ્તરને પાઘડી રૂ ૨) મો. ધનાને પાઘડી રૂ ૧) ૫. રગામના છોકરાંને રૂ ૨) મીઠાઈ કુલ રૂ. ૧૮-૧૧-૫.—ભાવનગર કંન્યાશાળા. મહેરબાન રાજાસાહેબ તખ્તસિંહજી તર્ફથી મે. પો. એ. સાહેબે રૂ ૩૦) ચોપડીયો તથા લૂગડાં રૂ ૫) મીઠાઈ.—વડવા કંન્યાશાળા. મહેરબાન મહારાજા સાહેબ તખ્તસિંહજી તર્ફથી મે. પો. એ. સા. રૂ ૧૫) ચોપડીયો તથા લૂગડાં રૂ ૧) મીઠાઈ.—ઉચડી. માજી મેહેતાજી ગૌરીશંકર જેશંકર રૂ ાા સાકર.—ગઢડા. રાઓલશ્રી ભૂપતસિંહજી તર્ફથી રૂ ૨) ચોપડીયો રૂ ાા મીઠાઈ જમાદાર અબદલાબીન અમર રૂ ાા શા. મોહનજી મોતી રૂ ાા મીઠાઈ.—આંડવધાર. ખાચર નથુ સામત રૂ ાા મીઠાઈ ખાચર વીસામણ સામત રૂ ાા મીઠાઈ.—વલા. ખવાસ દઆળ તથા ભીમા તર્ફથી રૂ ૨ાા મીઠાઈ અને કંન્યાશાળામાં દરબારશ્રી તર્ફથી રૂ ૨ાા મીઠાઈ—લાઠા. દરબારશ્રી તર્ફથી રૂ ૧૨) ચોપડીયો રૂ ૩) મીઠાઇ રૂ ૫) મેહેતાજીને પાઘડી કુલ રૂ. ૨૦) અને નાઇટસ્કૂલમાં રૂ ૧૧) ચોપડીયો અને કંન્યાશાળામાં રૂ૦-૯-૦ ચોપડીઓ રૂ૧) પતાસાં રૂ૩-૧-૬ રૂમાલ અને રૂ૪-૭-૦ ચૂંદડીયો. કુલ રૂ૯-૧-૬—શોનગઢ. થાણદાર સાહેબ કાળીદાસ વીદત રૂ૨) પોલીસ જમાદાર હેમદખાં રૂ૨) રાજેશ્રી વજુભાઇ હીમતભાઇ

રૂ ૧ રા. દુર્ગાશંકર મયાશંકર રૂ૦ાા રા. ગણપતરાવ રામજી શરપેપર પુરુષોતમ પેલાભાઇ રૂ૪ાા કુલ રૂ૬-૮-૦—બાબગામ. બાગાર મહેરબાન નરસાહેબને રૂ૫) મહેતાજીને પાઘડીના રૂ૭-૧-૦ પેહેલા આસિસ્ટંટને રૂ૩-૧૧-૦ માનીટરને રૂ૧૮-૨-૦ છોકરાઓને ચોપડીઓ કુલ રૂ૩૦-૦-૦ રવાના તા. ૧૭-૧-૮૩.

(અંગ્રેજી સહી.) કનૈયાલાલ ગિરધરલાલ.
સ. ડે. એ. ઇ. પ્રા. ગોહીલવાડ.

## ખેડા જિ.

૯૯૨, તા. ૪—૨—૮૩

થામગા. મેહેરબાન આસિસ્ટંટ કલેક્ટર સાહેબ. રૂ. ૨-૪-૦ ચોપડીઓ નડિયાદ ઉર્દુ—મેં. ઍટસાહેબ કલેક્ટર. રૂ ૪) પતાસા—સલુણ. સ્કૂલ કમિટિના મેમ્બરો તર્ફથી રૂ ૨) મેમ્બર જુનાભાઈ જોરાભાઈ રૂ૦-૧૨-૦ મીઠાઈ રૂ૦ા પેનો—ખેડાની કન્યાશાળા. ખંભાતના રેવન્યુ આધીકારી મેં. દા ( મોહરદાસ હરિદાસ. રૂ. ૬ા ચોપડીઓ. રૂ. ૩ મીઠાઈ. રૂ ૫) ભરેતગામ ગાર રોકડા—સણાદ્રા. સ્કૂલ કમિટિના મેમ્બરો તર્ફથી રૂ૦ાા—સુગરાસન. મેં. ડા. આ. કલેક્ટર સાહેબ રૂ૦-૬-૦ ચોપડીઓ.—બોરસદ. સુખી નરોતમ વામળદાસ. ખાનસાહેબ ધનજીશાહ એદલજી રૂ. ૧)—વીણ સ્કૂલ કમિટિના મેમ્બર પટેલ હરિભાઈ રણછોડ રૂ ૧-૧૨-૦ ચોપડીઓ તથા પતાસા—માતર. પરિખ હરજીવન દામોદર રૂ ૧ા પતાસા મેં. ડી. ડે. કલેક્ટર સાહેબ બમનજી એદલજી મોદી રૂ ૭-૧૪-૩ ચોપડીઓ તા. રેલ. અને સ્કૂલ કમિટીના મેમ્બર મથુરદાસ માધીદાસ રૂ૦ાા માનાચંદ પેલાભાઈ રૂ૦ાા મથુર રામદાસ ૦ાા રવાના. તા. ૪—૨—૮૩

(અંગ્રેજી સહી) મણિધરપ્રસાદ તાપીપ્રસાદ.
ડે. એ. ઈ. ખેડા વિભાગ.

—ઃ૦ઃ—

ગૂજરાત શાળાપત્રના લવાજમ વિગેરેનાં નાણાંની પહોંચ.

તા. ૧ લી જુન સને ૧૮૮૩ થી તા. ૩૧ જુલાઇ સને ૧૮૮૩ સુધી.

| કોની તરફથી. | સને ૧૮૮૩ |
|---|---|
| મ. ભાવનગર કેળવણી ખાતાના ઉપરી સાહેબ. પ્રાણનારાયણ મયાશંકર. | ૧૩૨-૦-૩ |
| આ. મોરબી તાલુકા સ્કુલ મા૦ | ૩-૬-૦ |
| રા. સા. અમદાવાદ વિ. ડે. એ. ઈ.સા૦ | ૧૯૮૫૮-૦ |
| આ. મોરબી દ. કન્યાશાળા મે. | ૧-૨-૬ |
| રા. સા. એડવિ. ડે. એ. ઈ. સાહેબ. | ૨૧૯-૯-૦ |
| રા. સા. ભરૂચ વિ. ડે. એ. ઈ. સા. | ૧-૩-૦ |
| રા. લખ્મશી હરિરામ (કાલીકોટ) | ૧-૩-૦ |
| શેઠ હોરમજજી નવરોજજી મુંબાઈ | ૧-૩-૦ |
| ઈ. આ. સંખેડા. સ. ગૂ. નિ. મે. | ૧-૨-૬ |
| રા. આણંદરામ પ્રેમશંકરે (ભરૂચ) | ૧-૩-૦ |
| રા. સા. સુરત ઉ. વિ. ડે. એ. ઈ. | ૧૧૯-૪-૦ |
| આ. રાધનપુર તાલુકા માસ્તર | ૨૦-૦-૦ |
| ઈ. આ. પલાણા. સ. ગૂ. ગા. નિ. | ૧-૩-૦ |
| રા. રામશંકર ઈશ્વર. | ૧-૨-૦ |
| રા. બા. મગનભાઈની કન્યાશાળા. | ૧-૦-૦ |
| આ. હરિલાલ કહાનદાસ. ફ. એ. વ. (અંકલેસર) | ૧-૩-૦ |
| આ. તાલુકા સ્કૂલ માસ્તર (રાજકોટ) | ૧-૨-૦ |
| આ. વલસાડ. સ. જ. જી. સ્કૂલ. | ૨-૬-૦ |
| આ. ઘોડાસર તાલુકાસ્કૂલ. | ૦-૧૨-૦ |
| રા. સા. ગોહીલવાડ પ્રાં. ડે. એ. ઇ. સા. | ૨૨-૪-૩ |
| રા. સા. સુરત દક્ષિણ વિ. ડે. એ. ઈ. સા. વાંસદા સ્ટેટ. | ૧૨-૪-૦ |



# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER.

MARCH 1884.

પુસ્તક ૨૩ મું. માર્ચ. અંક ૩ જો.


મેં'તાજી બહુ મોટું તુજ નામ તેમ છે કામ;-
કર અંતે મન ક્ષેત્રની, ખરી ખેતી ધરી હામ

| અનુક્રમણિકા | પૃષ્ઠ | CONTENTS | PAGES |
|---|---|---|---|
| ઇંગ્રેજલોકનો સંક્ષિપ્ત ઇતિહાસ... | ૪૯ | A Short History of the English Nation | 49 |
| કેળવણી ખાતાનો રીપોર્ટ. સને ૧૮૮૨-૮૩ નો... ... ... | ૫૭ | Report of the D.P.I. for 1882-83 | 57 |
| વિદ્યાહુનરના સુધારા વિષે...... | ૬૧ | On the Improvement of arts and Sciences | 61 |
| સારસંગ્રહ. .. .. ... ... | ૬૩ | Pickings from the Press. .. | 63 |
| નિશાળોનાં ઇનામ-પત્રક... ... | ૬૭ | List of Prizes distributed in Schools. .. .. .. | 67 |




( કેળવણી ખાતાના હુકમથી )

अमदावादमां

ખાખાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું

મૂલ્ય { રૂ૧) વરસનો અગાઉથીજ. / રૂ૦)= છુટક એક અંકના } ટપાલ ખર્ચ જુદું.




પુસ્તક ૨૩ મું. માર્ચ. સન.૧૮૮૪. અંક ૩ જો.

# इंग्रेजलोकनो संक्षिप्त इतिहास.

## પ્રકરણ ૧૩ મું. સૈન્યપ્રકોપ.

પાર્લામેંટનાં તર્કડીયાં હવે બહુ વધી પડ્યાં. હુલડો સમવા લાગેલાં જોઈ પ્રેસ્બિટેરિયનોને તો ઉલટી ફિકર થઈ. તેમણે નિશ્ચય જાણ્યું કે લશ્કર પાછું આવ્યું કે આપણા ભોગ છે. માટે તે પાછું વળે એટલામાં કાંઈ રાજ્યનો બંદોબસ્ત કરી નાખવા તેઓ તલપાપડ થઈ રહ્યા. પાછલો ઠરાવ રદ કરી રાજા તર્ફ તાકીદની વિષ્ટિ મોકલી. પણ રાજા જે હજી પણ કાળની રૂખ સમજતો નહોતો, તેતો પોતાની ગતજ લઈ બેઠો. દરરોજ બધાને ભેળા કરી એકાદ કલમ વંચાવે, તેના રદીયા આપે, ખુલાસા સાંભળે, અને પાછી એવી બારી કાઢે કે સામાવાળા પણ એની ચતુરાઈ જોઈ છક થઈ જાય. જરા જરા વાતની કબુલાત આપતાં એ બારે રકઝક ચલાવે, અને એમ કરતાં ૪૦ દિવસની મુદત બાંધી હતી તે વીતી ગઈ, બેવાર મુદતને વધરાવી અને રવિવાર વગેરે તહેવારો એમાં ન ગણવા એવી છૂટ લીધી, તો પણ આ વિષ્ટિનો પાર આવ્યો નહિ. રાજાએ તો આ વિષ્ટિ આદરી તે વેળાજ પોતાના એક મિત્રને લખ્યું હતું કે "જેમ બીજી વિષ્ટિઓ ફૂસ થઈ ગઈ છે તેમજ આનું પણ આખરે થવાનું છે. મારી ધારણાઓ છે તેવીજ છે." આ વેળા રાજા ખરેખરી વિષ્ટિ તો આયર્લાંડમાં બંડ ઉઠાવવાની ચલાવી રહ્યો હતો, અને પાર્લામેંટ સાથે માંડી વાળવા એની અંદરખાને જરા પણ

મતલબ નહોતી. કબુલાતો આપતો હતો તે પણ માત્ર તેમને ફોસલાવવા માટેજ. એક કાગળમાં એ લખેછે કે "આજ સવારે મેં એક મોટી કબુલાત આપી છે, પણ તેમ કરવાનો હેતુ એટલોજ છે, કે તેઓ નચિંત રહે તો હું નાસી જવા ધારૂંછું. તે સુગમ થઈ પડે." આવી ઓની હા પણ ધર્મની બાબતમાં તો ભણવી નહિજ એવો એનો દૃઢ નિશ્ચય હતો, એને તેજ બાબત પાર્લામેંટ પણ અત્યાગ્રહી હોવાથી આ સંધિ કોઈ કાળે સરાડે પહોંચે એમ નહોતું. સઘળી મેહેનત મિથ્યા ગઈ, અને પાર્લામેંટ તરફના વણાળીયા આવ્યા હતા તેવા પાછા ગયા. ૨૮ મી નવેંબર ૧૬૪૮.

રાજા, ને પાર્લામેંટ, એ બંને એ પોતાના દુરાગ્રહથી આ અમૂલ્ય ટાકણું ખોયું. એમનાથી સંધિ થઈ શકી નહિ, અને એવામાં એમનો સામાન્ય શત્રુ જે પેલી કાળકરાળ સેના તે ચોતર્ફ લડાઈઓથી ફરિક થઈ ફતેહમંદીની ધૂનમા બાજી બાજી કરતી તેમની ઉપર દોડી આવી.

પાર્લામેંટપર તડાકો. લંડન આવી પહોચવા પહેલાંજે લશ્કરની દરેક ટુકડીએ પાર્લામેંટને લખી મોકલ્યું કે તમે જે હાલ વિષ્ટિઓ ચલાવો છો તે અમને કબુલ નથી, અને રાજા ઉપર ઇનસાફની કોરટમાં કામ ચલાવવુ જોઇએ. બીજે વાધો મોકલ્યો તેમાં સાફ માગણીજ એ કરી કે આ પાર્લામેંટે પ્રજાપક્ષનો દ્રોહ કર્યો છે માટે તેને બરતર્ફ કરવી, નવી પાર્લામેંટ બોલાવવી, તે વેળા ચુંટણીની રીતમાં આવો આવો સુધારો કરવો, પછી પાર્લામેંટની સત્તા દેશમાં સર્વોપરી ઠેરવવી, જો રાજપદ રાખવુંજ હોય, તો તે પાર્લામેંટની પસંદગીથી અને તેના કામકાજને અટકાવવાની કાંઈ પણ સત્તા વિનાનુજ રાખવુ, અને છેલ્લું પણ સૌથી પહેલું તો આપણા દુઃખનો મોટો ને મુખ્યકર્તા કે જેની પરવાનગી, આજ્ઞા, અને ઉશ્કેરણીઓથી અને જેને માટેજ અને જેના સ્વાર્થને સારૂ આ સઘળી લડાઇઓ અને કોટિધા દુઃખ મય આપદાઓ ઉત્પન્ન થઈ છે, તેણે દેશદ્રોહ, ખુનરેજી, ને ખરાબીઓના જેજે ગુનાહ કર્યાછે તે માટે તેને જાહેર ઇનસાફની કોરટમાં ઘસડવો જોઈએ!

આ વાંચતાંજ પાર્લામેંટની બગી ફાટી ગઈ. પ્રેસ્બિટેરિયનો બે બાકળા થઈ બરાડવા લાગ્યા. રાજપક્ષમાં ત્રાહે ત્રાહે ઉઠી રહ્યો, અને ઘણાક જે અત્યાર સુધી રાજાની વિરુદ્ધ હતા, તે પણ એની દયા ખાઈ એના પક્ષમાં આવ્યા. સઘળાની રૂખ ગમે તે પ્રકારે પણ રાજા સાથે માંડી વાળવાની

થઈ, અને તેથી પાર્લામેંટે રાજા તરફથી જે જૂજ માગણીઓ પહેલાં મંજુર રહી હતી, તેનેજ આધારે એની સાથ વિગતવાર સંધિ કરી નાખવી એવો ઠરાવ કર્યો.

પણ એવામાં કેટલીક પલટણો લંડનમાં આવી ચૂકી હતી. તેણે ઠરાવ કર્યો કે આવો ઠરાવ કરનાર પાર્લામેંટનેજ તોડી પાડવી. બીજે દહાડે પાર્લામેંટના બારણા આગળ એક પલટન આવીને ઉભી, અને તેના ઉપરી કર્નલ પ્રાઇડે સામા પક્ષના ૪૦ સભાસદોને માંહે પેસતાંજ પકડીને પરેજ કીધા. કોઈએ પૂછ્યું કે મને શા હકથી અટકાવો છો, તો જવાબ દીધો કે તલવારના પોતાના પક્ષના જાણી જેને અંદર જવા દીધેલા તેમાંના ચાળીશ એક જણે જ્યારે સલાહનો મતજ આપ્યો એમ માલમ પડયું, ત્યારે બીજે દહાડે એ ચાળીશને પણ ચીંથોટી પકડી પાર્લામેંટમાંથી કાઢી મૂક્યા. ૭ મી ડીસેંબર ૧૬૪૮. એ રાત્રે ક્રામ્વેલ પણ એની પલટનો સાથે લંડનમાં આવી પહોંચ્યો.

કોઈ રાજાએ પણ ન કરેલો એવો આ બળાત્કાર પાર્લામેંટ ઉપર મદોન્મત્ત સેનાએ કર્યો. એને ઇતિહાસમાં કર્નલ પ્રાઇડનો જુલાબ કહેછે. ખરે એ જુલાબ એવો સખ્ત હતો કે તેની સાથે પાર્લામેંટનું સતજ નીકળી ગયું. આ વખતથી લગભગ બાર વર્ષ સુધી ઇંગ્લાંડમાં પાર્લામેંટજ નહોતી એમ કહિએ તો તે કાંઈ ખોટું નથી, કેમકે જ્યાં લોકના પસંદ કરેલા માણસોને મારી કાઢી લશ્કરવાળા જેને નજરમાં આવે તેનેજ પાર્લામેંટમાં બેસવા દે, તો તે પાર્લામેંટ નહિ પણ પૂતળાનો નાચજ કહેવાય.

નિરંકુશીઓની સ્વચ્છંદ સત્તા—હવે જે ૫૦-૬૦ માસને પાર્લામેંટમાં રહેવા દીધા હતા તે બધા નિરંકુશીજ હતા, અને તેમણે તો અલબત્ત રાજા સાથે સંધિ કરવાનો ઠરાવ થયો હતો તે રદ કરી નાખ્યો. પછીથી એક તર્ફ પ્રજાસત્તાક રાજ્ય કેવી રીતનું સ્થાપવું તેનો મુસદો તૈયાર કરવા માંડ્યો, અને બીજી તર્ફ ઘણા વખતથી ધારી રહ્યા હતા તે પ્રમાણે રાજા ઉપર દેશદ્રોહનું તહોમત મૂકી ફોજદારી તપાસ શરૂ કરી. આ તપાસનું છેવટ એ વિફરેલા લોકે શું આણ્યું તે કહેવાની જરૂર નથી. તેઓ ધર્માભિમાનથી, મતાભિમાનથી, અને વિજયાભિમાનથી કેવળ અંધત્વને પામ્યા હતા.

મતલબ નહોતી. કબુલાતો આપતો હતો તે પણ માત્ર તેમને ફોસલાવવા માટેજ. એક કાગળમાં એ લખેછે કે "આજ સવારે મેં એક મોટી કબુલાત આપી છે, પણ તેમ કરવાનો હેતુ એટલોજ છે, કે તેઓ નચિંત રહે તો હું નાસી જવા ધારૂંછું. તે સુગમ થઈ પડે." આવી એની હા પણ ધર્મની બાબતમાં તો ભણવી નહિજ એવો એનો દૃઢ નિશ્ચય હતો, એને તેજ બાબત પાર્લામેંટ પણ અતાગ્રહી હોવાથી આ સંધિ કોઈ કાળે સરાડે પહોચે એમ નહોતું. સઘળી મહેનત મિથ્યા ગઈ, અને પાર્લામેંટ તર્ફના વશ્ટાળીયા આવ્યા હતા તેવા પાછા ગયા. ૨૮ મી નવેંબર ૧૬૪૮.

રાજા, ને પાર્લામેંટ, એ બંને એ પોતાના દુરાગ્રહથી આ અમૂલ્ય ટાંકણું ખોયું. એમનાથી સંધિ થઈ શકી નહિ, અને એવામાં એમનો સામાન્ય શત્રુ જે પેલી કાળકરાળ સેના તે ચોતર્ફ લડાઇઓથી ફારેક થઈ ફતેહમંદીની ધૂનમાં ખાંગી ખાંગી કરતી તેમની ઉપર દોડી આવી.

પાર્લામેંટપર તડાકો. લંડન આવી પહોંચવા પહેલાંજ લશ્કરની ટુકડીએ પાર્લામેંટને લખી મોકલ્યું કે તમે જે હાલ વિષ્ટિઓ ચલાવો છો તે અમને કબુલ નથી, અને રાજા ઉપર ઇનસાફની કોરટમાં કામ ચલાવવું જોઇએ. બીજો વાચો મોકલ્યો તેમાં સાફ માગણીજ એ કરી કે આ પાર્લામેંટે પ્રજાપક્ષનો દ્રોહ કર્યો છે માટે તેને બરતર્ફ કરવી, નવી પાર્લામેંટ બોલાવવી, તે વેળા ચુંટણીની રીતમાં આવા આવા સુધારો કરવા, પછી પાર્લામેંટની સત્તા દેશમાં સર્વોપરી ઠેરવવી, જો રાજપદ રાખવુંજ હોય, તો તે પાર્લામેંટની પસંદગીથી અને તેના કામકાજને અટકાવવાની કાંઈ પણ સત્તા વિનાનુંજ રાખવું, અને છેલ્લું પણ સૌથી પહેલું તો આપણા દુઃખનો મોટો ને મુખ્યકર્તા કે જેની પરવાનગી, આજ્ઞા, અને ઉશ્કેરણીઓથી અને જેને માટેજ અને જેના સ્વાર્થને સારૂ આ સઘળી લડાઇઓ અને કોટિધા દુઃખ ભય આપદાઓ ઉત્પન્ન થઈ છે, તેણે દેશદ્રોહ, ખુનરેજી, ને ખરાબીઓના જેજે ગુનાહ કર્યાછે તે માટે તેને જાહેર ઇનસાફની કોરટમાં ઘસડવો જોઈએ!

આ વાંચતાંજ પાર્લામેંટની બગી ફાટી ગઈ. પ્રેસ્બિટેરિયનો બે બાકળા થઈ બરાડવા લાગ્યા. રાજપક્ષમાં ત્રાહે ત્રાહે ઉઠી રહ્યો, અને ઘણાક જે અત્યાર સુધી રાજાની વિરૂદ્ધ હતા, તે પણ એની દયા ખાઈ એના પક્ષમાં આવ્યા. સઘળાની દેખ ગમે તે પ્રકારે પણ રાજા સાથે માંડી વાળવાની

થઈ; અને તેથી પાર્લામેંટે રાજા તર્ફથી જે જૂજ માગણીઓ પહેલાં મંજુર રહી હતી, તેનેજ આધારે એની સાથ વિગતવાર સંધિ કરી નાખવી એવો ઠરાવ કર્યો.

પણ એવામાં કેટલીક પલટણો લંડનમાં આવી ચૂકી હતી. તેણે ઠરાવ કર્યો કે આવો ઠરાવ કરનાર પાર્લામેંટનેજ તોડી પાડવી. બીજે દહાડે પાર્લામેંટના બારણા આગળ એક પલટન આવીને ઉભી, અને તેના ઉપરી કર્નલ પ્રાઇડે સામા પક્ષના ૪૦ સભાસદોને માંહે પેસતાંજ પકડીને પરેજ કીધા. કોઈએ પૂછ્યું કે મને શા હકથી અટકાવો છો, તો જવાબ દીધો કે તલવારના પોતાના પક્ષના જાણી જેને અંદર જવા દીધેલા તેમાંના ચાળીશેક જણે જ્યારે સલાહનો મતજ આપ્યો એમ માલમ પડ્યું, ત્યારે બીજે દહાડે એ ચાળીશને પણ ચોચોટી પકડી પાર્લામેંટમાંથી કાઢી મૂક્યા. ૭ મી ડીસેંબર ૧૬૪૮. એ રાત્રે ક્રામ્વેલ પણ એની પલટનો સાથે લંડનમાં આવી પ્હોંચ્યો.

કોઈ રાજાએ પણ ન કરેલો એવો આ બળાત્કાર પાર્લામેંટ ઉપર મદોન્મત્ત સેનાએ કર્યો. એને ઇતિહાસમાં કર્નલ પ્રાઇડનો જુલાબ કહેછે. ખરે એ જુલાબ એવો સખ્ત હતો કે તેની સાથે પાર્લામેંટનું સત્વજ નીકળી ગયું. આ વખ્તથી લગભગ બાર વર્ષ સુધી ઈંગ્લાંડમાં પાર્લામેંટજ નહોતી એમ કહિએ તો તે કાંઈ ખોટું નથી, કેમકે જ્યાં લોકના પસંદ કરેલા માણસોને મારી કાઢી લશ્કરવાળા જેને નજરમાં આવે તેનેજ પાર્લામેંટમાં બેસવા દે, તો તે પાર્લામેંટ નહિ પણ પૂતળાનો નાચજ કહેવાય.

૮ નિરંકુશીઓની સ્વચ્છંદ સત્તા—હવે જે ૫૦-૬૦ માસને પાર્લામેંટમાં રહેવા દીધા હતા તે બધા નિરંકુશીજ હતા, અને તેમણે તો અલબત્ત રાજા સાથે સંધિ કરવાનો ઠરાવ થયો હતો તે રદ કરી નાખ્યો. પછીથી એક તર્ફ પ્રજા સત્તાક રાજ્ય કેવી રીતનું સ્થાપવું તેનો મુસદો તૈયાર કરવા માંડ્યો, અને બીજી તર્ફ ઘણા વખ્તથી ધારી રહ્યા હતા તે પ્રમાણે રાજા ઉપર દેશદ્રોહનું તહોમત મૂકી ફોજદારી તપાસ શરૂ કરી. આ તપાસનું છેવટ એ વિફરેલા લોકે શું આણ્યું તે કહેવાની જરૂર નથી. તેઓ ધર્માભિમાનથી, મતાભિમાનથી, અને વિજયાભિમાનથી કેવળ અંધત્વને પામ્યા હતા.

જેઓ જુલમ તોડવાને અર્થે લડવા નીકળ્યા હતા,તે પોતાની જીતને સમે સૌથી જુલ્મી નીકળ્યા. પ્રજાસત્તાક રાજ કોઇને ઇંગ્લાંડમાં જોઇતુ નહોતું, તેનો સૌને મહા તિરસ્કાર તથા ભય હતો, તે છતા આ થોડા નિરંકુશીઓએ બ- ળાત્કારેથી આવુ રાજ્યજ સ્થાપન કરવાનો નિશ્ચય કર્યો, કેમકે તેમને એ રાજ્યપદ્ધતિ ઉત્તમ લાગતી હતી. ઉત્તમ હશે, પણ બળાત્કારથી આપવાનો એમને શો હક હતો? ઉત્તમ હોય તો તે બળાત્કારે પણ આપવુ ઘટેછે એમ માનીએ, તો પછી રાજાને પ્રેસ્બિટરિયનો જેમણે પોતપોતાની ધર્મપદ્ધતિ ઉત્તમ માની હતી તે શા માટે આખા દેશને તેનો લાભ આપવાને બળા ત્કાર ન વાપરે.?

લોક વિરૂદ્ધ નિરંકુશીઓએ જે સુધારા પોતાની મતિ પ્રમાણે બળાત્કારે વાપર્યા તેમાં તેણે છેવટે શો કાંટો કાઢ્યો, તે આપણે હવે પછી જોઇશું. પણ આ સમે તો તે બળવાન હતા એટલે ચાડે તે કે, બિચારો ચાર્લ્સ ! ૨૬૨૨૫ ધારણ કરેલા ૯૮ નિશ્ચયી શસ્ત્રધારીઓથી બચવાની હવેએને આશાશી,'

તેમણે એનો જિવ લેવાજ ધાર્યો હતો તે છતા એ મતાધ જગતોને એ કામ પરમ ન્યાયી ઇશ્વર પ્રેરિતજ લાગતુ હતું, અને તેથી બાર્જા રાજ્ય વિ પ્લવોમા હમેશા થાયછે તેમ રાજાનો વધ તેમણે ચુગચૂપે કે જાહેર ક્રોધા- વેશમા ન કરેતા ઇનસાફની રીતે તપાસ કરીનેજ શિક્ષા કરેવાનો ઠરાવ કર્યો. પણ એ સઘળા પોતાના મનને કે જગતને ઠગવાના બાના હતા. જ્યા ખ- કરીનો ઇનસાફ કરવા ભૂખ્યો વાઘ બેસે, ત્યા.તે બીજો નિર્ણય શોધવાનો હતો.?

રાજાનો ઇનસાફ—૧૬૪૯ ને બેસતે વર્ષેજ આમની સભાએ ઠરાવ કર્યો કે પાર્લામેંટની સામા રાજાએ લડાઈ ઉઠાવવી એ દેશદ્રોહછે. એ ઠરાવ અમીરોએ કબૂલ રાખ્યો નહિ, પણ તેમને ન ગણકારતા ૯ ડી જાનેવારીને રોજ તેમણેરાજાનો ઇનસાફ કરવાને એક ખાસ કોર્ટ નીમી. અમીરો, ગૃહસ્થો, ને કડિયાઓ મળીને કુલ ૧૫૦૦ જણને એ કામ માટે નીમ્યા તથા તેમનો પ્રમુખ બ્રાડશા નામના એક બારિસ્ટરને કર્યો. ઘણાખરા અમીરોએ પાર્લામેંટ છોડીજ દીધી હતી, પણ થોડા જે રહ્યા હતા તેમણે પણ આ કોર્ટમાં ભાગ લેવાની તો ઓખ્ખી નાપાડી. ત્યારે આમની સભાએ ઠરાવ કર્યો કે લોક એ ઇશ્વરની પછી સર્વે સત્તાનુ મૂળછે, અને તેથી લોકની સંમતિએ ચૂંટાએલી

જે આમની સભા તેજ ઇંગ્લાંડમાં સર્વોપરી સત્તાને ધારણ કરનારી છે, અને તેથી જે જે કાયદો એ સભા મંજુર કરશે તે ખરાબર કાયદા પ્રમાણેજ ગણાશે, અગર જો તેમાં રાજા કે અમીરોએ પોતાની સંમતિ નહિ પણ આપી હોય."

અમીરોને બાદ કરતાં ૧૩૫ ઇનસાફીયા રહ્યા તેમાંથી પણ કોરટ મળી ત્યારે માત્ર ૬૯ જણજ હાજર થયા. રાજાને બોલાવ્યો. સિપાઇઓ જ્યારે તેને કોરટમાં લઈ આવ્યા, ત્યારે જંડજો બેથી રહ્યા અને કોઇએ ટોપી બોપી ઉતારી નહિં. રાજાપણ ટોપી પહેરીને પોતાને સારૂ જે સામી ખુરશી મૂકી હતી ત્યાં ધારજથી જઈ બેઠો. આ વેળા એનો દેખાવ—હજી જૈફી ન છતાં હાલની ફિકર ચિંતાથી તમામ માથું તથા દાઢી પળી ગએલી, જન્મનોજ જે ચેહેરો ગંભીર તે ઉપર હાલ ઉદાસીએ સતત્ વાસ કરેલો, કાળચક્ર માથા ઉપર આવેલું છતાં ઇશ્વરેચ્છાને આધિન થઈ પોતાનું સઘળું ધૈર્ય તથા બુદ્ધિચાતુર્ય રાખી રહેલો—એવો દેખાવ આ સુશીલ દુખીઆરા રાજવંશીનો જોઈ બધા લોકનાં તો અંતઃકરણ પીગળી ગયાં, અને "પરમેશ્વર રાજાનું રક્ષણ કરો" એવા અવાજ ઠેકાણે ઠેકાણેથી નીકળ્યા. પણ સિપાઈઓનો જાપતો બહુ જબરો હતો. તેમણે બધાને એકદમ એવું બોલતાં અટકાવ્યા, અને "ઇનસાફ, ઇનસાફ" "શૂળી, શૂળી" એવી ગર્જના પોતે વચમાં વચમાં કરવા લાગ્યા.

આ નોંધી રાખવા જોગ છે કે એટલો બધો દાબ છતાં "પરમેશ્વર રાજાને બચાવો" એવો અવાજ પહેલ વહેલો ઉઠાવનાર એક અબળાજ હતી, સેનાધિપતિ ફેરફાકસની સ્ત્રી. ફેરફાક્સ આ કોરટમાં નીમાએલો છતાં પોતે પણ બીજાની પેઠે હાજર થયો નહોતો. ખુદ સેનાધિપતિનીજ આવી રૂખ જોતાં સાફ જણાય છે કે નિરંકુશીઓએ આદરેલું આ કામ લોકને કેટલું અળખામણું હશે. રાજાને શિક્ષા ઠેરવી તે વખતતો એક સિપાઈ પણ ન રહેવાયાથી રાજાને આશિષ દઈ ઉઠ્યો. તેના જમાદારે તુર્ત તેને છડી લગાવી અને તે જોઈ રાજાએ તિરસ્કારમય હાસ્ય કર્યું કે, બાઈ એ બિચારાને એના અપરાધ કરતાં વધારે શિક્ષા શિર કરોછો.

ગુનાહનામું વંચાયા પછી રાજાએ પહેલો સવાલ એજ પૂછ્યો કે, અમીરો ક્યાં છે. ઇંગ્લાંડના કાયદા પ્રમાણે અમીરો, રાજા, ને પ્રજા મળે

ત્યારેજ પાર્લામેંટ કહેવાય. ઇંગ્લાંડમાં કોઇવેળા પણ પાર્લામેંટે રાજાનો ઇન- સાફ કરાવ્યો હોય એમ બન્યું નથી. તે છતાં આ કોર્ટને નીમનારે કાયદા પ્રમાણે પાર્લામેંટ છે એ તો પહેલ વહેલું સાબીત થવુંજ જોઇએ. શો જ- વાબ દે! માત્ર નકામી હોંસા તોંસી થઈ. કોરટ કહે કે એ સવાલ નહિ પૂ- છાય, અને રાજા કહે કે ત્યારે હું એ કોરટનો અધિકાર કબુલ રાખતો નથી. તે દહાડે કામ બંધ રહ્યું. બીજે દહાડે ચાલ્યું, ત્રીજે દહાડે ચાલ્યું, પણ ત્યાં એનો એજ રકઝક ચાલી. પછી બે દહાડા કોરટ બંધ રાખી સાક્ષીઓ એ- કઠા કર્યા, અને ચોથે દહાડે રાજાનો વાંધો ન સાંભળતાં જુબાનીઓ લીધી, અને પાંચમે દહાડે પોતાનો એકપક્ષી ઠરાવ કહી સંભળાવ્યો. ૨૬ મી *ડીસેંબર. ૧૬૪૮

રાજાની એક ભરમ ભરેલી છેવટ માગણી—હુકમનામું લખાયું તે પહેલાં રાજાએ વારંવાર વિનંતિ કરી અને છેવટે તો કાંઈક ગગળો થઇને પણ બોલ્યો, કે મને એકવાર પાર્લામેંટ સાથે ચિત્રેલા ઓરડામાં વાત કર- વા દો, અને મારે જે એક મહા અગત્યનું કહેવાનું છે તે સાંભળી લીધા પછી નજરમાં આવે તે કરો. આ સાંભળી થોડાકનું મન પલળ્યું, ને બધી કોરટ એકાંતમાં મસલત કરવા ગઈ આ જોઈ ક્રામવેલ બહુ તપી ગયો, અને બધાને દબાવી ધમકાવી ઠરાવ કરાવ્યો કે એ વાત અમે સાંભળતા નથી! જુલમ! શો જુલમ! જે કહેવાનું હશે તે રાજાના મનમાંજ રહ્યુ. કદાપિ એના મનમાં એમ પણ કહેવાનુ હોય કે લો આ હું મારી મોજે ગાદી છોડી પાટવી કુંવરને આપુંછું, અને હવે તમારી નજરમાં આવે તેવો રાજતંત્ર રચો. જો એમ હોય, તોતો આ જમદૂતોએ બહુજ ખોટું કામ કર્યું. જો એવું કાંઈ થયું હોત, તો બધું રાજ્ય તત્કાળ થાળે પડી જાત, અને પાછળથી જે અનંત ઝગડા ને દુઃખો ખમી ઘણે કાળે ઇંગ્લાંડે કર્યું તે આ વેળાજ એને

*આ ક્રિસ્ટમસનું પવિત્ર અઠવાડીયું ચાલતું હતું કે જ્યારે ખ્રીસ્ત ભક્તોના મનમાં તો દયાક્ષમાદિ ગુણોનો વિશેષ પ્રાદુર્ભાવ થવો જોઇએ; પણ આ તમોગુણી બગલોને તો બેશક એમજ લાગ્યું હશે કે ઈશ્વરને પરમપ્રિય એવો જે આ રાજમેધ યજ્ઞ તેનો આ પવિત્ર પર્વ ઉપર સમારંભ કરીને આપ- ણે પરમ પવિત્રજ થઇએ છીએ !

હાંસલ થઈ જાત.

પણ આ નિરંકુશીઓને આગળનો વિચાર નહોતો, અને હોય તોપણ તેમને હાલતો પોતામાં જીવની જ પડી હતી. તે લોક એટલું જ જાણતા હતા કે જો રાજા ફાવ્યા કે પ્રેસ્બિટેરિયનો ફાવ્યા, તો આપણી સઘળી વાતે મરોજ છે. આપણે મર્યાદા મૂકી ચૂક્યા છીએ; અને હવે તો જો એમનું ફાવે, તો આપણને જીવતા મૂકે એમ નથીજ. માટે હવે તો આપણે જીવવાનો ઉપાય એજ છે કે આદર્યું તે પૂરું કરવું. આપણે તો હાલ રાજાને મારી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવુંજ. અને પછી કોની તાંગાદ છે કે આપણી સામું થાય છે ? એવો આ મદાંધ ઉપર આવેલાં નિરંકુશીઓનો ઠરાવ હતો, અને તેમણે તેમજ કર્યું.

રાજાનો શિરચ્છેદ કરવો એવો હુકમ તેમણે વાંચી સંભળાવ્યો. આ ખબર સાંભળી સ્કાટલોકે મજબૂત વાંધો ઉઠાવ્યો, અને ધમકી પણ આપી. હોલાંડના એલચીઓ એ સજા રદ કરાવવા બહુ મથ્યા બિચારા યુવરાજે તો પોતાની સહી, તથા મોહોર છાપ કરી કોરા કાગળજ મોકલી દીધા, અને કહાવ્યું કે એમાં તમે તમારી મેળે ચાહો તે મારા નામની કબુલાતો લખો, પણ માત્ર મારા બાપને મારશો મા. પણ દૈત્યને દયા ક્યાંથી હોય, અને તેને તે પાલવે પણ કેમ ?

વધાસાપત્રપર સહી કરવાનો વખત આવ્યા ત્યારે આ જમદૂતો પણ કાંઈ ગભરાયા ખરા. પહેલ કોઈ કાઢે નહિ. આ વેળા પણ ક્રામ્વેલે કાગળ ખેંચી લઈ પહેલી પોતે સહી કરી, ને પછી બીજા પાસે સમજાવી ધમકાવી જેમ તેમ કરતાં બિલાડાં ચિતરાવી લીધાં. ઘણીખરી સહીઓ આ દસ્તાવેજ ઉપર બિલાડાં ખેંચ્યા જેવીજ છે. થોડાંનાંજ નામ બરાબર વંચાઈ શકે છે. આમ થવાનું કારણ કાં તો ભયથી હાથ ધ્રૂજ્યા હોય, કે કાં તો બીહીને બંધાઇથીજ એમ કર્યું હોય.

એ વધાસાપત્રમાં શૂળીનો દિવસ બીજેજ દહાડે એટલે ૩૦ મી જાનેવારીનો રાખ્યો હતો. એ કાળદિવસનું વાણું વાહાતાંજ લશ્કરની ટુકડીઓ એ શહેરના રાજમાર્ગો રોકી લેવા માંડ્યા; તે જોઈ લોકો ચેત્યા કે આજે મહાવિપરીત થનાર છે, પણ કરે શું ? પાછલે પહોરે રાજાના મહેલની ભોજનશાળા સામેજ શૂળી ઉભી કરી, અને તુર્ત ત્યાં એને નાંગી તરવારના

પરે રા સાથે તેડી લાવ્યા મરવાનુ નિશ્ચય થયુ ત્યારથીજ રાજા પરલોકની તૈયારીમા હતો. એણે આ સમે અપૂર્વ ધૈર્ય દાખ્યું એના મો ઉપર કાંઇપણ ભયનુ ચિન્હ નહોતું, અને એ ઇશ્વરેચ્છાને ખુશીથી આધીન થતો દેખાયો. પહેરાના સિપાઇઓ કરતા પણ એના પગ વહેલા ઉપડતા હતા શૂળી આગળ આવીને જોય છે, તો લોકોને એગના દૂર રાખેના કે એનુ બોલ્યુ કોઈ સાંભળે નહિ. તે છતા ફિકર નહિ એમ કહી પોતાની જોડે થોડાક માણસો હતા તેનેજ એણે અંતકાળના બોલ સંભળાવ્યા. તેમા એ એમપણ બોલ્યો કે મારા મનથી હુ માનુછુ કે આ લડાઇઓમાં મારો કાંઈ વાંક ન હોતો, પણ મેં સ્ટ્રાફર્ડને મરવા દીધા એ મારો મોટો અપરાધ થયો છે તે અલબત્તજ મને ઇશ્વર આ શિક્ષા કરેછે, અને તે વાજબી છે. પછીથી પોતાના પાદ્રી પાસે પૂર્ણશ્રદ્ધાથી સમયાનુસાર ધર્મબોધ સાંભળ્યો, અને છેવટે પોતે બોલ્યો, કે નાશવત મુગટને છોડી, હુ અનાશવત પામવાને જાઉછુ, કે ત્યા કાંઈ પણ ઉપાધિઓ નડી શકનાર નથી પછીથી ચડાળ કર્મ કરવાને કોઈ બે જણ *આવ્યા હતા તેની પાસે જઇને કહ્યુ, કે હુ હાથ ઉંચા કરૂ એટલે તમે તમારૂ કામ કરજો. એમ કહી પોતાના વાળ બોચીપરથી આઘા ખસેડી શૂળીના ટીમચા ઉપર રાજાએ પોતાનુ માથુ મૂક્યુ, એક બે મિનિટ એકાગ્રચિત્તે ઇશ્વરનુ ધ્યાન ધર્યું, અને પછી હાથ ઉંચા કર્યા. એટલે પેલા એ એક ઘા કર્યો, અને તેની સાથેજ રાજાનુ માથુ ધડથી જાુદુ થઈ ગયુ લોહી ચૂતુ એને ઉપાડી ચડાળે બધાને દેખાડી પોકારે કર્યો કે "જુઓ રે લોકો! આ દેશદ્રોહીનુ માથું."

લોક તો આ જોતાજ છૂટે મોઢે રોઈ પડ્યા, અને કેટલાક ગજરફત મા પોતાના રૂમાન બોળી લેવાને ×ભક્તિભાવથી ધાયા. પણ બસ! હવ આ વાતપર કાળા—મહાકાળનો—ઘટ્ટ પડદો નાખો બસ! ઇતિહાસના તખ્તાપર એક મહા અદ્ભુત પણ સાથે સાચુ ભયાનકરસ નાટક જનસ્વભાવની વિક્

* એ બે જણા એવા ટોપ પહેરીને આવ્યા હતા કે તેમના મો કોઇથી ઓળખાઈ શકે નહિ

× આના કમોત મરનાર મોટા પુરૂષની સ્મરણ ભક્તિનો યુરોપિયનોમા આવીજ આસુરી આચાર છે.

દેશી મનોવૃત્તિઓએ આરંભ્યું હતું તે હવે પૂરૂં થયું, ને એમાં સર્વપાત્ર પોતપોતાની યોગ્યતા પ્રમાણેજ વર્ત્યાં છે.



# केळवणी खातानो रीपोर्ट सने १८८२–८३.

## ભાગ ૨ જો.

### નિમ્ન ક્લાસ સ્કૂલો.

ગોધાવીની સ્કૂલ બીજા ગ્રેડમાં હતી તેમાંથી તેને પહેલામાં મૂકવામાં આવી છે, અને કાઠીયાવાડમાં ધ્રાંગધ્રા ખાતે એક પહેલા ગ્રેડની નવી થઈ છે. સુરતવાળી જહાંગીર મેટા બાઇની સ્કુલને મદદ લેનારીની ટીપમાં દાખલ કરીછે, અને યૂરોપિયન તથા યુરેશિયનોને સારૂ પ્રેસ્બિટેરિયન મિશનની તરફથી અમદાવાદમાં એક આ વરસ ખાતે નવી સ્કૂલ ઉઘડી છે.

ઇન્સ્પેક્ટર સાહેબ લખે છે કે આ વર્ગની સઘળી સ્કૂલો ઘણું કરીને આબાદીમાં છે. સારામાં સારી સુરત અમદાવાદની બ્રાંચો, તથા વલસાડ, નવસારી, ધોળકા, અને વીરમગામની સ્કૂલો છે. ખેડાની કેટલા વખતથી પડતીમાં છે, અને મને આશા નથી કે હતી તેવી સ્થિતિએ પાછી કદી પણ એ પહોંચે. એથી ઉલટું રાંદેર તથા અંકલેશ્વરની સ્કૂલો સારી ઉછરતી છે. અમદાવાદની બીજા નંબરની બ્રાંચ ઘણી સુધરી પાછી હતી તેવી તેની સ્થિતિએ લગભગ આવી પહોંચી છે. દેશી રાજ્યોમાં ભાવનગરની બ્રાંચ સ્કૂલ ઘણીજ લોકપ્રિય અને છોકરાથી ઉભરાઈ જાય છે. ગયે વર્ષે તેની બમણી કરવામાં આવી હતી, અને ૧૮૮૩-૮૪ ની શરૂઆતથી બીજીવાર બમણી કરી છે, તો પણ સંખ્યા કમી થવાની મને કાંઈ દહેશત નથી. ગોંડળની સ્કૂલ હમેશ માફક ઘણી સારી સ્થિતિમાં હતી, અને મોરવી તથા લીંબડીની પણ આબાદ હતી. વઢવાણ શહેરની સંખ્યામાં તો નહિ, પણ ભણતરમાં કદાપિ કાંઇક ઉતરી એમ કહી શકાય. વઢવાણ કાંપની સેકંડગ્રેડ સ્કૂલ ઠીક હતી, પણ ગોનમર વાળી ઘણી નબળી સ્થિતિમાં હતી. વગેરે.

### મહાબાચાર્યોનો અભ્યાસ.

ઇંગ્રેજી ભણતરમાં આખા ઇલાકા ખાતે આ વર્ષે લગભગ ૧૩૫૦

નો વધારો છે.

લાટિનને ફ્રેંચ ભણનારમાં ૨૬૮ ની ખોટ, અને સંસ્કૃત, ફારસી તથા હીબ્રુમાં ૮૪૪ નો વધારો માલમ પડે છે. માટ્રિક્યુલેશનની પરીક્ષામાં કુલ ૫૭૨ પાસ થયા તેમાં સંસ્કૃત લેનાર ૨૧૧, ફારસીવાળા ૧૦૮, મરાઠીને ગૂજરાતી દરેકમાં ૮૩, ૫૬ લાટિન, ૧૯ કાનડી, પાંચ ફ્રેંચ, ત્રણ સિંધી, બે હિંદુસ્તાની, તથા બે હીબ્રુ ભાષા લેનારા હતા. ફારસી લેનારની સંખ્યા બમણી કરતાં પણ આ સાલ વધી ગઈ છે, અને સંસ્કૃત લેનાર પણ લગભગ સવાયા થઈ ગયા છે.

## ગૂજરાતી નિશાળો (છોકરાની.)

દેશી ભાષાની નિશાળો આ વરસે ૩૮૪ તથા ૨૫૭૨૦ છોકરા વધેલા માલમ પડે છે. પ્રાંતવાર એ વધારો નીચે પ્રમાણે હતો.

| | નિશાળનો વધારો. | છોકરાનો વધારો. |
|---|---|---|
| ઉત્તરપ્રાંત. | ૭૨ | ૪૯૩૭ |
| મધ્યસ્થાનપ્રાંત. | ૧૧૪ | ૨૭૯૫ |
| ઉત્તરપ્રાંત. | ૧૧૯ | ૬૯૫૩ |
| દક્ષિણપ્રાંત. | ૭૪ | ૧૦૨૫૫ |
| સિંધપ્રાંત. | ૫ | ૧૨૬૧ |

આપણા પ્રાંત ખાતે જે ૧૧૯ નિશાળો વધી તેમાં ૩૫ સરકારની,૧૨ મદદ લેનારી,તથા ૭૨ માત્ર દેખરેખ હેઠેની એટલે દેશીશાળાઓ વગેરેની હતી.

જીલ્લાની નિશાળો વિષે ઇન્સ્પેકટર સાહેબ લખે છે કે નિશાળોમાં જે વધારો થયો છે તે કાંઈ વધારે નાણું લોકલ કે પ્રાવિન્શિયલ ફંડમાંથી મળવાથી નહિ, પણ જે નાણું આપણી હસ્તક છે તેનો કરકસરથી ઉપયોગ કર્યાથી તથા મોટી નિશાળોની પાસેના ગામડામાં વર્ગો ઉઘાડવાથી થયો છે. સંખ્યામાં વધારો ડિસ્ટ્રિકટના અને કેળવણી ખાતાના અમલદારોએ તથા તેમજ જૂદે જૂદે ઠેકાણે સાધારણ લોકે એ કામમાં વધારે ચીવટ રાખવાથી થયો છે. જો પૈસા વધારે હોય, તો વધારાની નિશાળો નીકળી શકે અને લોકને ફાયદો થાય. એ નોંધવા જોગ છે કે પાંચ જીલ્લામાંથી અમદાવાદ અને ખેડા એ ઉપલા ધોરણોમાં સર્વોત્તમ પરિણામ આપ્યાં છે. બધા ધોરણોમાં દરેક

જીલ્લામાંથી સેંકડે કેટલા પાસ થયા વગેરે બાબતો નીચેના કોઠા ઉપરથી સમજાશે.

| જિલ્લાનું નામ. | છોકરાની સંખ્યા. | પરીક્ષામાં સેંકડે કેટલા બેસાર્યા | બેસાર્યા તે માંથી સેંકડે કેટલા પાસ | કુલ છોકરા માંથી સેંકડે કેટલા પાસ |
|---|---|---|---|---|
| સુરત ઉ. બા. | ૬૦૯૯ | ૫૪ | ૬૪ | ૩૪-૫૬ |
| ,, દ. બા. | ૬૮૦૧ | ૫૪ | ૫૭ | ૩૦-૭૮ |
| ભરૂચ | ૧૧૬૩૬ | ૫૩ | ૬૨ | ૩૨-૮૬ |
| ખેડા. | ૧૫૮૨૮ | ૫૮ | ૫૫ | ૩૧-૯૦ |
| અમદાવાદ. | ૧૨૭૨૧ | ૬૦ | ૫૭ | ૩૪-૨૦ |
| પંચમહાલ. | ૩૮૩૧ | ૫૧ | ૫૦ | ૨૫-૫૦ |

પરીક્ષામાં છોકરા રજુ કરવાની બાબતમાં અમદાવાદ અને ખેડા એ સૌથી ચડીઆતા છે.

### રાતની નિશાળો.

છોકરાની નિશાળોમાં એનો આંકડો તો ગણાઈ ચૂક્યો છે, પણ એ સંબંધી કાંઈ વિશેષ જાણવું જોઇયે. આપણા પ્રાંતમાં જીલ્લાખાતે આ જાતની ૬ નિશાળ ને ૪૦ છોકરા તથા દેશી રાજ્યોમાં ૧૫ નિશાળ તથા ૪૧૬ છોકરા વધ્યા છે.

એ બાબતમાં જાઇલ્સ સાહેબે એક સારો સર્ક્યુલર કર્યો છે કે તે નિશાળોમાં ધોરણ પ્રમાણેજ બધું શીખવવાની જરૂર નથી પણ જેને જે વાતની જરૂર હોય તે ઉપર ખાસ લક્ષ આપવું.

### કન્યા શાળાઓ.

આખા ઇલાકામાં ૩૫૯ કન્યાશાળાઓ અને તેમાં ૨૩૫૮૬ છોક-

રીઓ ભણે છે. એ સિવાય હાઈ અને મિડ્લ ક્લાસ સ્કૂલોમાં ૧૭૦૯ તથા છોકરાઓની નિશાળમાં ૮૭૧૧ ભણે છે.

આપણા પ્રાંતમાં આ વરસે ત્રણ કન્યાશાળાનો વધારો થયો છે. કુલ ૧૩૯ નિશાળ તથા ૧૦૦૩૪ કન્યાઓ વરસ આખરે ભણતી હતી. છોકરાઓ ભેળી ૧૦૦૩ ભણતી હતી તે જૂદી.

કઈ કઈ જાતની કન્યાશાળાઓએ દરેક ધોરણમાં કેટકેટલી છોકરીઓ પાસ કરાવી તે નીચેના કોષ્ટક ઉપરથી માલમ પડશે,

| | નિશાળની સંખ્યા. | કેટલી છોડીયોએ પરીક્ષા આપી. | ૧ લા ધોરણમાં. | બીજા ધોરણમાં. | ત્રીજા ધોરણમાં. | ચોથા ધોરણમાં. | પમા ધોરણમાં. | છઠા ધોરણમાં. | કુલ પાસ. | સેંકડે પાસ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સરકારી | ૪૯ | ૧૪૬૨ | ૪૭૨ | ૨૪૦ | ૯૭ | ૭૩ | ૧૪ | ૧૧ | ૯૦૭ | ૬૨ |
| મદદલેનારી. | ૧૯ | ૭૯૩ | ૨૨૫ | ૯૭ | ૭૨ | ૪૮ | ૨૩ | ૧૦ | ૪૭૫ | ૫૯ |
| દેખરેખહેઠેની. | ૬૩ | ૯૯૬ | ૩૫૮ | ૧૩૨ | ૫૫ | ૫૫ | ૯ | ૬ | ૬૧૫ | ૬૧ |
| કુલ. | ૧૩૧ | ૩૨૫૧ | ૧૦૫૫ | ૪૬૯ | ૧૭૬ | ૧૭૬ | ૪૬ | ૨૭ | ૧૯૯૭ | ૫૧ |

રાવબાહાદુર ગોપાળજી સુરભાઈ દેશાઈ દિલગીરી બતાવે છેકે ભરૂચ જિલ્લાના લોક સ્ત્રી કેળવણી પર ભાવ રાખતા નથી. પણ બીજે ઠેકાણે તો સરકારી કન્યાશાળાઓ આબાદ થતી દેખાય છે, અને અમદાવાદ, સુરત, અને ભરૂચની મિશનસ્કૂલોએ, તથા સુરતમાં રાયચંદ દીપચંદની, જહાંગીરજીની, અને દીનશાની નિશાળોએ ગયા વરસ કરતાં વધારે ગ્રાંટ મેળવી હતી.

ઇન્સ્પેકટરખાતાનુ કામ.

જાઈલ્સ સાહેબ લખે છેકે એજ્યુકેશન કમિશને વાર્ષિક રીપોર્ટને

વખતેજ ઘણી ખબરો માગવાથી સઘળી ઇન્સ્પેક્ટિંગ આફિસોમાં કામ બહુ વધી પડ્યું હતું. નવેંબરની શરૂઆતમાં કમિશન અમદાવાદ આવ્યું, અને એક અઠવાડીયું રહ્યું. મારે તેની આગળ સાક્ષી આપવાની હોવાથી નવેંબર અધવર્યો ત્યાં સુધી મારાથી મારૂં વાર્ષિક પ્રયાણ શરૂ થઈ શક્યું નહિ. પછીથી હું કાઠીયાવાડમાં ગયો અને ત્યાં ધીમે ધીમે મુસાફરી કરી ત્યાંની ૭૨ કરતાં વધારે ગુજરાતી નિશાળો જોઇ. અત્યારસુધી મે મોટા કસ્બાની કે રસ્તા ઉપરનીજ જોઇ હતી. સરકારી જિલ્લાઓમાં ૩૧ નિશાળો જોઇ તે મળીને આ વરસ ૧૦૩ ગુજરાતી નિશાળો મારા જોવામાં આવી.

મને લખતાં ખુશી ઉપજે છેકે સઘળા ડેપ્યુટી વગેરેએ આ વરસે સખ્ત ને સારૂં કામ કર્યું હતું. મારો એવો મત છેકે સરકારી જિલ્લાઓમાં ડેપ્યુટીઓને ગજાઉપરાંત કામ છે, અને જો મદદ નહિ મળે તો આવતા વર્ષમાં પોતાનું કામ કરી શકશે નહિ. એ સઘળા અનુભવી માણસો છે, અને હું ધારૂંછું કે સઘળાએ ઘણી હોંસ ને મેહેનતથી પોતાનું કામ કર્યું છે. રાવસાહેબ મોહનલાલ રણછોડદાસ જૂનામાં જૂના ડેપ્યુટી જેની હાલ ૫૫ વર્ષની ઉંમર છે અને જેના હવાલામાં ઘણામાં ઘણી નિશાળો છે, તો પણ તેણે પોતાનું કામ હમેશ માફક વખતસર પૂરૂં કર્યું હતું. કાઠીયાવાડ તથા, મહીકાંઠાના ડેપ્યુટી ઇન્સ્પેક્ટરોને માટે પણ તેમજ લખતાં મને ખુશી ઉપજે છે. રાવબાહાદુર ગોપાળજી સુરભાઈ દેશાઈના ઉપરીપણાહેઠે કાઠીયાવાડમાં કામ વખતસર થયું હતું. હિંમાંના દરેક પ્રાંતની કેટલીક નિશાળો મેં જોઈ અને હું કેહેવાને ઘણો ખુશી છું કે તે ઘણીખરી અભ્યાસમાં ઘણી સારી છે જેને માટે ડેપ્યુટી તથા સબડેપ્યુટીઓને સાબાશી ઘટે છે. આ વરસ આખરે મિ. કનૈયાલાલ ગિરધરલાલ ધ્રુવને ભાવનગરના રાજ્યમાં નોકરી મળી. મિ. ધ્રુવ ઘણાં વર્ષનો એક ઘણોજ લોકપ્રિય અને સારૂં કામ કરનાર હતો, અને એની બદલીથી આ કારખાનાને એક ખોટ લાગીછે.



## વિદ્યાહુનરના સુધારા વિષે.

રોળાવૃત.

પિયોસુ વિદ્યાસુધા, કદીજન તૃપ્ત ન થાઓ;

કરો બહાદુરી યાર, જરા દીલ ડરી ન જાઓ;
જગકર્તાની મેહેર, રાજ્ય ઇંગ્રેજી આવ્યું.
વિદ્યાહુનર કામ, સઊ સજ્જનને ફાવ્યું;
અથડાતો બહુજન, અભણને અતિ અજ્ઞાની;
માન ધરંતા મૂર્ખ, ગણે પોતાને જ્ઞાની.
ઘણા વધારે વ્હેમ, જનોને ઠગવા કાજે;
મસ્તાના જ્યમ સાંઢ, તેમ લોકોમાં ગાજે;
સંસ્કૃત વાણી ભણે, શુદ્ર તો પાપી થાએ.
યવન વાણી જાણેય, યવન તે તો કહેવાયે;
અંગ્રેજી નવ ભણો, મ્લેચ્છ ભાષા એ ભૂંડી;
સમજો સુધર્મી લોક, ગઈ ક્યમ બુદ્ધિ બૂડી;
એમ બોલી ભોળવી, જનોને વ્હેમો ઘાલે,
મનમા રાખે કૂડ, ભણે તો આપ ન ચાલે;
શીખી શાસ્ત્રજન કોઈ, પ્રમાદી થઇને ફરતા,
દેશ સુધારા કાજ, કાંઈ કામો નવ કરતા;
પંડિત ઘર પર બાળ, જતા ભણવાને જ્યારે;
તે રાખી મન મેલ, ભણાવે પૂરૂં ન ક્યારે.
બાયકી અરિ અરેં, આર્ય વિદ્યા પરવારી;
દશીવીશીના દીન, સઊને માથે ભારી;
પેહેલી ચઢીને પડી, હવે ચઢતી આવી છે.
કરે સુધારો સ્હાય, જનો સૌને ભાવી છે;
પસરી હિંદુસ્તાન, દેશમાં ગામે ગામે.
રાયરંક સરદાર, સઊને ધામે ધામે;
માટે દેશી લોક, બાંધિ કમ્મરને માડો;
કરિ વિદ્યા અભ્યાસ, અનીતિ ઉરથી છાંડો.
હૃદય તુણમાં ભરો, હુનરો રૂપી બાણો;
બુદ્ધિ ચાપ કરધરી, ખૂબ જુસ્સાથી તાણો;
ફેંકો હિંદુસ્તાન, દેશમાં ચારે પાસે,
દરિદ્રતા અજ્ઞાન, દેશ છોડીને નાસે;

જુઓ દેશ ઇંગ્લાંડ, જેથી મ્હોટું પદ પામ્યો;
વિદ્યાહુનર વડે, અમલ બહુ દેશે જામ્યો;
હુનરેથી પ્રખ્યાત, હતા ચીનના જન ઝાઝા,
અમેરિકાના લોક, અહો થા હુનરે મ્હાલ્યા;
અસલ થઈ સુધરેલ, હવે કયમ પાછા ભાગો;
કરી વહેમને દૂર, દેશી ઉદ્યમમાં લાગો;
સર્વ જનોનું હીત જાણિ સૌ નરને નારી;
દેશ સુધારા કાર્ય, આદરો ઉમંગ ધારી.
ઘણું ઘણું શું કહું, વખત નહિ આવે આવો;
સમજી સજ્જન લોક, બા'લથી બાળ ભણાવો;
રેવાધર નમી ચરણ, જગત કર્તાશું જાચું.
વિદ્યા હુનર વધે, દેશમાં તો દિલ રાચું.



## सारसंग्रह.

નિઝામને રાજ્યાભિષેક. ગયા ફેબ્રુઆરી માસની ૫ મી તારીખે આપણા લોકપ્રિય ગવર્નર જનરલે હેદ્રાબાદમાં આવી બારે શાહમાહની સાથે કર્યો હતો, અને દિવાનનું કામ સરસાલારજંગના વડા દીકરા લાયકતઅલીને આપવામાં આવ્યું છે.

ઈલબર્ટ બિલ છેવટે હિંદુસ્તાનની સરકારમાં એના ફેરવાએલા રૂપમાં પાસ થયું છે, અને એની રૂએ આંગ્લો ઇંડિયનેનો અમુક દેશી અમલદારો ઈનસાફ કરી શકશે, પણ તેના બદલામાં એ ચંચળ કોમને હમેશાં મનપસંદ જ્યુરીનો હક બક્ષવામાં આવ્યો છે.

ગુજરાત કાલેજ.—આ કાલેજમાં પી. ઈ. ની પરીક્ષા માટેના વર્ગમાં ૨૭ છોકરાઓ અને પેહેલી બી. એ. ની પરીક્ષા માટેના વર્ગમાં ૧૦ છોકરાઓ શીખે છે. મેટ્રિક્યુલેશનના વર્ગમાં ૮૯ છોકરાઓ છે. પેહેલી બી. એ. ની પરીક્ષા સુધીની કેળવણી આપવાનો હક આ કાલેજની માગણી મુજબ મુંબઈની યુનીવરસીટીએ આપ્યો છે.

ધૂમકેતુ.—પશ્ચિમ તર્ફ આકાશમાં જે પુંછડીઓ તારો હાલમાં રાતનો

જોવામાં આવે છે તે પાનસ નામના ખગોલવેત્તાએ સન ૧૮૧૨ માં માર-સેનીસમાં જોયો હતો તેજ છે એમ કહેવાય છે. આ વરસમા તેનાં પાછાં આવવાની આશા રાખવામા આવી હતી, અને ઘણા વખત થયાં તેની શોધમાં હતા. તે ગયા સપટેંબરની બીજી તારીખે ન્યુયોર્કમાં મી. બરૂક્સની નજરે પડ્યો હતો. તેના ઘણામાં ઘણા ચળકાટનો વખત હવે વહી ગયોછે. તે જૂદે જૂદે સ્થળે દેખાવ દેતો આવતા જુલાઈ મહિનામાં આખરે અલોપ થઈ જશે. અનુભવી તપાસ રાખનારાઓની નોધ જોતા ચળકાટની બાબતમા કેટલાએક તરેહવાર ફેરફાર તેમા થયલા છે. એ વગર બીજી કોઈ બાબતમા તે લોકનુ ધ્યાન ખેંચવાની યોગ્યતા ધરાવતો નથી. બીજો એક નાનો તારો ઝડપથી અગ્નિકોણ ભણી જતો તા. ૧૨ મીએ જણાયો હતો. પણ તે મદ્રાસમા જોવામાં આવ્યો નથી. એક નિયમિત વખતસરનો પૂંછડીઓ તારો સપટેંબરમાં દેખાવ દેશે અને આવતા વરસના આરંભ ને બે મહીનામાં બીજા બે ધૂમકેતુઓ જોવામા આવશે. નિયમિત્ કાળના પુંછડીયા તારા એટલા બધા જાણવામા આવેલા છે કે આપણે તેમાંના એક અથવા વધારેનાં દર્શન થયા વગર ક્વચિતજ રહેછે.

અંગ્રેજ ગ્રંથકારોને પ્રજા તર્ફથી મળતા આશ્રય ઉપરથી તે લોકોમા વાચનનો શોખ કેટલો છે તેનુ અનુમાન થઈ શકેછે. પ્રસિદ્ધ કાદંબરીકાર તથા નાટક રચનાર આનથની ટ્રોલાપને પોતાના ગ્રંથના વેચાણથી રૂ. ૭૦૦૦૦૦ મળ્યા હતા. સરવાલ્ટર સ્કાટને નવલ વારતાઓના રૂ, ૨૬૦૦૦૦, મીસીસ ટ્રોલોપને વીસ વરસ સુધીના લખાણના રૂ. ૨૦૦૦૦૦, માજી કવિ વાઈસરાયના કાદંબરીકાર પિતા લાર્ડ લિટનને રૂ. ૮૦૦૦૦૦, ચાર્લસ ડીકનસને તેની નૉવેલ વારતાથી ત્રણ વરસમાં રૂ. ૧૦૦૦૦૦; લાર્ડ બીકનસ ફીલ્ડને પોતાના લખાણથી રૂ. ૨૦૦૦૦૦, અને હાલના રાજ કવિ ટેનિસનને કવિઓમાં સહુથી વધારે ધન પ્રાપ્તિ થઈ છે. શૃંગારરસમાં વખણાયલા કવિ. બાયરનને પોતાના કવિતા ગ્રંથોથી રૂ. ૩૦૦૦૦, અને પ્રખ્યાત ઇતિહાસ લખનાર લાર્ડ મેકાલેનો ઇંગ્લાંડનો ઇતિહાસ જે દિવસે બહાર પડ્યો તે દિવસે તેની ૨૫૦૦૦ નકલો ઉપડી ગઈ એટલુંજ નહિ પણ અઠવાડીયામા તો એક લાખ કાપી છપાવેલી તેમાંની એક પણ મળે નહિ એમ થયું હતું તેને રૂ.૨૦૦૦૦૦, ગીબનને રૂ. ૧૦૦૦૦૦, મી પર્સીનેિ બે લાખ અને સેમા-

ટીનને પણ તેના લખાણુથી તેટલાજ મળ્યા હતા આ દેશના ગ્રંથકારો ગ્રંથ લખી તે ઉપર સ્વતંત્ર રીતે રહી ગુજારો કરી શકે એવો દિવસ ક્યારે આવશે.

હિંદુ વિદ્યાર્થિએ મેળવેલું માન—કેંબ્રીજની પાઠશાળામાં મુંબાઇના રેહેવાશી છબીલદાસ લલુભાઇના છોકરા મી. રામદાસે "ટ્રિપોસ" પરીક્ષા પસાર કરીછે એટલુંજ નહિ પણ ગણિતના વિષયમાં સઘળા પાસ થએલા વિદ્યાર્થીઓ કરતાં તે પહેલે નંબરે ઉતર્યો છે. આ પાઠશાળામાં આ દેશનો આ પેહેલોજ વિદ્યાર્થી માન સાથે પાસ થયો છે.

વિજળીક રોશનીના ફાયદા—આ વિષયને જ્યારે વિદ્વાનોથી ઉત્તેજન મળ્યું છે ત્યારે તેમાં આપણી તરફથી વિશેષ બોલવાનું કશું રહ્યું નથી. એવું ચોકસ થયું છે કે વિજળીક રોશની જેમ દરેક રોશનીમાં સર્વેથી ઉંચી છે તેમજ તે તંદુરસ્તીની જાળવણીની બાબતમાં પણ બીજી સર્વે રોશનીઓ કરતાં ફાયદેમંદ છે અખતરાઓ ઉપરથી જાહેર થયું છે કે સર્વેથી નુકશાન કારક રોશની મીણબત્તીની છે. વિજળીક રોશનીમાં 'આર્ક' અને ઇન્કેન્ડેસેંટાઇન એવા બે વર્ગો છે, અને એ બંને જાતની રોશનીઓમાંની પહેલી ઘરની બાહેર અને બીજી ઘરમાં વાપરવાને બહુ ફાયદા ભરેલી ગણાયછે. એ રોશનીની મુકાબલે ગેસ, કેરોસીન અને કોલ્જા નામે એક જાતનું તેલ, મીણબત્તી અને પારાફીન નામે એકજાતની બત્તીઃ-એ સર્વેને સળગાવ્યાથી થતી રોશનીઓમાં એટલો બધો ફર્ક છે કે એ સર્વેમાંથી બળતી વખ્તે પાણી અથવા તો કેર્બોનીક એસીડ નામે વસ્તુની ગેસ વધતાં કે ઓછાં પ્રમાણમાં નીકળીને હવા ખરાબ કરેછે ત્યારે વિજળીના ઉપલા બંને પ્રકારોવાળી રોશનીમાંથી એમ કદી થતું નથી. મીણબતીમાંથી એ વસ્તુઓ સર્વેથી વધારે નીકળેછે તેમજ એ બત્તીની રોશનીમાં ગરમીનું પ્રમાણ પણ બીજી રોશનીઓ કરતાં વધતુંજ છે. એવું માનવામાં આવેછે કે એક ઓરડાની હવાને છ માણસો જેટલી ખરાબ કરી શકે તેટલી ગેસની એક બત્તી ખરાબ કરી શકે છે. ગેસની ગરમી વિજળીક રોશના કરતાં દશગણી વધારે હોયછે.

કમનશીબ પંડિતા રમાબાઇ. વિલાયતના એક પરબાર્યા પત્ર ઉપરથી જાણીને દલગીરી ઉપજે છે કે છેલ્લા ક્રીસ્ટમસ ઉપરના ગપાત યંડીથી એ બિચારી બેહેનને તદન બેહેરી થઈ ગઇછે, અને ડાક્ટરો

ધાસ્તી આપેછે કે તે હવે કદી પણ સાંભળી શકશે નહિ.

**વડોદરામાં એક સરકારી બેંક**—ગઈ તા. ૧ લી ફેબ્રુઆરીએ ગાયકવાડે વડોદરાખાતે એક સરકારી બેંક ઉઘાડી છે. કહેછે કે આ ખાતાથી ધરાકો અને વેપારી વર્ગને મોટી મદદ મળશે.

**મુંબાઈમાં આવેલો એક મોટા કદનો માણસ.**—મુંબાઈમાં એક કાશીનો બ્રાહ્મણ આવ્યો છે અને તેની ઉમર ૬૦ વરસની છે. તેની લંબાઈ ૮ ફુટ છે અને તેના પ્રમાણમાં શરીરના બાગો પણ મોટા કદાવર છે. તેના પેહેરવાના જોડાની લંબાઈ ૧૬ ઇંચની છે અને તેને જોઇનેજ માણસ તુરત અજાયબીમા પડે છે. તેને વિષે એવું કહેવામાં આવે છે કે તે અગાઉ બ્રિટિશ લશ્કરમાં નોકર હતો અને હાલ તેને પેનશન મળે છે. તે એવું કહેછે કે તે અગાઉ બીજા ખોરાક શિવાય પુણાનું ૧૨ શેર દૂધ પીતો હતો હાલ તે પોતાની જૈફીને લીધે ૩ શેર દૂધ પીએ છે, તો પણ તેને રોજ ૮ શેરની રોટલી ખાવાને જોઇએ છે. એક ઇંગ્રેજ ગ્રહસ્થે રૂ૨૫૦૦૦ તથા તેને આવવા જવાનો ખર્ચ આપીને તેને અમેરિકામા લઈ જવાની માગણી કરી છે, પણ આ માણસ "યવન" ના મુલકમાં જઈ પોતે ધર્મ ભ્રષ્ટ થવાને ઇચ્છતો નથી.

**સ્વતંત્રતાપર પ્રીતિ.**—જંગજીત નામનો એક રજપૂત કંઈ રાજદ્વારી ખટપટ માટે નામદાર ગવરનર જનરલના હુકમથી કેદ કરવામાં આવ્યો હતો. સને ૧૮૭૧ સુધી તેને લાહોરની તુરંગમાં બંધવા તરીકે રાખેલો હતો. એ પછી તેને જેલના કોઈ પણ બાગમાં ફરવા હરવાની તથા જે ગમે તે પોતાને હાથે રાંધીને ખાવાની અને દીવાની કામના કેદીઓ સાથે વાતચીત કરવાની છુટ આપવામાં આવી હતી. પણ એક સિંહના બચ્ચાને આટલી છુટ પણ કંઇજ વીસાતમાં નહોતી. તે પોતાને બંધવા તરીકે જીંદગી કહાડવાને કદી પસંદ કરતો નહિ હતો, અને તેથી જેલમાંથી સટકી ગયો. પણ પાછો તેને પકડીલાવીને એક જનમ ટીપવાળા બંધવાની સોબતમાં મૂકવામાં આવ્યો. એથી તે વધારે ઉનકેરાયો, અને હવે તેણે પોતાની આવી બંધ જીંદગીનો અંત લાવવાનો ઠરાવ કીધો. તે પોતાના સોબતીની આગળ દરરોજ કહેતો કે આવી પરવશ જીંદગી ગુજારવા કરતાં તો મરવુ એ વધારે પસંદ

કરવા જોગ છે. આ વિચારને તેણે ઓર વધારે મજબુત કીધો, અને એક રાતના તેને તેની કોટડીમાં બંધ કરવામાં આવ્યો એટલે તેણે તે કોટડીમાંની ટોપલીઓને સળગાવીને આગ લગાડી અને તેમાં પોતે જરા પણ બોલ્યા વગર બળી મુઓ. તેની આજુ બાજુ સંતરીનો પહેરો હતો, પણ તેણે એક પણ ઓચાયારી ન પાડવાથી જ્યાંલગણ આગે દેખાવ દીધો નહિ ત્યાંલગણ તેને બળી મરવાની ખબર કોઇને પણ ન પડી. આગે પુરતો દેખાવ દીધો ત્યારે બંધીખાનાના પહેરેગીરોની દોડ ચાલી, પણ તે જંગજીતસિંહતો તે વખતે લુંજાઈ ગયો હતો. તેની લાસ લેવાને તેનો કાકો જેલમાં ગએલો તે વેળા તે બોલ્યો કે મરનાર એક સિંહનું બચ્ચું હતું, જે આવી રીતે એક પાંજરામાં બંધ રહેવાનું કદી પણ સહન કરી શકે નહિ. કારણ કાળજાના શુરા રજપુતો હરદમ એમજ કરતા આવેલા છે. થોડાંક વરસપર એવાજ એક રજપુત કેદીની વાત જણાવવામાં આવી હતી, જે તે એક ચરાક સળગાવીને તેના ઉપર બેઠો અને બળી મરતાં લગણ તે મુદલ ડગ્યો નહોતો! ઇતિહાસમાં આપણે વાંચીએ છઇએ કે પહેલાં રજપુત રાજાઓ લડાઇમાં હારતા તો ચેહ ભડકાવી બળી મરતા, અને બારીક વખતે લડાઇપર ચડવા પહેલાંજ પોતાના બૈરાં છોકરાંને બાળી મૂકી મરણીયા થઈ શત્રુપર તુટી પડતા, એ વાત આ ઉપરથી સ્વભાવિક લાગે છે. એટલુંજ નહિ, પણ પ્રત્યક્ષ માલમ પડેછે કે સ્વતંત્રતાપર પ્રીતિ રજપુત લોકોમાં ખુણે ખોચરે હજી પણ એટલીજ કાયમ રહેલી છે. દહાડાની ચાલે જંગ ગયો તો જેલમાં પણ ખરો રજપુત બચ્યો તો હજી પણ કેસરીયાંજ કરી જાણે છે!

---

## નિશાળોના ઇનામ પત્રક.

### ગોહીલવાડ પ્રાંત.

જા. નં. ૧૧૭૦. તા. ૨૭-૧-૮૩.

ભંડારીઆ—વાવડીના શેઠ સુંદરજી હરજીવન રૂ૦-૧૦-૦ સાણોદરના ગરાશીયા બાપુભાઈ રાહાજાઈ રૂ૧) કુલ રૂ૧-૧૦-૦ સાકર વહેંચી—ખગમલીઆ. ગામના મહાજન લોક ઉનાળામાં પાણી સારૂ રૂ૧-૮-૦ તથા રૂ૦-૪-૦ સોકર —ભાવનગર. મહેરબાન કાઠીઆવાડના પોલીટીકલ એ.

જંટ બાર્ટન સાહેબે—કંન્યાશાળામાં. રૂ૬) ચોપડીયો—કુંડલા. કાલાવડના શેઠ સુંદરજી હરજીવને—કંન્યાશાળામાં. રૂ૧-૧૪-૦ ચોપડીઓ શીહોર.—શામજી બાઘચંદ રૂ૨) સાકર—ઝાંઝમેર. મેહેરબાન કેડી સાહેબના શીરસ્તેદાર મગનલાલ તથા તલાજાના ન્યાયાધીશ પીતાંબરદાસ વગેરે રૂ૦-૪-૦—ઉંચડી ફોજદાર બાપાલાલભાઈ રૂ૦-૮-૦ સાકર—બોટાદ. કંન્યાશાળા. નામદાર દરબારશ્રી તરફથી રૂ૫) ચોપડીઓ—ઉમરાળા. તવાડી ઓધવજી પુરષોત્તમ રૂ૦-૮-૦ પારેખ ગોપાલજી મુળજી રૂ૦-૮-૦ કુલ રૂ૧) મીઠાઈ—ખોપાળા. પોસ્ટમાસ્તર ગીરધરલાલ રૂ૦-૮-૦ વકીલ ભગવાનલાલ કશળચંદ રૂ૦-૮-૦ કુલ રૂ૧) મીઠાઈ—ગઢડા. નામદાર દરબારશ્રી તરફથી—કંન્યાશાળામાં. રૂ૫) ચોપડીયો તથા સ્લેટો—પાલીતાણા. ઠાકોર સાહેબ તરફથી રૂ૧૫-૨-૩ ચોપડીઓ રૂ૩) મીઠાઈ કુલ રૂ૧૮-૨-૩—ગારીઆધાર. રાધનપુરના હજુરી રાવલ મોતીરામ વસ્તારામ રૂ૨) ચોપડીઓ—ગણીગામ. સરવૈયર પ્રેમજી ખીમજી રૂ૦-૮-૦ સાકર—હળીયાદ. સ્કૂલ કમિટિ તરફથી રૂ૦-૮-૦ મીઠાઈ—ચમારડી. ખોડાભાઈ બનેસંગ રૂ૧) તખતસંગ મેઘાભાઈ રૂ૦-૮-૦ કોળી ભગવાન રૂ૦-૪-૦ કુલ રૂ૧-૧૨-૦ મીઠાઈ—વડોદ, સ્કૂલ કમિટિના મેંબરો તરફથી રૂ૦-૭-૦ મીઠાઈ—જસદણ. દરબારશ્રી તરફથી રૂ૦-૮-૦ ચોપડીયો રૂ૨) મીઠાઈ કુલ રૂ૨॥—વિંછીઆ દરબારશ્રી તરફથી રૂ૧૦) લુગડાં—કાળાશાર. પટેલ નારણ રૂ૦॥ તલાટી પ્રેમચંદ જીણા રૂ૦। રતનચંદ મોતી રૂ૦। કુલ રૂ૧) મીઠાઈ—લાઠી. મૂખ્ય કારભારી સાહેબ માણેકલાલ બાધાભાઈ તરફથી રૂ૨) મીઠાઈ—ચમારડી. સ્કૂલ કમિટિના મેંબરો તરફથી રૂ૧) મીઠાઈ—કોટડાપીઠા. વહોરા હકીમ રૂ૦॥—ભંડારીઆ. મુખી ગાંડા ગલા તરફથી રૂ૧। સાકર—કોળીઆક. બાવાજી ગોવિંદદાસજીએ પીતળના પ્યાલા નં. ૨ કીમત રૂ૦॥—જીરા. સ્કૂલ કમિટિના મેમ્બરો રૂ૦॥ સાકર—વંડા. શેઠ લખમીચંદ નથુ રૂ૦-૫-૦ મીઠાઈ—વાવેગ. રાજગર લીલાધર રૂ૦॥ મીઠાઈ—ધાંધળી. મેતા ચત્રભૂજ બાઘચંદ રૂ૨) મીઠાઈ—વરલ. રાઓલ શ્રી હરીસંગજી તરફથી રૂ૨૦) ચોપડીઓ—ધારૂકા. સ્કૂલ કમિટિના મેમ્બરો તરફથી રૂ૦॥ મીઠાઈ—ટસા. દવે છગનલાલ નારણજી રૂ૨) ચોપડીઓ—સાગુસોગ. થાણદાર ઉમેદલાલ

રૂ૦॥ મીઠાઈ—ખજુડ. પટેલ ખોડા પોચા રૂ૧॥ સાકર—ખોપાળા. સ્કુલ કમિટિ તર્ફથી રૂ૦ા મીઠાઈ—હડમતીઆ. સ્કૂલ કમિટિના મેમ્બરો તર્ફથી રૂ૦॥ મીઠાઈ—દરેડ. કારબારી વૃજરાયભાઈ તર્ફથી રૂ૧) કેરી—હળીઆદ ગામ લોકો તર્ફથી રૂ૦॥, મીઠાઈ—લાઠી. કારભારી સા. માણેકલાલ લાધાભાઈ રૂ૨) કેરી અને કંન્યાશાળામાં કારભારી સાહેબ તથા ફોજદાર સાહેબ રૂ૧॥। તેમાં રૂ૧। કારભારી સાહેબ રૂ૦ા ફોજદાર સાહેબ—સોનગઢ. મોદી ગોરધન બેહેચર રૂ૪) તથા લીમડાના ભાગદાર રૂ૧) કુલ રૂ૫) ઉનાળામાં પાણી માટે—રસનાળ. તાલુકદાર તર્ફથી મેમણ સોદી હમીર રૂ૨) રૂમાલ રૂ૧) મીઠાઈ—પીપળવા. રાજેશ્રી કૃષ્ણરાવ રૂઘનાથ રૂ૩) ચોપડીયો રૂ૦-૧૦-૦ રૂમાલ રૂ૧) સાકર કુલ રૂ૪-૧૦-૦—કોટડાપીઠા. તાલુકદારો તર્ફથી રૂ૨) સાકર—ભાવનગર. નં. ૧ રા. પ્રતાપરાય ગોવિંદ રૂ૦-૧૨-૬ ચોપડીઓ રા. ઇચ્છાશંકર જટાશંકર રૂ૦-૯-૩ ચોપડીયો કુલ રૂ૧-૫-૯ —ભાવનગર. નં. ૪ પોસ્ટમાસ્તર જીવાજી રૂ૧) પતાસાં—કોળીઆક. શીરસ્તેદાર શીવશંકર બેચર રૂ૧) પતાસાં—કુંડલા બ્રાંચ. બાવાજી ઝીણા જેરામ રૂ૦ા મીઠાઈ—ધાંધળી. શેઠ અમરચંદ ઠાકરશી શેઠ અમરચંદ જેરાજ રૂ૧)—દાઠા. જેશંકર રાજેશ્વર રૂ૦-૧૦-૦ મીઠાઈ—ઠારીઆણી. પટેલ દલા જસમત પટેલ રઘનાથ બોઘા શા. તારાચંદ રતનશી રૂ૧) શાકર—કાનીઆડ તલાટી ભાઇચંદ જુઠા રૂ૦ા મીઠાઈ—જાંચોડા. મહેતાજી બાપશંકર વજેરામ રૂ૫) કંસાર જમાડ્યો તેનું ખર્ચ—રાણીગામ.—સરવૈયર. પ્રેમજી ભીમજી રૂ૦॥ મીઠાઇ—લાઠી કંન્યાશાળા. કારભારી સાહેબ માણેકલાલ લાધાભાઈ રૂ૧) પતાસાં કલ્યાણરાવ શીવલાલ રૂ૧) કેરી સ્ટેશનમાસ્તર ગોપાળરાવ રૂ૧) કેરી કુલ રૂ૩)—કોટડાપીઠા. ઠકર કાળા મીઠા રૂ૦॥, ઠકર ચતુરભૂજ હીરજી રૂ૦॥ ઠકર નથુ કાળા રૂ૦॥ સુતાર ગોવિંદ જીવા રૂ૦। કુલ રૂ૧-૧૨-૦ મીઠાઈ—ભાવનગર નં. ૨ ગોંડલવાળા બાઇશ્રીના કારભારી રાજેશ્રી કેશવલાલભાઈ રૂ૮) પતાસાં—કોળીઆક. શેઠ કુંવરજી મકુલ રૂ૦॥ મીઠાઈ—આપજ કંન્યાશાળા. નામદાર દરબારશ્રી તર્ફથી રૂ૫) લુગડાં —શીહોર બ્રાંચ. વહીવટદાર સાહેબ શંભુપ્રસાદ ગૌરીશંકરે રૂ૧૫-૩-૬નો ખર્ચ કરી છોકરાઓને જમાડ્યા—ટાંણા. સોની દેવાઈન ભગવાનજી રૂ૧) ચોપડીયો—પાલડી. બધેકા દુલભજી કેશવજી રૂ૦ા સાકર—ઝાઝમેર. ૧૯

મેદસંગ .જસાભાઇ રૂ૦। સાકર—તલાજા કંન્યાશાળા. નામદાર દરબારશ્રી તર્ફથી રૂ૧૦) ચોપડીઓ. વાળાશ્રી કલ્યાણમીંહજી તર્ફથી રૂ૧) મીઠાઇ—લાઠીદડ. પટેલ અમરશી જેરાજ રૂ૧-૧-૫ મીઠાઇ—માંડવધાર ગુંદલાના મહેતા છગન મીઠાભાઇ રૂ૦। મીઠાઇ—પાલીતાણા. વોરા અમરચંદ જસરાજ રૂ૫) ઉનાળામાં પાણી પાવાના—કુંદણી. ગરાશીઆઓએ મળીને રૂ૫। મીઠાઇ—લાઠી બાઇશ્રી રામબા તર્ફથી રૂ૪) મીઠાઇ અને કંન્યાશાળામાં કારભારી માણેકલાલ લાધાભાઇએ રૂ૧) પતાસાં રવાના તા. ૨૭-૧-૮૩. મુકામ વળા,

( ઇંગ્રેજી સહી. ) કનૈયાલાલ ગિરધરલાલ.
સ. ડે. એ. ઇ. પ્રાં. ગોહીલવાડ.

પ્રાંત હાલાર.
જા. ન. ૬૬૯
૭-૨-૮૩

સાણુથળી—રપાકારકુન ધનેશ્વર જેઠા તથા બીજા ગ્રેહસ્થોએ રૂ૧) નોઠાઇ—શવલ. સ્કૂલ કમિટિના પ્રેસિડેન્ટ તથા બીજા મેમ્બરોએ પતાસાં રૂ ૩)—ભાટીયા. ન્યાયાધીસ સાહેબ તર્ફથી રૂ ૦-૯-૦ સાકર—હડીઆણા. ખોજા લીમા ભીમજી રૂ ૧॥। મીઠાઇ—કાલાવડ. મે. રેવન્યુ કમિશનર નારણજી ફુલભજી રૂ ૧-૪-૩ પતાસા—ધ્રોળ. મહારાજા ઠાકોર સાહેબે રૂ. ૨૫-૧૨-૯ ચોપડીઓ તથા રૂમાલ—જાલીઆદેવાણી. ઠાકોર સાહેબે રૂ. ૩। ચોપડીઓ—મોરબી બ્રાંચ. મહારાજા ઠાકોર સાહેબે રૂ ૧૫) મીઠાઇ—ગોંડળ. મહારાજા ઠાકોર સાહેબ રૂ ૨૧) રૂમાલ તથા મીઠાઇ. અને બ્રાંચ સ્કૂલમા રૂ ૧-૧૧-૦ મીઠાઇ—ગોંડળ. મહારાજા ઠાકોર સાહેબ તર્ફથી કંન્યાશાળામા લુગડાં અને પતાસાં—રાજકોટ કંન્યાશાળા. ચૂડાના ઠાકોર સાહેબ તર્ફથી રૂ ૭૫) લુગડાં—નવાનગર કંન્યાશાળા. મહારાજા જામ સાહેબ તર્ફથી રૂ ૧૧૮) કપડાં અને નંબર રેજમાં રૂ ૧૦૨-૯-૦ કપડાં તથા મીઠાઇ—મોરબી. મહારાજા આ. ઠાકોર સાહેબ તર્ફથી રૂ ૨૦) મીઠાઇ અને બ્રાંચ સ્કૂલમાં રૂ ૧૭॥ મીઠાઇ—વવાણીયા પોસ્ટમાસ્તર સાહેબ તરફથી રૂ ૦। —મોરબી કંન્યાશાળા. મે. પોલીસ કમિશનર સાહેબ મેરામજી હીરમજી રૂ ૨॥ સાકર—જોડીયા કંન્યાશાળા. શેઠ તારાચંદ નથુ રૂ ૩)

...ઈ અને તાલુકા સ્કુલમાં રૂ ૨૦) મીઠાઈ—કાલાવડ. શીરસ્તેદાર હીમ-
...મ વસંતરામે કંન્યાશાળામાં રૂ ૨) મીઠાઈ—સલાયા. ઠકર ગોકળદાસ
નજી તથા બાણજી મેઘજી રૂ ૯-૧૪-૦ શેરડી તથા મીઠાઈ—ખંભા-
...યા. ઠકર ભીમજી જેરામ રૂ ૪) શેરડી—ગુંદા. વૈવટદાર તર્ફથી રૂ ०।
...ડી—ઉપલેટા. મે. મેજર એચ્, એલ, નટ ગોંડલના જોઇન્ટ એડમીની
...ટ સાહેબે ઠાકોર સાહેબ તર્ફથી રૂ ૧૦) સાકર અને પોતાના પદરના રૂ
...રત કરનારને રોકડા—ગોંડળ કંન્યાશાળામાં ઠાકોર સાહેબ તર્ફથી રૂ
...-૦ પતાસાં અને રૂ ૨૫) મગજ. કોઠારી મોહનલાલ શોભાગચંદ રૂ
-૬-૦ પતાસાં—વીરપૂર. ઠાકોર સાહેબ તર્ફથી રૂ ૧) મીઠાઈ—કટોરણા.
...ના ગરાશીઆ ગગજીભાઈ તર્ફથી રૂ ૨) પતાસાં—ધોરાજી. મે. જોઇન્ટ
...મીનીસ્ટ્રેટ સાહેબ તર્ફથી રૂ ૧૦) પતાસાં—અને બ્રાંચ સ્કૂલમાં રૂ ૧૦
...ને નાઇટ સ્કુલમાં રૂ ૧-૧૩-૩ પતાસાં—અને કંન્યાશાળામાં રૂ ૨॥।
...ાસાં તથા છીંટ—અને રૂ ૨। પતાસાં—છત્રાસા. ગરાશીઆ હરિસંગ જે-
...સીંગજી ०। ખજુર.—મુલીલા. હાલાર પ્રાંતના મે. આસિસ્ટંટ પોલીટીકાલ
એજંટ સાહેબ રૂ ૧) સાકર—ખેડી. મિસિસ મેકલીલૅન્ડ તર્ફથી રૂ ૨) મી-
ઠાઈ—લેવલી. કુમાર જીવણસંઘજી તર્ફથી રૂ ૧) મીઠાઈ—ભાડલા. મહેર-
બાન નવાનગરના મે.રેવન્યુકમિશનર સાહેબ તર્ફથી રૂ ૧। સાકર. વહીવટદાર
તથા ન્યાયાધીસ સાહેબે રૂ ૧। પતાસાં—ખંભાલીયા. શેઠ ઠાકરશી મૂળજી
હસ્તે તેમના ચીરંજીવી શેઠ દામોદરભાઈ તથા પ્રાગજીભાઈ રૂ ૫) ચોપડીઓ
તથા પેંડા—સલાયા. સ્કુલ કમિટિના મેમ્બરો રૂ ૨) સાકર—રાવલ. વકીલ
જેઠાભાઈ દયાલ રૂ ०॥ દાળીયા અને પોલીસ કારકુન ઝીણા બવાન રૂ ૧॥
શેરડી, દાળીયા, પવા—જોડીયા. વકીલ પીતાંબર જીવરાજ રૂ ०॥ દ્રાક્ષ.
આસીસ્ટંટ કલ્યાણજી રામજી રૂ ૧) દ્રાક્ષ અને કંન્યાશાળામાં વકીલ પીતાં-
બર જીવરાજ રૂ ०॥। દ્રાક્ષ આસી. કલ્યાણજી રામજી ०॥। દ્રાક્ષ—બેના.
ઠા. ભીમજી માધવજી રૂ ०-૯-० દ્રાક્ષ—કાલાવડ. ન્યાયાધીસ કોરટના કા-
રકુન બાવા કેશવજી રૂ૧૨) મીઠાઈ રૂપિયા બાર—મુલીલા. સ્કુલ કમિટિના
મેમ્બરો તર્ફથી રૂ ०-૪-૬ પતાસાં—ગોંડળ કંન્યાશાળા. અરદેશરભાઈ મો-
ધીબાઈ રૂ ૨०) પતાસાં—દેરડી. ગોંડલના મહેરબાન ફોરેસ્ટ ઈન્સ્પેકટર સા-
હેબ રૂ૨-૯-० સાકર—ધોરાજી બ્રાંચ. શેઠ રઘનાથજી માધવજી રૂ૧॥ સાકર.

(ઇંગ્રેજી સહી.) ગણપતરામ અનુપરામ.
સ. ડે. એ, ઇ. પ્રાં. હાલાર.

### પ્રાંત ઝાલાવાડ.

જા. નં. ૧૧૮૬

૧૦-૨-૮૩

પ્રાગધ્રા.—કુમારશ્રી માધવસિંહજી બાઈ તરફથી રૂ ૫) મીઠાઈ.—ભરાડા. રાણાશ્રી કલ્યાણસિંહજીની માતુશ્રી તરફથી. રૂ૧) મીઠાઈ રૂ ૦ાા રાણા શ્રી પથાબાઈ તરફથી—કોંઢ. ભાગીદારો તરફથી રૂ ૨) સાકર.—વાંટાવદર. મેતા છગન દેવકરણ રૂ ૦ા શા. કરશનજી પારસંગ ૩ ાા કુલ. રૂ ાાા—આક્ષણીવાદ. રાણાશ્રી મેઘજી સગરને ઘેર કુમારનો જન્મ થવાથી રૂ ાા સાકર.—વઢવાણકાંપ. નં ૧ લો. વકીલ કલ્યાણજી પુંજારામ તરફથી ઔદિચ્યહિતેચ્છુ, ની ચોપડીઓ રૂ ૨-૫-૬.—દેદાદરા. ઝાલા કાબુબાઈ ૦-૮-૦ ગોસળીઆ ભાઇચંદ રૂ ૦ાા શા. ઓઘડ હીમજી ૦ા શા. કચરા અભજી ૦ા ઝાલા અમરસંગ ૦—ખારવા. સર્વે પટેલો તરફથી રૂ ૧)—વઢવાણ કં. રૂ ૧૮-૧૨-૩ નાહીરે ઘેનુરી તથા સતારા કટારા સિવાય નિશાળમાં શીવાઇને તૈયાર થએલાં કપડાં નામદાર ઠાકોર સાહેબનાં માતુશ્રી માજીરાજ બાઇએ વહેંચ્યું. રૂ ૧૦) નામદાર દરબારશ્રી તરફથી ચોપડીઓ તથા મીઠાઈ રૂ ૨) વકીલ કલ્યાણજી પુંજારામ તરફથી.—પાણશિણા. રાણા અમરસિંહ ખોડાબાઇએ રૂ ૪) સાકર વગેરે ઇનામ.—કુકડા. મજકુરના ભાગદાર પરમાર નથુભાઈ રેવાબાઇ તથા રામાબાઈ કુંચડજી તરફથી રૂ ાા મીઠાઈ.—લખતર. શેઠ. બેચરદાસ ગોકળદાસ તરફથી રૂ ાા પતાસાં.—દશાડા. ભાગદાર મલેક જોરાવર ખાનજીના કામદાર સાહેબ મહીપતરામ બાઇએ પોતાને વતન જતી વખતે રૂ ૧)—કરમદ. મહારાજાધીરાજ મહારાજ રાજસાહેબ તરફથી રૂ ૫)—ભરાડા. રૂ ૧) પતાસાં, સાકર, ટોપરૂં મજકુરના રહીસ ખાખી મહારાજ લક્ષ્મણદાસજી તરફથી રૂ ાા પતાસાં રઘુરામની માતુશ્રી જેતુબાઇ તરફથી—વાંટાવદર. દોશી. ફુલચંદ ડાહ્યાભાઇ તરફથી રૂ ૨)—રંગપુર. મજકુરના રહીસ પ્રભુદાસ રામદાસે રૂ ૧).—ગુંજાર. ગામ ખાતે મીઠાઈ રૂ ૧)—ભલગામડા. લાધજી જગજીવન તરફથી રૂ. ાા સાકર.—અંકેવાળીઆ. રૂ ાા છોકરાઓને સારૂ રૂ ાા બ્રાહ્મણના છોકરાઓને દક્ષણા.—વણોદ સ્કુલ કમિટિ તરફથી રૂ ાા—અજાણા. નામદાર દરબાર સાહેબ તરફથી છોકરાઓને રૂ ૧-૧૨-૬ ચોપડીપો.—

(ઇંગ્રેજી સહી) કૃષ્ણલાલ ગોવિંદલાલ.
ડે. એ. ઇ. પ્રાંત ઝાલાવાડ.



## ગુજરાત શાળાપત્રના લવાજમ વિગેરે નાણાંની પહોંચ.

તા. ૧ લી આગષ્ટ સને ૧૮૮૩ થી તા. ૩૧ મી ડીસેંબર ૧૮૮૪ સુધી.

| કોની તરફથી. | સને ૧૮૮૩ | સને ૧૮૮૪ |
|---|---|---|
| મે. રા. સા. સુરત દક્ષિણ વિ. ડે. એ. ઇ. સા. | ૧-૩-૦ | |
| મે. ભોગીલાલ પ્રાણવાલ્લભ. ડાઈરેક્ટર સાહેબ. | ૧-૩-૦ | |
| વડોદરા સ્ટેટ. | | |
| મે. રા. સા. મણિલાલ નભુભાઈ મુંબાઈની. ગુ. નિ. ડે. એ. ઈ. સા. | ૨૨-૦-૦ | |
| મે. કચ્છપ્રાંતના એ. ઇ. સા. | ૮૭-૧૪-૦ | |
| મે. રા. સા. મહિપતરામ રૂપરામ. પ્રિન્સિપાલ સાહેબ અમદાવાદ ટ્રેનિંગકો. | ૧-૦-૦ | |
| આજમ. રાજકોટ તાલુકા સ્કુલમાસ્તર | ૨-૪-૦ | |
| આ. ભૂલેશ્વર પુસ્તકાલયના સેક્રેટરી સા. | ૧-૩-૦ | |
| પાટણ કન્યાશાળાના મહેતાજી. | ૧-૩-૦ | |
| રા. ડુંગરશી નરોતમ—(વરવાળા) | ૧-૩-૦ | ૧-૩-૦ |
| આ. ખંભાતની સ. ગુ. ન. | ૦-૦-૦ | ૨-૬-૦ |
| આ. દ્વારકાં મુખ્ય સ્કુલના હેડમાસ્તર. | ૧-૩-૦ | |
| આ. વડોદરા કન્યાશાળા નં. ૧ | | ૧-૩-૦ |
| આ. અમદાવાદ ફી. મેલ ટ્રેનિંગકોલેજ. | ૧-૦-૦ | |
| મે. નારણરાવ ભાસ્કર ચંપ. ડે. એ. ઇ. વડોદરાસ્ટેટ. | ૧-૩-૦ | |
| રા. આત્મારામ ઇશ્વર. (આંબરડી) | ૦-૦-૦ | ૧-૩-૦ |
| રા. વલભદાસ નંદલાલ. (સોજીત્રા.) | ૦-૦-૦ | ૧-૩-૦ |
| રા. છગનલાલ ત્રીકમદાસ. (ધર્મજ.) | ૦-૦-૦ | ૧-૦-૦ |
| રા. રામશંકર ઇશ્વર. (મુંબાઈ.) | ૦-૦-૦ | ૧-૩-૦ |
| રા. આણંદરામ પ્રેમશંકર (બરૂચ.) | ૦-૦-૦ | ૧-૩-૦ |
| રા. મનસુખ રાયચંદ. (ભાદરણ.) | ૦-૦-૦ | ૧-૩-૦ |
| મે. વત્સાના ડેપ્યુટી ન્યાયાધી. સા. | ૦-૦-૦ | ૧-૩-૦ |
| આ. જુનાગઢ નાગર સ્કુલના હેડમા. | ૦-૦-૦ | ૧-૬-૦ |
| આ નાથજી ગૌરીશંકર. ફ. એ. એ. સ્કુ.(પેટલાદ.) | ૦-૦-૦ | ૧-૩-૦ |
| ઈ. આ. સ. ગ. નિ. મહેતાજી (કવીઠે.) | ૦-૦-૦ | ૧-૩-૦ |
| આ. પેથાભાઈ કેશવરામ (અણુંસ્તી.) | ૧-૩-૦ | ૦-૦-૦ |
| ઈ. આ. સ. ગુ. નિ. મહેતાજી (પહીજ.) | ૦-૦-૦ | ૧-૩-૦ |
| નેકનામદાર હરકુંવર શેઠાણીની કન્યાશાળા. (અમદાવાદ.) | ૧-૦-૦ | |
| ઈ. આ. સ. ગુ. નિ. મહેતાજી (વાઘપર.) | ૦-૦-૦ | ૧-૩-૦ |

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER.

APRIL 1884.

પુસ્તક ૨૩ મું. — એપ્રિલ — અંક ૪ થો.

મે'તાજી બહુ મોટું તુજ નામ તેમ છે કામ;-
કર અંતે મન ક્ષેત્રની, ખરી ખેતી ધરી હામ

અનુક્રમણિકા — પૃષ્ટ



CONTENTS — PAGES





( કેળવણી ખાતાના હુકમથી )

## अमदावादमां

મામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું

મૂલ્ય { (રૂ૧) વરસનો અગાઉથીજ. / (૨૦)= છુટક એક અંકના. } ટપાલ ખર્ચ જુદું.

ગૂજરાતશાળાપત્ર.

પુસ્તક ૨૩ મું. એપ્રિલ. સન ૧૮૮૪. અંક ૪ થો.

# ઇંગ્રેજલોકનો સંક્ષિપ્ત ઇતિહાસ.

## પ્રકરણ ૧૪ મું.—સૈન્યસત્તાક રાજ્ય. ઈ. સ. ૧૬૪૯ થી ૧૬૬૦ સુધી.

નવિન રાજ્યસ્થાપના નિરંકુશીઓએ તુર્ત પોતાના ધાર્યા પ્રમાણે કરવા માંડી. રાજાને મારી નાંખ્યો તે દિવસેજ સાંજે એક તેમણે ઢંઢેરો કાઢ્યો, કે ચાર્લ્સસ્ટુઅર્ટ જે પ્રિન્સઆવ્ વેલ્સના નામથી સાધારણ રીતે ઓળખાય છે, તેને અથવા બીજા કોઇને પણ જો કોઈ માણસ રાજા એમ પોકારશે, તો તે માણસ દેશદ્રોહી ગણાઈ મોટી શિક્ષાને પાત્ર થશે. પછી ૬ ઠી *ફેબ્રુઆરીએ ઠરાવ કર્યો કે અમીરની સભા નિરૂપયોગી તથા દહેશત ભરેલી ધારી પાર્લામેંટે કાઢી નાખી છે. બીજેજ દહાડે પ્રજાસત્તાક રાજ્યનું જાહેરનામું બહાર પડ્યું (તા. ૭ મી ફેબ્રુઆરી ૧૬૪૯) અને એમાં સાફ લખ્યું કે રાજપદ નકામું, બોજારૂપ, અને ભય ભરેલું છે. ૮ મી ફેબ્રુઆરીએ રાજ્યની નવી મોહોર કોતરાવી; અને બીજે દહાડેથી ઇનસાફની કોરટો પાછી ચાલુ કરી. રાજ્ય ચલાવવા ૩૮ પુરૂષોની એક કાઉન્સલ ઠરી

* આ ઠરાવ કરતી વેળા ૨૯ મત વિરૂદ્ધ અને ૪૪ તે તર્ફે હતા. નિરંકુશીઓએ પાર્લામેંટને જુલાબ આપી પોતાના મતનાજ સભાસદો રહેવા દીધા હતા, તોપણ તેમાંથીએ લગભગ અડધા તો સામા થયા, એ ઉપરથીજ જણાશે કે એમણે કરવા ધારેલું રાજ્યાંતર તમામ ઇંગ્રેજોને કેટલું બધું અપ્રિય હશે.

તેનો ખાડશા એ પ્રમુખ, અને મિલ્ટન (ઇ લાડનો નામી ચો મહાકવિ) એ લાટિન સેક્રેટરી નીમાયો ૧૪ મી ફેબ્રુઆરી ૧૬૪૯.

આ રીતે ઇંગ્લાંડમા તડાકાબધ પ્રજાસત્તાક રાજ્યસ્થાન થઈ ગયુ. પણ આટલુ યાદ રાખવુ કે તે તમામ લોકની કેવળ મર્જી વિરૂદ્ધ હતુ, અને એમ હતુ તો પછી તેને પ્રજાસત્તાક રાજ્ય કહેવુ એજ અમને યોગ્ય લાગતુ નથી એ તો ખરૂ જોઈએ તો સૈન્યસત્તાક રાજ્ય હતુ દરેક દેશમા જ્યારે લશ્કરનુ જોર વધી પડેછે, ત્યારે તે પોતાની મર્જીમા આવે તેવ રાજ્ય ગ્થાપન કરેછે, પણ રાજ્યના ખરા ધણી તો સિપાહીઓજ થઈ રહેછે ઇગ્લાડમા પણ આ સમે એમજ થયુ આ બખ્ત સિપાહીઓનો વિચાર ખરેખરૂ પ્રજાસત્તાક રાજ્યજ સ્થાપવાનો હતો એ કબુલ કરીએ, તોપણ તેમા થયુ શુ? તમામ પ્રજાની મર્જીવિરૂદ્ધ તેમણે આમા વેલણ ઘાલાનેજ ઓસડ પાના જેવુ કર્યું અને તેનુ ફળ છેવટે શુ થાય પણ એજ કે તે કડવુ ગધાતુ ઓસડ કદાપિ બળાત્કારને લીધે એકવાર પેટમા ઉતરે, તોપણ અંતરનો ઉંડો કટાળો તેને તત્કાળજ પાછુ વમન કરી નખાવ્યાવિના કદી પણ રહે નહિ.

એમજ અહિયા થયુ એમ શી રીતે થયુ તેજ આ સૈન્યસત્તાક રાજ્યના ઇતિહાસમા મુખ્યત્વે કરીને જોવાનુ છે, પણ તે પહેલા આપણે જોઈએ કે આ ઝેરનો ઘૂંટડો ગળે ઉતારતા લોકે કાઈ તરફડીયા માર્યા કે નહિ. ઇગ્લાડ તો બિચારૂ શુ કરે એમ હતુ? તે તો પ્રજાસત્તાક સિપાહીઓથી હારી છેક મૂર્છાવશ થઈ પડ્યુ હતુ. રાજપક્ષની ઉપાનણી કરે, તો આયર્લાડ કે સ્કાટલાડ કાઈ કરી શકે એમ હતુ, અને તેમણે તેમ તત્કાળજ કર્યું, અગર જો માજી રાજાને પાયમાલીએ પહોચાડવામા એજ મુલકો અત્યારે સુધી અગ્રેસર થઈ વર્ત્યા હતા

આયર્લાડ પાર્લામેંટને (ઇ સ. ૧૬૪૨મા) સે પી દીધુ તે પહેલા ત્યાની સુબેદારી ઉપર રાજા તરફથી ઓર્માડનો ઠાકોર ઘણા વખતથી હતો તેને ત્યાના કાથોલિક લોકે આ સમે એકદમ આમત્રણ કર્યુ અને તેણે આની ડબ્લિન, ખેલ્કાસ્ટ, ને લડનડરી સિવાય સઘળા કિલા સહેજમા કબજે કરી લીધા આ સાભળી પાર્લામેટે ક્રામ્વેલને હુકમ કર્યો કે ત્યા જઇને તમારે તેનો તામડતોક બંદોબસ્ત કરી નાખવો (૨૨ મી જુન ૧૬૪૯.)

~

ક્રામ્વેલ ઝટ દાંત પીસી કાળકરાળ રૂપેજ આયર્લાંડ જવા તૈયાર થયો. અહિંના લોકે આઠ વર્ષ ઉપર પ્રોટેસ્ટંટોની જે કતલ ચલાવી હતી તે હજી સઘળા ઇંગ્રેજોની છાતીમાં સાલ્યા કરતી હતી, અને તેથી આ ધર્માંધ લશ્કર તો વેર વેરજ પોકારતું આયર્લાંડને કિનારે ઉતર્યું. ક્રામ્વેલની રાજનીતિ પણ આ વેળા કેવળ ક્રૂરતાથીજ આ બિચારા ટાપુને જેર કરવાની હતી, કેમકે સ્કાટલાંડ બંડ કરવાની તૈયારીપર હતું. આખા યૂરોપમાં રાજહત્યાની ખબર સાંભળતાંજ મોટો હાહાકાર વર્તી રહ્યો હતો, કેટલાંક રાજ્યે ઇંગલાંડના એલચીઓને તિરસ્કાર સાથ પોતાના દરબારમાંથી હાંકી મૂક્યા હતા, અને હાલાંડ તો જાહેરમાં બીજા ચાર્લ્સને કબુલ રાખી તેની તર્ફથી વઢવા તલપાપડ થઈ રહ્યું હતું. સમો આ નિરંકુશી લોકને માટે મહા બારીક હતો. જો જરા પાસો અવળો પડ્યો, તો કૂતરાને મોતે તે માર્યા જાય એમ હતું. આ જોઈ ક્રામ્વેલે નિશ્ચય કર્યો હતો કે આ વેળા તો દયા કે મયા કાંઈ ન રાખતાં આ બંડખોરોને એવા કચરી નાખવા કે ફરીથી બીજા કોઈ માથુંજ ઉપાડે નહિ.

એક ટૂકડી તો તત્કાળજ એણે ડબ્લિનની મદદે મોકલી દીધી હતી તેણે જઈ ઑર્મોંડને ભારે હાર ખવડાવી (૨ જી આગષ્ટ). થોડા દહાડામાં પોતે પણ બધા લશ્કર સાથે ત્યાં આવી પોહોંચ્યો. દ્રોગેડામાં ઑર્મોંડ લશ્કર લઈ બેઠો હતો તેની ઉપર એણે જઈ જબરો ઘેરો ઘાલ્યો, અને બીજે હુમલેજ તે ગઢ સર કરી લીધો. આ વેળા એણે પોતાના સિપાહીઓને સખ્ત તાકીદ આપી કે કોઈ તાબે થાય તો પણ તેની ઉપર દયા ન આણતાં તમામ કિલ્લેદારોને તથા વસ્તિમાંથી પણ જેની પાસે હથીયાર જોવામાં આવે તેને ઠામુજ કરી નાંખવા. એનાજ લખવા પ્રમાણે આ એક કાળરાત્રિએ ૨૦૦૦) માણસ વાઢવું ગયું હશે. નાસતા ભાગતા બિચારા કેટલાક જણ એક દેવળમાં ભરાઈ ગયા, તો એણે તે દેવળને આગ લગડાવી તેમાંના તમામ બાવાઓને પણ પકડી પકડીને કાપી નંખાવ્યા.

બીજો એક કિલ્લો લીધો ત્યાંપણ આવાજ રાક્ષસવેડા એણે ચલાવ્યા. આ જોઈ આખો ટાપુ થરરર થઈ ગયો, અને બીજા કિલ્લાઓ ઝપાટાબંધ પોતાની મેળે શરણ થવા લાગ્યા. "આટલી શિક્ષા હવે પછી ઘણું લોહી વહેતું અટકાવશે" એવું જે આ વેળા એનું પાર્લામેંટ ઉપર લખવું હતું તે

ખરૂં પડયું. હજી થોડા માસ સુધી લડાઈ ચાલુ રહી, અને તેમાં શત્રુઓએ એક બે દારૂણ યુદ્ધ કીધાં એ વાત ખરી, પણ આ વખતથી આ ખંડનો સઘળો ઉબરો સમી ગયો.

ગમે તે કહો, પણ ક્રામ્વેલની બુદ્ધિ તો અસાધારણ ખરી. પાંચસેં વર્ષથી આયર્લાંડ જીતાયો હતો, પણ એણે જેવા તેને જેર કરી નાખ્યો તેવા તે હજી કોઇથી પણ થયો નહોતો. એણે તો હવે પછી આખા ટાપુની સઘળી સત્તા તથા સમૃદ્ધિ ત્યાં જઈ વસેલાં ઈંગ્રેજી પ્રોટેસ્ટંટોનાજ હાથમાં આવે એવા જબરદસ્ત ઉપાયો કામે લગાડ્યા. પ્રથમ તો એણે વાહાણનાં વાહાણ ભરી આઇરિશોને તેમની સ્વભૂમિ છોડાવી વેસ્ટ ઇંડિસમાં નીકલાવી દીધા. પછીથી એણે યુરોપ ખાતે સિપાહીગીરી કરવા જવાની આઇરિશોને પકાઇથી છૂટ આપી, એટલે બિચારા ઇંગ્રેજોના જુલમે કંટાળી રહેલા ૪૦૦૦૦ આઇરિશો પરદેશમા જઈ વસ્યા. એનાજ અમલમાં મહા જુલમી પણ સૌથી આબાદ કામ કરવામાં એ આવ્યું કે મન્સ્ટર, લીન્સ્ટર, અને અલસ્ટર વગેરે કળવંત પ્રગણાઓની સઘળી જમીન દેશી એકુતો પાસેથી ખૂંચી લઈ ઇંગ્રેજોને એકદમ વેચી કે આપી દીધી. થોડા વખતમાં આ ધનવાન ઇંગ્રેજી જમીનદારોની મેહેનતથી આયર્લાંડમાં ખેતીવાડીનું કામ ધમધોકારે વધી પડયું, નવા રસ્તાઓ બંધાયા, જ્યાં જુઓ ત્યાં નવાં ભભકાદાર મકાનો ઉભાં થવા લાગ્યા, અને ટુંકામાં આ જંગલી ઉજડ ટાપુએ એકદમ સુધરેલા આબાદ મુલકનું રૂપ ધારણ કરવા માંડયું. અલબત્ત આ સઘળો દેખાવ ઉપરનોજ હતો. એ સઘળી સમૃદ્ધિ પેના થોડા પરદેશીઓનાજ સુખને સારૂ હતી. બાપડા દેશીઓનો આખો સમૂહ તો બાંયબાહ્ય વિનાનો થઈ જઈ પેટને માટે મજુરી કરતાં મરી જતો હતો, તેના તો બહુ બુરા હાલ થયા; અને હજી પણ એજ કારણથી ત્યાં એટલી બેદિલી ચાલેછે કે ઇંગ્લાંડને હાલની પાદશાહી સત્તામાં પણ આર્લંડ એક કાંટાની પેઠે હમેશાં ખૂંચ્યા કરેછે, અને ઘણા રાજકારભારિઓ એજ વિચારમાં ગુંચાયા રહેછે કે હવે શું કરવું કે આઇરિશ પ્રજા સુખી ને સંતોષી થાય, અને ત્યાં જે દરરોજ આ બંડફિસાદ ઉઠયા કરેછે તે બંધ પડે. પણ અન્યાયનું ફળ છેવટે તો માર ખાયી નીકળે? સારૂં તે મારૂં, અને નઠારૂં તે પરિણામે ન-

હારૂંજ, એ કુદરતનો અટળ કાયદો કોનાથી ટળે? પણ આ સમે તો ક્રામ્વેલનું ધાર્યું બરાબર પાર પડ્યું, એટલે આયર્લાંડ સંપૂર્ણ રીતે જીતાયો અને ત્યાં પ્રોટેસ્ટંટ ઇંગ્રેજોનું જોર એવું બંધાયું કે તે વખતથી એ ટાપુ ઇંગ્લાંડને ખરેખરો આધીન થઈ પડ્યો.

પણ આ બધું ક્રામ્વેલ આ સ્વારીની વેળાજ કરી નાંખ્યું એમ સમજશો નહિ. આ વેળા તો આયર્લાંડ પૂરો જીતાઈ રહ્યો એટલામાં આ મોળી પડેલી લડાઈનું કામ પોતાની હાથ નીચેના એક સેનાપતિને સોંપી એને સ્કાટલાંડ તરફ દોડવું પડ્યું.

સ્કાટલાંડના લોકે તો રાજહત્યાની ખબર સાંભળતાંજ બીજા ચાર્લ્સને પોતાનો રાજા પોકાર્યો હતો (૫ મી ફે. ૧૬૪૯), પણ ધર્મચુસ્ત પ્રેસ્બિટેરિયનોના હાથમાં સઘળી રાજસત્તા હોવાથી તેઓ આગ્રહ લેઇ બેઠા કે એ આપણો પંથ સ્વીકારે નહિ ત્યાં સુધી એની તરફથી આપણે કાંઇ પણ કરવું નહિ. એવામાં ગૂરા માન્ટ્રોસે આગળ પડી રાજાનો ઝુંડો ઉઠાવ્યો. તેની સામા આ પ્રેસ્બિટેરિયનો થયા, અને તેને યુદ્ધમાં હરાવી ફાંસીએ દીધો. (૩૦મી મે. ૧૬૫૦).

ચાર્લ્સે જોયું કે હવે આ પ્રેસ્બિટેરિયનોને મેળવી લેવા એ સિવાય બીજો મારે એકે આરો નથી. તેથી પોતાના બાપની પેઠે એ ફરી ગયો કે મે કાંઈ માન્ટ્રોસને મારે સારૂ લડાઈ ઉઠાવવાની રજા આપી નોહોતી, અને તમારો ધર્મ મને કબુલ છે એમ કહી તે સ્કાટલાંડમાં આવ્યો (૧૬ મી જુન ૧૬૫૦), આથી રાજી થઈ સ્કાટલાંડના સત્તાધારીઓ ઇંગ્લાંડપર ચઢાઈ કરવાને તૈયારી કરવા લાગ્યા.

તેઓ આવી પોહોંચે તે પેહેલાં તેમની ઉપરજ સ્વારી કરવાનો પાર્લામેંટે ઠરાવ કર્યો. આ વાત ફેરફાક્સ જે થોડો ઘણો પ્રેસ્બિટેરિયન મતનો હતો, તેને પસંદ પડી નહિ અને તેથી તેણે પોતાની નોકરીનું રાજીનામું આપ્યું, અને ક્રામવેલ તમામ લશ્કરનો ઉપરી નીમાયો. એ નેમણુંક થતાની સાથેજ તે સ્કાટલાંડ તરફ ધસ્યો.

લેસ્લી કરીને સ્કાટનો સેનાપતિ હોશીયાર ને અનુભવી હતો, તેણે એને આવતો સાંભળી એડિનબરોની આસપાસનો સઘળો મુલક ઉજડ કરી

નાંખ્યો, અને તેથી રુવીડ ઓળંગીને ક્રામ્વેલ પેલી તરફ ગયો કે એને ઘાસ કે દાણા કાંઈ મળી શક્યો નહિ. પણ ક્રામ્વેલે અગમ બુદ્ધિથી પોતાનાં વહાણ ત્યાં બોલાવી રાખ્યાં હતાં, તે એને જે જોઇએ તે આણી આપવા લાગ્યાં. લેસ્લીએ પોતાનો મુકામ ખબરદારીથી એક ઘણી મજબૂત જગાએ નાંખ્યો હતો. તે જોઈ ક્રામ્વેલ ચેતી ગયો કે આ સ્થળે હુમલો કરવો એ કેવળ નાદાનીનું કામ છે. એણે આગળ આવવા લેસ્લીને બહુ લલચાવ્યો, પણ એ પાકો સરદાર જ્યારે કાંઈ પણ ડગ્યો નહિ, ત્યારે એણે જઇને પોતાનો પડાવ ડનબાર આગળ નાંખ્યો. લેસ્લીએ ધીમે ધીમે ખસી એની આસપાસના ધાર એવી રીતે ઘેરી લીધા કે ઇંગ્લાંડ જવાની સઘળી ગાળીઓ બંધ પડી, અને તે ઉચ્ચસ્થાને શત્રુઓ હુમલો કરવાની હામ ભીડે, તો ખરાબ થયા વિના રહે નહિ. એવામાં પાણી લાગવાથી ક્રામ્વેલના માણસો ટપોટપ મરવા માંડ્યા, અને જળમાર્ગે નાસી જવા સિવાય સલામતીનો એકે રસ્તો એને રહ્યો નહિ. પણ એનું નશીબ બળવાન હતું. લેસ્લીની ડાહ્યી યુદ્ધરીતિ તેની સાથના ઉછાંછળા ધર્મબોધકોને પસંદ પડી નહિ. તેમણે બૂમરાણ ઉઠાવી મૂક્યું, કે જોયા શું કરોછો! ચાલો, ચાલો, હેઠે ઉતરી શત્રુનો આપણે સામટોજ સંહાર કરી નાંખીએ! આ ધર્મઘેલાઓનું લશ્કરમાં જોર એટલું વધી પડ્યું હતું કે પોતાને બિલકુલ નાપસંદ છતાં લેસ્લીને તેમનું કહ્યું કરવાની જરૂર પડી. ડુંગરાની ધાર ઉપરથી શત્રુને ઉતરતા જોઇ યુદ્ધકળાપારંગત ક્રામ્વેલ એકદમ બોલી ઉઠ્યો કે "હા! તેમને ઇશ્વરે આપણા હાથમાં હવે સ્વાધીન કરી દીધા છે." ઘોડ પલટન જે સૌથી આગળ નીકળી આવી હતી તે મેદાનપર ઉતરી ન ચૂકી, એટલામાં તેની ઉપર ક્રામ્વેલ પોતાના તમામ લશ્કરથી ધસારો કર્યો, અને તેઓ મરણીયા થઈ લડ્યા તોપણ તેમાં ભંગાણ પડ્યું. "ઓ! નાઠા! ઓ! નાઠા!" એમ પોકારી ક્રામ્વેલ એવો ધાયો કે પેદળ જે મદદે આવતું હતું તે પણ ગભરાઈ ગયું. સૂર્યને ઉગતો જોઇ એ પૂર્ણ શ્રદ્ધાથી બોલી ઉઠ્યો કે "હવે ઇશ્વરને ઉઠવા દો, અને એના શત્રુઓ તારાજ થઈ જનાર છે," અને ખરેખર એક કલાકમાં તે તારાજ થઈ ગયા. ડનબારની આ નામીચી લડાઈમાં ૪૦૦૦ સ્કાટ જિવથી ગયા, અને આસરે દશહજાર કેદી પકડ્યા. (૩જી સપટેંબર ૧૬૫૦).

આ ફતેહથી રાજ્યધાની (એડિનબરો) એના હાથમાં આવી, પણ આખા મુલકને વશ કરતાં ક્રામ્વેલને એક વર્ષ લાગ્યું. રાજા જે નાસતો હતો તેને ઝાલી રાખી સ્કૅાટલોક પર્થમાં પુરીમાં જઈ ઠર્યા, અને ત્યાં ૧૬૫૧.ના જાનેવારી માસમાં એનેરાજ્યાભિષેક કર્યો. શિયાળો ઉતર્યા પહેલાંજ ક્રામ્વેલ સ્ટાર્લિંગ લેવા દોડ્યો, પણ તેમાં તે ફાવ્યો નહિ, અને હવા લાગવાથી સખ્ત મંદવાડ ભોગવવો પડ્યો. સાજો થયો કે તુર્તજ સ્કાટ લશ્કર સ્ટર્લિંગમાં પડેલું છતાં એણે પર્થ શહેર પોતાને તાબે કરી લીધું. આ સમે ચાર્લ્સે ઈંગ્લાંડ પર ચડાઈ લઈ જવાનુંજ મોટું સાહસ આદર્યું. સ્ટર્લિંગથી એકદમ નીકળ્યો તે કંમરલાંડ, લંકેશાયર, ચેશાયર, અને શ્રોપશાયર પ્રગણાઓ ચાંપતો ચાંપતો ઉર્સ્ટર સુધી આવી પહોંચ્યો, ત્યારેજ પોતાના લશ્કરને થાક ખવડાવવા એણે થોડા દહાડા કાંઇક મુકામ કર્યો. પણ અહિયાં એની આશા ફળીભૂત થઈ નહિ. કોઈ પુણ ઇંગ્રેજની એની પક્ષે ઉભા થવાની હિંમત ચાલી નહિ. આણી તરફથી ક્રામ્વેલ, જે જનરલ મૅાન્કના હાથ નીચે ૬૦૦૦ માણસ સ્કાટલાંડમાં મૂકી ક્યારનો ચાર્લ્સના પૂંઠે દોડ્યોજ આવતો હતો, તેની મદદે નવું લશ્કર પાર્લામેંટે મોકલ્યું. ક્રામ્વેલે આવી ઉર્સ્ટરના કિલ્લા સર કરી લીધા, અને પછી શહેરમાં ચાર્લ્સનું લશ્કર હતું તેની ઉપર જબરદસ્ત હલ્લો કર્યો. ડનબારના યુદ્ધની વરસગાંઠને દાહાડેજ આ લડાઈ પણ થઇ, અને તેમાં એનો પૂર્ણ વિજય થયો. સ્કાટ લશ્કરમાંનું ભાગ્યે એક માણસ પણ મૂઆ કે કેદી પકડાયા વિના રહ્યું હશે. ચાર્લ્સ જીવ લઇને નાઠો તે જેમ તેમ કરતાં હજારો વેષ બદલતો અને ઝાડીજંગલોમાં ભરાતો દરિયા કિનારે જઇ પહોંચી ફ્રાન્સમાં ઉતરી પડ્યો.

આ હારથી સ્કાટલાંડના સઘળા હાથ બાંધ પડ્યા. જનરલ મૅાન્કના હાથ નીચે ૬૦૦૦ માણસ એ મૂકી આવ્યો હતો તેણે જલદીથી આખા દેશને નરમ ઘેંશ કરી નાંખ્યો. પ્રતાપી પ્લાન્ટાજિનેટ રાજાઓથી પણ જે દેશ વશ થએલો નહિ, તે ક્રામ્વેલના અમલમાં છેક પરાધીન થઇ રહ્યો. ઈંગ્લાંડની પાર્લામેંટ એને કાયદા બાંધી આપતી, અને ઈંગ્લાંડના ન્યાયાધીશો અહિયાં આવીને ઇનસાફ કરી જતા, પણ એનાથી જરા પણ ચૂં કે ચાં થઈ શકતું નહિ. બેશક ટૂંકામાં, ક્રામ્વેલે પોતાનો અમલ ઇંગ્લાંડ, સ્કાટલાંડ,

અને આયર્લાંડ ત્રણે ઠેકાણે એવા મજબુત બેસાડ્યો કે એવું એકચક્રે રાજ્ય કોઇએ પણ પહેલાં કર્યું નહોતું એમ કહીએ, તો તેમાં જરાએ અતિશયોક્તિ નથી. હવે વિદેશ સાથના વઘરાઓમાં એણે કેવા પરાક્રમ કર્યાં તે આપણે જોઇએ.

**વિદેશ વિગ્રહ.**—હાલાંડ જે લડાઈ ઉઠાવવાને હજી આચકો ખાતું હતું, તેને પાર્લામેંટે ક્રામ્વેલની સલાહ ઉપરાંત નૌકાનો કાયદો કાઢી તેમ કરવાની જરૂર પાડી. એ કાયદામાં એમ હતું કે જે દેશનો માલ હોય તે તે દેશના વાહાણમા હોય તોજ આવવા દેવો, અને એનો પરિણામ એજ થાય કે વલંદાઓ જે આ સમે દેશ દેશનો માલ સાં લઈ આવતા હતા, તેનો એ સઘળો વેપાર પડી ભાગે. વળી ઇંગ્લિશ ચાનલમાં જે પરદેશી વહાણ આવે, તેણે પેતાના રાજ્યનો વાવટો ઉતારી ઇંગ્રેજી વહાણને સલામતી આપવી, એવું જે એમાં હતું તે વલંદાઓને બહુજ અપમાનકારક લાગ્યું. આ લડાઈ બે અઢી વર્ષ ચાલી તેમાં ઇંગ્રેજી નૌકાધિપતિ બ્લેક ઇંગ્રેજી નામને સારૂં દીપાવ્યું, પણ પ્રાટેસ્ટંટ દેશોએ માંહો માંહે વઢી મરવુ એ ક્રામ્વેલને પસંદ નહોતું. તેથી એણે (૧૬૫૫ મા) હોલાંડ જોડે સલાહ કરી નાંખી એટલુંજ નહિ, પણ સ્વીડન, ડેનમાર્ક, સ્વિત્ઝર્લાંડ, વગેરે મુલકો સાથે ગાઢી દોસ્તી બાંધી એ યૂરોપમાં પ્રાટેસ્ટંટ પક્ષનો ઇલિઝાબેથની પેઠે અગ્રણી થઈ પડ્યો.

આ વેળા યૂરોપમાં ઇંગ્લાંડનું નામ એણે એવુ જોરાવર કરી મૂક્યું, કે ફ્રાન્સને સ્પેન એની સાથ સધિ કરવાને માટે મહા મથન કરી રહ્યા હતા. એણે ફ્રાન્સના કહેણ કબુલ રાખ્યાં, કેમકે સ્પેનને એ કાથોલિક પક્ષનું બળવાન આશ્રયસ્થળ ગણતો હતો, અને તેથી સ્પેનને નોધારૂં પાડવા પોર્તુગાલ સાથે પણ એણે સંધિ કરી. ઘણા ઇતિહાસકારોનો વિચાર એવો છે કે આ સમે ખરી દહેશત સ્પેનની નહિ, પણ ફ્રાન્સની રાખવાની હતી. સ્પેનતો ટૂટી ગયું હતું, અને તેને વધારે તોડી ફ્રાન્સ યૂરોપમાં સર્વોપરી બળવાન થવાની તૈયારી પર હતું. આ રીતે જોતાં ક્રામ્વેલની આ વિદેશ રાજનીતિ કેવળ ભૂલભરેલીજ ગણાય, તોપણ તેનુ તત્કાળ ફળતો એ થયું કે જમેકાનો દ્વીપ તથા ડનકર્ક શહેર ઇંગ્રેજોને મળ્યાં, તથા દેશાંતરમાં ઇંગ્લાં-

ડનું નામ એવું પ્રકાશી ઉઠયું કે ક્રામ્વેલના કદામાં કદા શત્રુથી પણ એ બાબત તો તેનાં છૂટે મોઢે વખાણ કર્યાવિના ચાલતું નથી. પણ હવે દેશની અંદર એની રાજનીતિ કેટલી ફતેહ પામી, એટલે, લોકોની મરજી વિરૂદ્ધ જે રાજ્યરચના એણે સ્થાપવા માંડી તેનું શું થયું તે આપણે આવતા પ્રકરણમાં જોઇશું.



## કેળવણીખાતાનું સંગ્રહસ્થાન.

મુંબઈમાં ગયા માસની ૧૯ મી તારીખે કેળવણીના કામને લગતા સઘળા સાધનોનું એક સંગ્રહસ્થાન ચંદનવાડી સ્કૂલ અથવા જૂની એલ્ફિન્સ્ટન હાઇસ્કૂલના મકાનમાં મુંબઇના ગવર્નર સાહેબને હાથે ઉઘાડવામાં આવ્યું હતું. આ જોવા જવાને કેળવણીખાતાના માણસોને ગુજરાતમાંથી બની શકે એમ લાગતું નથી તેથી તેમની જાણને માટે અમે એનું ટૂંક વર્ણન લોકમિત્રમાં છપાયું છે તે લગભગ તેનાજ શબ્દમાં અમારો એક વિષય (કેળવણીખાતાનો રીપોર્ટ) જોડાયલો છતાં કાઢીનાખીને પણ અત્રે હોંસભેર બનતી તાકીદે દાખલકરીએ છઇએ, અને આશા રાખીએ છઇએ કે સઘળા મહેતાજીઓ પણ તેવીજ હોંસથી વાંચશે.

મુંબાઈના નામદાર ગવર્નરે એ ક્રિયા કરી હતી. તે નામદાર સાંજે સવાપાંચ વાગતે સંગ્રહસ્થાનના મકાનમાં આવ્યા એ વખત તેને કેળવણીખાતાનો વડો ડાક્ટર થીઓડોરકુક, રેવરંડમ્યુરીન, પ્રોફેસર કર્કહામ વગેરે એસ્તેકબાલ લેવા ગયા હતા. સંગ્રહસ્થાનના હાલમાં દાખલ થયા પછી કેટલાક નમુનાઓ નામદાર ગવર્નરે તપાસ્યા હતા. એ વેળા મી. કર્કહામે તેની સાથે રહીને નમુનાઓને લગતી વિગતો સમજાવી હતી. થોડીક મિનિટ નમુનાઓ તપાસ્યા પછી તે નામદારે પોતાની ખુરશી લીધી.

નામદાર ગવર્નરે પોતાની ખુરશી લેવા બાદ, પ્રોફેસર કર્કહામે સંગ્રસ્થાનને લગતો હેવાલ કહી સંભળાવતાં જણાવ્યું કે, આ સંગ્રહસ્થાન થોડાંક અઠવાડીયાં અથવા જરૂર દીઠ તો તેથી વધારે વખત સુધી ખુલ્લું રહેશે. એ સંગ્રહસ્થાન ભરવાનો પેહેલો વિચાર કેળવણીખાતાના વડા મી. ચેટફીલ્ડે ગુમ્યો હતો. મને જણાવતાં દિલગીરી લાગેછે કે, પોતાનો એ વિચાર પાર

પડેલો જોવાને તે અત્રે હાજરે નથી. એ સંગ્રહસ્થાન ભરવામાં અમોએ બે નિયમ રાખ્યાછે. પહેલો નિયમ એ છે કે, નિશાળ ચલાવનારાઓએ કેળવણીના કામમાં આવતી આ સર્વે ઉપયોગી ચીજો જોઈ તેનો લાભ લેવાને શક્તિમાન થાય અને બીજો નિયમ એ છે કે, કેળવણીના સંબંધમાં ઇંગ્લાંડમાં કેવી ગોઠવણ થાયછે તે જાણવાને આપણાં શિક્ષકોને બની શકે, એ ચીજો ઇંગ્લાંડથી મંગાવવામાં આવે એમ અમો ઇચ્છતા નથી, પણ દેશીઓ તે જોઇને તથા તેમાં ઘટતો સુધારો કરીને એવી ચીજો પોતાને ભરની બનાવી લેવાને શક્તિમાન થાય, એમ અમો ચાહીએ છઇએ. દેશીઓ પોતે પણ એવી કેટલીક શોધ કરેછે, અને તેના નમુના અમે મેળવ્યા છે. દાખલા તરીકે એક હિંદુ સ્કૂલમાસ્તરનો બનાવેલો દુનિયાના નકશાનો નમુનો તથા એક પારસી માસ્તરે બનાવેલું બાળકોને ગુજરાતી અક્ષરો સહેલાઇથી લખતા શીખવવા માટેનું એક કાગજ અત્રે હાજર છે. (મી. કરફાને એ નમુનાઓ સર્વેને દેખાડ્યા હતા.) બાળકોની તનદરૂસ્તીની જાળવણીની ગોઠવણ નિશાળના સરસામાનમાં થવાની ઘણી જરૂર છે. શીખતાં છોકરાંઓમાં ટુંકી નજરનું દરદ વધી પડવાથી ફર્યાદ હાલ સઘળી તરફથી સંભળાય છે. ચડતા વર્ગના આપણા વિદ્યાર્થીઓમાં સેંકડે પંદર વીસ જણમાં એ દરદ નજરે પડેછે. કાલેજોમાં તો તે એથી પણ વધારે હશે. જર્મનીમાં તે છેક સેંકડે સાઠ ટકા જેટલી હદ સુધી વધી ગએલું જોવામાં આવેછે. વિદ્યાર્થીઓની તનદરૂસ્તીને એવાં દરદોથી બચાવવા માટે તેમની બેઠકો વગેરેની ગોઠવણોમાં ઘટતો સુધારો થવો જોઇએ. એ નિયમ જાળવવાની મતલબથી બનાવેલા કેટલાક બાજઠો ટેબલો વગેરેના નમુના તમારા જોવામાં આવશે. અત્રે રાખેલી સંખ્યા બંધ ચીજોનું વર્ણન કરવું મુશ્કેલ છે, પણ તેઓને જાતે જોઇને તમો તે વિષે ખાત્રી કરશો. આ મેળાવડામાં કેળવણી સાથે સંબંધ ધરાવનાર સઘળા વર્ગના ગ્રહસ્થો હાજર થયા છે, તે જોઇને મને સંતોષ ઉપજે છે. તેઓને અત્રે ઘણું જોવાનું મળશે. છેવટે તમો નામદાર કામનાં રોકાણ વચે અત્રે હાજર થયા છો. તે માટે કેળવણીખાતા તરફથી તમારો ઉપકાર માનુંછું, અને આ સંગ્રહસ્થાન ખુલ્લું મેલવાની તમને અરજ કરૂંછું.

નામદાર ગવરનરે એક ટુંક ભાષણમાં જણાવ્યું કે, મને ખાત્રી હતી

કે, ઘણી જાણવાજોગ ચીજો મને અત્રે નજરે પડશે. તે પણ સર્વ મેં આજે અહીં જોઈ છે. તેટલી બધી જોવાની મેં વકી રાખી નહતી. મી. ચેટફીલ્ડની આ યોજના ઘણીજ પસંદ કરવા જોગ છે. કેળવણી, તેમાં અક્ષર કાંઠી-શરૂઆતની કેળવણીએ, ઇંગ્લાંડમાં નવાઈ સરખો વધારો કર્યો છે. ત્યાં આજે કેળવણી પાછળ, પ્રજા તર્ફથી પાંચ કરોડ અને સરકાર તરેફથી, લગભગ પોણાત્રણ કરોડ રૂપિયાનો ખરચ કરવામાં આવેછે. અલબત તેટલો ઉતાવળો વધારો આ દેશમાં હાલ તુરત થઈ શકે નહિ, અને તેવી વકી હું રાખતો પણ નથી. તોપણ સરકાર તર્ફથી એ કામ આગળ વધારવાને બનતી મહેનત કરવામાં આવેછે. હાલ કેળવણી પાછળ હું અને મારા જોડીયાઓ બનતું ધ્યાન આપીયે છઇએ, સ્થાનિક સ્વરાજ્યની નવી ગોઠવણ સાથ કેળવણીના વધારાના બાબમાં ઘણું કરવાનો અમારો વિચાર છે. એવા વખતમાં કેળવણીને લગતી અત્રે રજુ થએલા પદાર્થો ઘણા ઉપયોગી થઈ પડશે. તે જમા કરવાનું માન પ્રોફેસર કર્કહામને છે. એટલું જણાવી આ સંગ્રહસ્થાન ખુલ્લું મેલેલું જાહેર કરૂંછું.

સંગ્રહસ્થાનમાંના નમુનાઓની ગોઠવણ નીચે મુજબ છે:—

આ સંગ્રહસ્થાનને ત્રણ ઓરડામાં ગોઠવવામાં આવેલું છે. અને તેની ગોઠવણ પસંદ કરવા જોગ છે. આગલા મોટા દિવાનખાનામાં, ઇંગ્લાંડમાંના કેળવણીખાતામાં વપરાતી તરેહવાર જાતની લખવા વાંચવાની ટેબલો અને ખુરશીઓના નમુના છે. ખુરશીઓના નમુના એવી રચનાના છે કે લાંબો વખત સુધી તમો વગર અડચણે તે ઉપર બેસીને અથવા તમારી મરજીમાં આવે તો આળોટીને વાંચ્યા કરો. કેટલીએક ખુરશીની બનાવટની અંદર ટેબલ પણ દાખલ કરેલી છે, એટલે જો તમોને તરત ટેબલનું કામ પડ્યું તો તેમાંથી તે પણ તમો મેળવી શકો. ખુરશીઓના નમુના કરતાં સ્કુલમાં છોકરાઓને "કાપી" વગેરે લખવા માટે કેવી તરેહની ટેબલો અને બાંકો જોઇએ તેનો સારો સંગ્રહ નજરે પડે છે. ટેબલો અને બાંકોમાં પણ સારી તરેહની ગોઠવણો કીધેલી હોય છે. કેટલીક ટેબલ અને તે સાથેની બેઠકની રચના ઘણીજ પસંદ કરવા જોગ છે. બેઠક નીચે એવી ગોઠવણ કીધેલી હોય છે કે, તમો તેમાં તમારી ચોપડી પણ રાખી શકો કે જેથી ચોપડીઓ બાહેર

પડી રહી ખરાબ થાય નહિ. ટેબલમાં ખડીઆ કલમ અને રૂલર રાખવાની ગોઠવણ સંપૂર્ણ છે. ખડીઆઓનાં ઢાંકણ એવી સારી રીતે કરેલાં હોય છે કે, જેથી હવા અને ધૂળથી શાહી બગડતી નથી. કેટલીક ટેબલો એવી છે કે, તેને તમો જેટલી ઢાળાવવાળી કરવા માગો તેટલી થઈ શકે છે. સ્કુલમાં છોકરાઓ માટે વપરાતી ટેબલો ઉપરાંત (નાના છોકરાં એકલાં બેસીને લખી વાંચી શકે તેવી) માસ્તરોના વાપર માટેની ટેબલો પણ છે. આ ટેબલોની આજુબાજુ ચોપડીઓ મુકવા માટે ખાસ ફાલકાંઓ કીધેલાં છે જેથી ખુદ ટેબલ ઉપર તરત આપણને કામે લાગે તે ઉપરાંત બીજી ચોપડી મેલવાની જરૂર રેહેતી નથી. વળી બીજી ટેબલમાં એવી ગોઠવણ છે કે, જેટલે છેટે ચોપડી તમો રાખવા માગો તેટલે છેટે તે રહી શકે છે. વળી ચોપડીઓ મૂકવા માટે નાની સુંદર કબાટો પણછે. ચોપડીઓ મૂકવાને સારી રચનાવાળા ગોળ ફરતા ઘોડાઓ છે જેની ગોઠવણ એવી છે કે, જે બાજુ ઉપર મેલેલી ચોપડીની તમોને જરૂર પડે તે તમો બેઠાં બેઠાંજ ઘોડાને ફકત એક આંગળીથી પણ ફેરવી લઈ શકો. એક નાની કબાટમાં ખનીજ વનસ્પતિ અને પ્રાણી સંબંધી ૨૨૨ ચીજોનો સંગ્રહ દેખાડવામાં આવેલો છે. ટેબલો અને ખુરશીઓ પછી આપણું ધ્યાન તરેહવાર જાતના નકસા ઉપર દોડે છે. આ નકશાઓ કાંઈ સ્કુલમા સાધારણ રીતે વપરાતા ખંડોના અને દેશોના નથી પણ જુદીજ તરેહના છે.તે નકશાથી ભૂગોળ વિદ્યાના દરેક ભાગ, જેમકે મહાસાગર, નદી, સમુદ્ર, બેટ, દ્વિપકલ્પ એની સારી રીતે બાળકોને સમજ પડે છે. ચોપડીમાં પચાસવાર વાંચવાથી સમજ નહિ પડે પણ આ નકશા એક કે બેવાર બાળકને દેખાડ્યા હોય તો તેથી જરૂર તેના ખ્યાલમાં (પૃથ્વીના ભૂગોળવિદ્યાના) દરેક ભાગની સમજણ ઉતરી શકે. આ નકશા નીચે તે શાનો છે તેનું સર્વ ભાષામાં વર્ણન પણ આપેલું હોય છે. ભૂગોળ વિદ્યાના નકશા ઉપરાંત આખી દુનિયામાં વસ્તી જૂદી જૂદી જાતનાં માણસો, તેમના દેખાવ, ઉંચાઈ, અને પોહોશાક સાથના નકશા છે. કેટલાક નકશા તે ઉપરે નામ છાપ્યા વગરના સાદાજ છે. કે જેથી વિદ્યાર્થિઓજ જૂદી જૂદી જગાથી કેટલો વાકેફ છે તેની સારી રીતે પરીક્ષા થઈ શકે. હિંદુસ્તાનનો એક નકસો એવો છે કે, તે ઉપર પહાડી ભાગો નકશાની બીજી સપાટી કરતા બાહેર નીકળી આવેલા આબેહુબ દેખાડ્યા છે. એક નકશામા

આપણી પૃથ્વીનો પોપડો દેખાડેલો છે અને તેને જેમ જેમ ખોદતાં જઇએ તેમ તેમ તેમાંથી શું ધાતુઓ નીકળે છે તે સારી રીતે તેમાં દેખાડેલું છે. બીજા એક નકસામાં આખી દુનીયાના જૂદા જૂદા કટિબંધમાં નીપજતાં પ્રાણી તથા પક્ષીઓ દેખાડેલાં છે.

નકશા ઉપરાંત પૃથ્વીના ગોળાઓ પણ જણાય છે. જે ઘણા જૂજ છે, પણ તેમાં જાણવા જોગ એ છે કે, તેમાંનો એક ગોળો આપણ દેશી તર્કની બનાવટનો છે. આ ગોળો વિલાયતી ગોળાઓની આબેહુબ નકલછે. અને દેશીકારીગરી તરીકે વખાણને લાયક છે. તેના બનાવનાર મી. ગણેશ દાજી ગદરે છે. નકશાઓમાં પણ દેશી કારીગરીના મરાઠી નકશા છે. જે કારીગરીમાં વેલાતી કરતાં કોઈ રીતે ઉતરતાં નથી તે છતાં કીમતમાં ઘણા સસ્તા છે. તેનો બનાવનાર મી. જનાર્દન વાસુદેવ ગોડબોલે છે.

આ સંગ્રહસ્થાનમાં સઉથી અગત્યનો ભાગ "રીડીંગશીટ"અથવા બાળકોને જે ચીજ શીખવવાની હોય તેનું ચિત્ર અને તે સાથ તેની સમજ આપનાર નાનાં ટાંગવાના પાટીયાં છે. આવાં પાટીયાંથી ગમે એવી બુદ્ધિનું બાળક ગ્રહડપથી આપણે તેને જે ચીજ શીખવવા માગીયે તે શીખી શકે, અલબત આ પાટીયાં ઉપરનું લખાણ બધું અંગ્રેજીમાં છે એટલે આપણા દેશી બાળકોને તે શરૂઆતથી કામ લાગી શકે એમ નથી. પણ એવીજ જાતનાં પાટીયાં દેશી ભાષામાં તૈયાર કરાવ્યાં હોય તો તે ઘણાંજ ઉપયોગી થઈ પડે. આવાં પાટીયાં પ્રાણી, વનસ્પતિ, યાંત્રિક, ભૂશાસ્ત્ર વગેરે દરેક વિદ્યાને લગતાં છે. કેટલાંક પાટીયાં ઉપર તો તરેહવાર જાતનાં લાકડાં સફાઈદાર કકડામાં તેમજ કોલસો, ગંધક વગેરે ખનીજ પદાર્થો આબેહુબ સાથે રાખી દેખાડેલાં છે. કેટલાંક પાટીયાં ઉપર એવી સંપુરણ રીતે ચીજોનાં વર્ણન આપેલાં હોય છે કે, તેમાં તે ચીજ શરૂઆતમાં કેમ ઉત્પન થાયછે અને પાછલથી તેનું શું શું બનેછે તે બધું તેની બનાવટના નમુના સાથ દેખાડેલું છે. જેમકે તરેહવાર જાતના ધંધા જેવા કે સુથાર, લુહાર, કડીઆ તેના પણ નમુનાઓ ચીતરેલા છે. દાખલા તરીકે ઘઉંના ડુંડાં સાથની એક ડાંખળી છે. તેની પાસે એક બિસ્કેટ તથા કાગળ સેવ વગેરે જે ચીજો ઘઉંની બને છે તે કાગળપર મૂકેલી છે. એજ પ્રમાણે જનાવરના શરીરમાંથી

નીપજતી અને તેની તથા તેના મરણ પછી તેના શરીરના બાગોની જે જે ચીજો બને છે તે સર્વ પાઠોના મથાળા ઉપર આપેલી છે.

એ ઉપરાંત ઈનામ આપવાને લગતી ચોપડીઓનો પણ મારો સંગ્રહ આ સંગ્રહસ્થાનમાં છે. આ ચોપડીઓ દરેક વિદ્યાને લગતી અને સુંદર બાંધણીની છે. કે જે જે બાળકોને આપી હોય તો અંદરથી ઉઘાડી તેમનું મન વાંચવા ઉપર થયા વગર રહે નહિ. ઈનામની ચોપડીઓ ઉપરાંત ઇનામ આપવાના ચાંદો આવે છે તે પણ સંગ્રહસ્થાનમાં મૂકેલા છે. વળી છોકરાઓને હોંશીયારી માટે જે સર્ટિફિકેટો અપાય છે તેના નમુના છે જે એવા સારા અને જાડા કાગજ ઉપર હોયછે કે તેને આરસીમાં જડી ઓરડામાં ખુલ્લા રાખી શકાય.

ઉપર જણાવેલી ચીજો ઉપરાંત નિશાળને લાયકની બીજી પરચૂરણ તરેહવાર જણસો છે. સ્કૂલમાં હિસાબ વગેરે સમજાવવા માટે મોટાં પાટીયાં આવે છે તેના પણ કેટલાક નમુના છે. આ પાટીયાં તરેહવાર બનાવટનાં છે અને તે ઉપર લખવાનો ચાક એવી બનાવટનો છે કે, જેથી આપણા હાથ ખરડાતા નથી. વળી તરેહવાર જાતની સ્લેટો છે જેમાં કેટલીક વાળવાની છે. અને તે ઉપર લખેલું ભુશી નાખવા માટે સાંબરના કકડાઓ બનાવેલા છે જે પાણી વગર પોતાનું કામ કરી શકેછે. સ્કૂલમાં છોકરાઓ હાજરી તથા અભ્યાસની નોંધ રાખવા વગેરેની રીતની ચોપડીઓ પણ સંગ્રહસ્થાનમાં મૂકેલી છે, જે માસ્તરોને જોવા જોગ છે. છોકરાઓને અંકગણિત અને અપૂર્ણાંક શીખવવા માટે લખોટા વગેરેના સાધનોની રચના પણ ઘણી સારી છે.

ટૂંકામા આ સંગ્રહસ્થાનમા બાળકોને શીખવામાં સહેલાઈ મળે, અને તેથી અભ્યાસ પાઠળ તેમનો ભાવ વધે અને કંટાળો નહિ આવે એવી ઘણીજ ચીજો છે. બાળકો ઉપરાંત શિક્ષકોને પણ આ સંગ્રહસ્થાનમાંથી ઘણું મળવા જોગ છે.

—❧—

# पुस्तकोंकी पहोंच.

सिकंदरनामु एटले, महान् सिकंदरबादशाहनु चरित्र.

ભાઈ ચુનીલાલ બાપુજી મોદીએ આ ચોપડી તૈયાર કરી ગુજરાતી ભાષાના ઐતિહાસિક ગ્રંથોમાં અગત્યનો વધારો કર્યો છે. હજી આપણી ભાષામાં ઇતિહાસના પુસ્તકો થોડાં—નહિજ જેવાંછે, અને તેમાં પણ મોટા માણસને વાંચવાનું મન થાય એવાં તો ભાગ્યેજ એક બે હશે. આપણામાં ખાનગી વાંચનારા તો મૂળેજ થોડા, અને તે થોડામાં પણ ઇતિહાસનો શોખી તો ઉપલા કારણથી એકે માલમ પડતો નથી. તેઓ 'નાટક,' વાર્તા કે કવિતા વાંચીજ પોતાનો કાળ કાઢેછે. અમે કવિતાદિક વિષયોની બારે હિમાયત કરનારા છઇએ તોપણ એતો કબુલજ કરવું જોઇએ કે તેથી કાંઈ બુદ્ધિનું પરિપક્વપણું હાંસલ થતું નથી. બુદ્ધિની પરિપક્વતા તો ઇતિહાસ, ભૂગોળ, પદાર્થવિજ્ઞાન, ન્યાય, અધ્યાત્મ, વગેરે સઘન વિષયોના અભ્યાસથીજ પ્રાપ્ત થાયછે. બલ્કે આપણા લોકમાં સુધારાનો જે હાલોજ ઢમઢમાટ હલ ઘણીવાર દીઠામાં આવેછે, તેનું કારણ એ છે કે કવિતાદિક વિષયોથી તરૂણ વર્ગના મન ઉત્સાહી થઈ રહ્યાં હોયછે, પણ સઘન વિષયોના અભ્યાસની ખામીને લીધે તેઓની બુદ્ધિ પરિપક્વ થએલી હોતી નથી અને તેથીજ તેઓ પવનની લહેરપર દોડ્યા જઈ થોડીવારમાં પાછા ધબ હેઠે પડે છે. ઇતિહાસના સારા અભ્યાસવિના રાજ્યપ્રકરણી બુદ્ધિ કે જેની હાલ આપણને ખાસ જરૂરછે, તે તો કેળવાતી નથીજ. આવાં અનેક કારણોને લીધે અમે ઇતિહાસનાં મોટાં, રસિક, ને સુબોધકારી પુસ્તકો આપણી ભાષામાં જોવાને સદા સર્વથા આતુરજ રહીએ છીએ.

અમે જાણીએ છઇએ કે હાલને હાલજ ગિબન, હ્યુમ, કે મેકલી જેવા સમર્થ ઇતિહાસો કાંઇ આપણી ભાષામાં લખાઈ જવાના નથી, અને લખાય તો તેનાં પોશીંદા પણ હાલ આપણા દેશમાં મળે એમ નથી. ખરે ઐતિહાસિક પુસ્તકોનો શોક હજી દેશમાં ઉત્પન્ન થવાનો છે. એ ઉત્પન્ન કરવાને માટે પ્રથમ જરૂરનું એ છે કે મહાન નરોનાં જન્મચરિત્ર લખાવાં જોઇએ, કેમકે તે ખૂદ ઇતિહાસ જેટલાં ગંભીર હોતાં નથી, અને જો સારી રીતે લખાએલાં હોય, તો વાંચનારને વાર્તાના પુસ્તક જેવીજ મઝા

પણ આપેછે. આપણી ભાષામાં અત્યાર સુધી ઐતિહાસિક જન્મચરિત્રો છપાયા છે તે બધામાં ભાઈ ચુનીલાલનું આ સિકંદરનામું સર્વોપરી છે, અને તે કારણથીજ એની પહોંચ આપતાં અમે આટલું વિવેચન કર્યુંછે. એની ભાષા શુદ્ધ, સરળ, ને આના વિષયમાં જોઇએ તેવી છે. સિકંદરબાદશાહ જે બત્રીશ વર્ષનીજ ઉમરમાં તો ચોખૂંટ પૃથ્વીપર એવો ડંકા કરીને ચાલ્યો ગયો કે "નભૂતો ન ભવિષ્યતિ," અને જેનું નામ છેક આપણા દેશ પર્યંત પણ સુનામવાચક થઈ પડ્યું છે, તે સિકંદરબાદશાહનું જન્મ ચરિત્ર જાતેજ મહારસિક હોય એમાં કાંઈ આશ્ચર્ય નથી, અને તે પ્રમાણે ચીતરવામાં પણ આ લખનારે સારી હોંસ બતાવી છે. વચમાં વચમાં નીતિબોધ પણ સારો કર્યો છે, અને તે એવી રીતે કે કથારસમાં ભંગાણ પડે નહિ. તેથી આ પુસ્તક જો કે કેવળ નિર્દોષ નથી, તોપણ તે વાચવાની અમે સર્વને ખસુસ ભલામણ કરીએ છીએ, અને અમને ખાત્રી છે કે આ સિકંદરનામું જે વાચશે તેને ઉપયોગી જ્ઞાન તથા સુબોધની સાથે સારી મઝા પડ્યા વિના રહેવાની નથી. એ ચોપડીના પૃષ્ઠ મોટા કદના આશરે ૧૩૮ છે, અને તેમાં નકશા જે ઇતિહાસની આરસી છે તે પણ ગ્રંથકારે મૂક્યા છે. એની કિંમત માત્ર ૨ા રૂપિયોજ રાખી છે.

કાવ્યકૌસ્તુભ પ્રથમ ભાગ — આ પુસ્તકની એક પ્રત એને છપાવી પ્રસિદ્ધ કરનાર લીંબડીવાળા પુરુષોત્તમ કહાનજી ગાંધીની તરફથી મળી તે સ્નેહ પૂર્વક સ્વીકારીએ છઇએ. આપણામાં ગ્રંથપ્રકાશક, એટલે, પુસ્તકો ગ્રંથકારની પાસેથી લઇને છપાવનારનો ધંધો દાખલ થવાની ઘણી જરૂર છે, અને તેમાં ભાઈ પુરુષોત્તમે આ પહેલ કાઢી તે જોઇ અમે રાજી થયા છઇએ. અમે ઇછીએ છઇએ કે એને એ ધંધામાં ફતેહ મળો. પ્રથમ પ્રયોગ દાખલ જે પુસ્તક બહાર પડ્યું છે તે લોકપ્રિય થઈ પડી એ ગ્રંથ પ્રકાશકને સારો લાભ કરી આપવાનો સંભવ ધરાવેછે. કાવ્યકૌસ્તુભ એ કવિ દલપતરામ ડાહ્યાભાઇના એક અનુભવી શિષ્ય ભુતાખીરામ ચકુભાઇની કૃતિ છે, અને એમાં ચાતુર્ય શૈલી બહુધા દલપતરામના જેવી જોવામાં આવેછે. એ શૈલી તથા આ અમુક ગ્રંથનું વિવેચન અવકાશ ઉપર રાખી હાલ એ ટલુંજ કહીએ છીએ કે કવિ દલપતરામ સર્ટિફિકેટ આપે છે તેમ એમના [illegible] ભાઈ ભુતાખીરામ [illegible] જણાય છે, અને જે લોક એ

કવીશ્વરની વાણીથી રાજી રાજી થઈ જાયછે, તેને એટલો નહિ તોપણ લગભગ એટલોજ આ કાવ્યકૌસ્તુભ વાંચ્યાંથી આનંદ થશે એમ અમને લાગે છે. એનાં બારપેજી પૃષ્ટ આશરે ૨૦૦, ને કિંમત રૂપિયો માત્ર એક છે.

સંસ્કૃત પાઠાવલિ એ નામનું માસિક ચોપાનીઉં ગયા જાનેવારી માસથી મુંબાઈના નિર્ણયસાગર પ્રેસના માનેજરે પ્રસિદ્ધ કરવા માંડ્યું છે તેનો પહેલો અંક અમને પહોંચ્યો છે. એ અંક જોતાં તો એનો ઉદ્દેશ સ્તુત્ય તથા ઉત્તેજન યોગ્ય જણાય છે. યુરોપ જ્યાંની પાઠશાળાઓમાં ગ્રીકલાટિન શીખવાય છે, ત્યાં તે ભાષાના વિદ્યાર્થીઓનો અભ્યાસ સરળ કરવાને અર્થે કેવા કેવા સાધનો વિદ્વાનો તર્ફથી યોજવામાં આવેલાં છે અને દરરોજ આવતાં જાયછે, એનો જ્યારે વિચાર કરીએ છઈએ ત્યારે આપણને આશ્ચર્ય લાગેછે કે એવા એકપણ સાધનવિના આપણા દેશમાં કોઈપણ સારો સંસ્કૃતી શી રીતે થઈ શકેછે. ભંડારકરની બે ચોપડીઓ થઈ તે પહેલાં સંસ્કૃત ભણનારને ખપ લાગે એવું એક પણ સાધન આપણા દેશમાં નહોતું. સંસ્કૃત ભાષામાં એવાતો મુગ્ધબોધક ગ્રંથો અનેક છે ખરા, પણ સંસ્કૃત હાલ આપણી જન્મ ભાષા ન હોવાથી તે સઘળા નકામા થઈ પડ્યા છે. મૃતક ભાષાને માટે જરૂરનું એછે કે તે ભાષાના વ્યાકરણાદિ પુસ્તકો વિદ્યાર્થીનીજ ભાષામાં હોવા જોઇએ. આ કામ આપણા શાસ્ત્રીઓનું છે, પણ તેઓ તો આંખ મીંચી જે ચાલ પોતે ચાલ્યા તે ચાલેજ પોતાના શિષ્યોને ચલાવ્યા જાયછે, અને હાલને સમે અભ્યાસના વધારે ઉપયોગી વિષયો બીજા આવી પડવાથી, તેમને વસમે ચાલે ચડવાનું નવા જમાનો ના પાડેછે, ત્યારે એ શાસ્ત્રીઓ બિચારા કળિજુગને નામે પિટ્ટાળ પાડેછે, પણ વિચારતા નથી કે પ્રાકૃતદ્વારાએ સંસ્કૃત શીખવવાનુંજ રાખ્યું હોય તો થોડા વખતમાં ઘણું કામ થાય. આમ ન થવાથી સંસ્કૃત અભ્યાસ બિલકુલ પડી ભાગવાની તૈયારીમાં હતો.

પરંતુ હાઈસ્કૂલોમાં સંસ્કૃત દાખલ થયું, અને તેની સાથેજ આ ખામી નવા જમાનાની નજરે પડી, તે દૂર કરવા ભંડારકરવાળાં બે પુસ્તકો રચાયાં. પણ હજી એવાં ઘણાં સાધનોની જરૂર છે. આ સંસ્કૃત પાઠાવળિ એ એક એવી જાતનો પ્રયત્ન છે. દરેક અંકમાં ચાર ભાગ પાડવા ધાર્યાછે. પહેલા ભાગમાં ઈંગ્રેજી ચોથા પાંચમા ધોરણવાળાથી થઇ શકે એવાં સં-

સ્કૃત વાક્યો તર્જુમાને માટે આપવામાં આવે છે. ભંડારકરની ચોપડીઓમાં આવી ગયા હોય એવાજ શબ્દો બહુધા એમાં વાપરે છે, અને કદાપિ કોઈ નવો બોલ આવે છે, તો તેની નીચે તેનો અર્થ લખી બતાવે છે. બીજો ભાગ ૬ઠ્ઠા તથા ૭મા ધોરણવાળાને સારૂ છે. એમાં સંસ્કૃત ભાષાના ૨૮ શબ્દો તથા શબ્દાવળીની ટીપ ઈંગ્રેજી સમજુતીની સાથે આપવામાં આવે છે. ત્રીજો ભાગ માટ્રિક્યુલેશનમાં જનારાને માટે છે. એમાં પ્રસિદ્ધ કાવ્ય નાટક કથાઓનો સાર, ઈંગ્રેજીમાં લેખની વાર્તાઓ છે, તેની ઉપર સરળ સંસ્કૃતમાં કહી બતાવે છે. ચોથા ભાગમા સંસ્કૃત ગ્રંથોમાંના ચૂંટી કાઢેલા ઉતારા પુષ્કળ ટિપ્પણની સાથે આપે છે.

- એ જોતાં આ ચોપાનિયું ચોથા ધોરણથી માંડીને છેક કાલેજમાં ભણનારા શીખાઉને ઉપયોગી થઈ કરવા ધાર્યું છે. એ રૂપમાં ઘણોક સુધારો થઈ શકે એવું છે, પણ પ્હેલા પ્રયત્ન દાખલ જે થયુંછે તે સારૂજ થયુંછે. પ્રાકૃત દ્વારેજ સમજુતી આપવાનું હોય, તો વધારે સારૂં ખરૂં, પણ દેશ કાળ જોતાં એમ લાગેછે કે હાલતો તે ઈંગ્રેજીની મારફતે આપવા ધારી છે, તેજ ઠીક છે. એનું કદ સોળપેજી એક ફર્માનું તથા કિંમત ટપાલ ખર્ચ સાથે વર્ષની રૂ ૧-૨-૦ છે.

હુન્નરરત્નાકર.—આ પુસ્તક એવુંજ અથવા એથી પણ વધારે ઉપયોગી છે.—એનો જે ઉપયોગ કરનાર હોય તેને. નામ પ્રમાણે એ હુન્નરનો રત્નાકરજ છે. એમાં નાના પ્રકારની દરરોજ આપણા ઉપયોગીમાં આવતી સેંકડો ચીજ બનાવવાની રીતો સોનગઢ ડિસ્પેન્સરીના દાક્તર આપાજી ગોવિંદરાવ કાળેએ વિસ્તારથી સંગ્રહ કરી છે. એ બધી ચીજોનાં નામ ગણાવતાં પાર આવે તેમ નથી, પણ અમે એટલુંજ કહીએ છીએ કે એમાંની એક ચીજજ બનાવતાં શીખીને કોઈ માણસ બરાબર બહાર પાડે, તો તે દેશમાં એક મોટો ધંધો ઉભો કરી શકે. દેશીકારીગરીના સંબંધમાં અમે તો અસલથી એમજ કહેતા આવીએ છીએ કે પ્રથમ આવા અને એથી પણ વધારે વિસ્તીર્ણ પુસ્તકો દેશમાં પ્રગટ થવાં જોઈએ. અમે આશા રાખીએ છીએ કે દેશી કારીગરીની દાઝ જાણનારો દરેક ગૃહસ્થ આ પુસ્તકની એકેકી નકલ ખરીદ કરી તેને ઘટતું ઉત્તેજન આપશે, અને તેમાંના કોઈ કોઈ એના પ્રયોગો કરી જોઈ પોતાથી જે બની શકે તે કારીગરી દેશમાં નવી દાખલ

કરવાને પણ પ્રયત્ન કરશે. દેશીકારીગરોને ઉત્તેજન આપો એમજ હમેશાં બાયણુ કર્યા કરવું તેના કરતાં આવી રીત પોતેજ મેહેનત લઈ કાંઈ કામને ચાલતું કરવું એ દેશીકારીગરોને વધારે ઉત્તેજન દાયક છે. આ ચોપડી બારપેજી ૨૨૯ પૃષ્ટની ને પાકાં પુંઠાની સુંદર રીતે છપાએલી છે, અને એની કીંમત રૂ. ૧—૧૪—૦ રાખેલી તે પણ આ પુસ્તકનું કદ તથા અગત્ય જોતાં કાંઈ વધારે નથી.

અમદાવાદ પ્રાર્થનાસમાજનો બારમો વાર્ષિક વૃત્તાંત. સને ૧૮૮૩. એની એક નકલ આવી તે માન સાથે સ્વીકારીએ છીએ. એ રીપોર્ટ જોતાં માલમ પડેછે કે હાલ એ સમાજમાં દર આડવાડીએ ધર્મબોધ કરવાનું કામ અમુક ગૃહસ્થોએ પોતાનાજ હાથમાં રાખ્યું છે. એક રીતે એક ઠીક કર્યું છે! કેમકે જે હજી બોધ લેવાનેજ યોગ્ય, તે પણ બધા બોધ આપવા ઉભા થાય એ કાંઈ સારૂં દેખાય નહિ. પત્રક ઉપરથી જણાય છે કે એ સમાજના મેંબરો વરસ આખર ૧૧૪ તથા લવાજમની ઉપજ રૂ. ૩૨૮ હતી, એવાજ સમાજો એડા, વડોદરા, પેટલાદ, ભરૂચ, સુરત, ધંધુકા, વીરમગામ, તથા ખડાળ ગામમાં છે.

સ્ત્રીનીતિબોધક.—બનાવી પ્રસિદ્ધ કરનાર મેહેતા રાયચંદ વિ. રેવજી. એમાં પચ્ચાશેક ગરબીઓ છે. ભાષા તથા પદરચના ઠીક.વિચાર સામાન્ય. પૃષ્ટ સોળપેજી ૫૦ ને કિંમત આના ચાર.

શ્રીમાળી સાર્થક સૂચના. અંક ૨ લો.—એમાં શ્રીમાળી બ્રાહ્મણોને તેના જ્ઞાતિભાઈ કોઈ રેવાશંકર નરોતમ ત્રવાડીએ વિદ્યા બણવાનો બોધ તથા તે અર્થે એક ફંડ ઉભું કરવાની ભલામણ કરી છે. આ પતાકડાના પૃષ્ટ સોળપેજી આઠ અને કિંમત લખી નથી. એની એક નકલ ધોળકાના ત્રવાડી પીતાંબર જેઠા તર્ફથી અમને મળીછે. સ્વજ્ઞાતિને સુધારવાના હેતુથી હાલ બાયણુ લખાણ કરવાની રીત પ્રસાર પામવા લાગી છે, તેને અમ કેટલીક રીતે પસંદ કરીએ છીએ. પણ એ હેતુ પાર પડવાને માટે જરૂરનું એછે કે એવી સભાઓમાં નાતના મોટેરા હોંસથી ભાગલે એમ કરવું જોઇએ.

તુરંગમાળા અંક ૧ લો. સે. ૫. પ્રકટ કરનાર અમદાવાદ સ્વદેશ હિતેચ્છુ સભા. જેમ નામના તુરંગ શબ્દમાં તેમજ કોઈ કોઈ બીજે સ્થળે પણ

પંડિત શામજી કૃષ્ણવર્માની સાથે તેની સ્ત્રી વિલાત ગઈછે. એ બાઈ મુંબાઇના દલાલ મિ. છબીલદાસ લલ્લુભાઇની દીકરી થાયછે.

હુનર શિખવાને વિલાત ગએલા જુવાનો—મિ. પીટીટના જમાઇ મિ. પીરોજશા બમનજી તથા આબરને ફાઉંડરીવાળા મિ. સોરાબજી શાપુરજીના દીકરા વિલાતમાં સાંચા કામ શીખવાને સારૂ ગયા છે.

ગુજરાતમાં નવી રેલવે લાઇન—ભરૂચથી જંબુસર સુધી એક નાની રેલવે બાંધવાની યોજના છોડી દેવામાં આવી છે. સબબ કે તે લાઇન ફાયદાકારક નીવડશે એવી હિંદી સરકારને ખાત્રી મળી નથી. પણ સુરતથી બારો સુધી એક લાઇન બાંધવાનો વિચાર નકી થયોછે, જેની સરવાઈ પણ સંપૂર્ણ થઈ ચુકી છે. વળી ગોધરા તથા રતલામની લાઇન માટે સરેવઇનું કામ જારી છે, એવું મુંબાઇ સરકાર પોતાના રીપોર્ટમાં જણાવેછે.

એક બાજુ દેશીની કાઉનસીલમાં નીમણુક—નામદાર લારડ રીપનની ઉદાર રાજનીતિએ રાવસાહેબ વિશ્વનાથ નારાયણ મંડળીકની નીમણોક કરવા પછી તેમની મુંબાઇના નામદાર ગવર્નરની કાઉનશીલમાં ખાલી પડેલી જગાપર મુંબાઇના વતની મી. કાશીનાથ ત્ર્યંબક તેલંગની નીમણોક થઇછે. આ બંને ગૃહસ્થોને માટે હીંદુ કોમનેજ નહિ પણ આખી દેશી કોમને મુબારક બાદી ઘટેછે.

પંડિત ભગવાનલાલ ઇંદ્રજી દાકતર.—ગ્રેટબ્રીટનની એશિયાટિક સોસાઇટીની એક છેલી સભામાં આ પંડિતને તેના આનરરી મેંબર પસંદ કરવામાં આવ્યા છે. પુર્વ તર્કની ભાષા અને લેખો વિગેરેની આ પંડીતની શોધ ખોળને લકી લીડનની યુનીવરસીટીએ "ડોકટર આવ ફાઇલાસફી"ની પદવી આપી છે.

વાઇસરાયનો એક દેશી પરોણો.—જણાવવાને ખુશી ઉપજે છે કે પંડીત શ્યામજી કીશનાવરમા ગયા અઠવાડીયામાં નામદાર વાઇસરાય લાડ રીપનની પરોણાગતનું માન ભોગવીને મુંબાઈ પાછા ફર્યા છે. આક્ષફર્ડવાળા પ્રોફેસર મોનીયર વિલીયમસની સાથે આ જુવાન પંડીતને પણ લારડ રીપને પોતાના મેમાન દાખલ કલકત્તાના ગવરમેંટ હાઉસમાં ૭ દાહડાસુધી ઉતારો આપ્યો હતો, અમારા આ જુવાન મિત્રને ઇંગ્લાંડમાં નામદાર મી.

શંકર લક્ષ્મીદાસને ઘેર પુત્ર પ્રસવ્યાથી રૂ૪) ની મીઠાઈ શેઠ ટોકરશી નથુભાઈને ઘેર પુત્ર પ્રસવ્યાથી રૂ૪) પતાસાં વકીલ સુંદરજીએ પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ૩) મીઠાઈ વહેંચી આસંબીઆ. ગૂ. જાડેજા વિજ્યરાજજી વગેરે ભાયાતોએ મળીને રૂ૫) સાકર વહેંચી મુદ્રામુનસીપાલ સેક્રેટરી. રા. ત્રીકમજી નેણજીને ઘેર પુત્રનો જન્મ થવાથી રૂ૫) ની મીઠાઈ વહેંચી જાડેજા દાનસંગજીને ઘેર પુત્રનો જન્મ થવાથી કોરી રૂ૫) ની મીઠાઈ વહેંચી ગોરજી રતનસી નાનચંદના છોકરાને નિશાળે બેસાડી રૂ૫) તથા ઠા. મોરારજી ત્રીકમદાસે પોતાના છોકરાને નિશાળે બેસાડી રૂ૨–૮–૦ ઇનામ વહેંચ્યું—આડેસર. અત્રેના ઠાકરશ્રી બાવાજી તથા કારબારી વગેરે રૂ૦–૧૨–૦ મીઠાઈ વહેંચી—પત્રી. ગાંધી ઠાકરશી હરખચંદ રૂ૦। જામ વહેંચ્યાં. સા. ગાંગજી ભવાનજીને ઘેર પુત્રનો જન્મ થવાથી રૂ૦–૬–૦ પતાસાં વહેંચ્યાં ગાંધી રામજી હરખચંદ રૂ૦॥ સાકર શા. ગાંગજી ભવાનજીને ઘેર પુત્ર જન્મ્યાથી શા. ધારશી ભવાનજીએ રૂ૦॥ મીઠાઈ વહેંચી ગાંધી ઠાકરશી હરખચંદ તથા કુંવરશી લાધાએ રૂ૦। મુદ્રાના મહેતા રામજી લાલચંદ રૂ૦–૧૧–૦ મીઠાઈ જાડેજા રેવાજી જેમંગજીએ પોતાના કુંવરને નિશાળે બેસાડીને રૂ૧। મીઠાઈ વહેંચી માંડવીના શા. દેવશી ધરમશીએ રૂ૦॥ મીઠાઈ વહેંચી ગ્રાસાવાડ પ્રાંતના શેઠ ઉમરશી વીરપાલે રૂ૦॥ મીઠાઈ વહેંચી માનીટર કલ્યાણજી નરસીએ રૂ૦॥ સાકર શા. માણજી ગોપાળજીએ રૂ૦॥ સાકર વહેંચી શા. માલશી પુંજાએ રૂ૦। સાકર વેંચી—દેમલપર. શા. પદમશી ઘેલાએ પોતાના ભત્રીજાને નિશાળે બેસાડી રૂ૧। મીઠાઈ વહેંચી મહેતાજી પુરશોતમે પોતાના ભત્રીજાને નિશાળે બેસાડીને રૂ૧) મીઠાઈ. તથા મહેતાજીને રૂ૨) પાઘડી. શેઠ. ચાંપશી બારાએ પોતાના દીકરાને લગ્ન સંબંધથી મહેતાજીને પાઘડી આપી. જાની મુળશંકર હરદેવે રૂ૧–૬–૦. મીઠાઈ. કોઠારી વીસજી રામદાસે ખળાં ભરવા આવ્યા ત્યારે ઉઘરાણું કરી રૂ૪॥ ઇનામ વહેંચ્યું. શા. પદમશી ઘેલાએ પોતાના ભત્રીજાને નિશાળે બેસાડી રૂ૦–૫–૦ દ્રાક્ષ વહેંચી. ઠા. હરીરામ નથુએ રૂ૨) મીઠાઈ. સુથાર મેઘજી ભાણજી રૂ૦॥ તથા હરી જેતાએ રૂ૦। તથા મેતા વાલજી પ્રેમજી રૂ૦। ખારેક.

# જાહેર ખબર.

હમણાંજ છપાઇને બ્હાર પડ્યું છે.

## કાદમ્બરી,

નું

### ગુજરાતી ભાષાન્તર.

પૂર્વેથી થયેલા બ્હારના ગ્રાહકો પાસેથી દર નકલના ટપાલ ખર્ચ સુદ્ધાં રૂ. ૨—૫—૦ લેખે નાણાં, નીચે સહી કરનારને પહોંચેથી સત્વર એ ગ્રંથ તેમને મોકલવામાં આવશે. હવેથી થનાર ગ્રાહકને ટપાલ ખર્ચ સુધાં દર નકલના રૂ. ૨—૧૩—૦ પડશે. "પોસ્ટલ સ્ટામ્પ્સ" મોકલનારાઓએ દર રૂપૈયે અર્ધા આનાના સ્ટામ્પ્સ વધારે મોકલવા. આ ગ્રંથ નીચેને ઠેકાણેથી રોકડી કીમતે મળશેઃ—

મુંબઈઃ—રા. સા. મણિલાલ નથુભાઈ બી. એ. ઠે. નં૦ ૧૧૧ કાંદાવાડીની ગલીમાં.

ભાવનગર.—રા. રા. પ્રભાશંકર જટાશંકર, બારેવાણીની શેરીમાં.

રાજકોટઃ—રા. હરિલાલ વલ્લભરામ ઠે. ગુજરાત શાળાપત્રની આફીસમાંથી. (ખાનગી.)

અમદાવાદ તથા નડિયાદઃ—ભાષાન્તર કર્તા પાસેથી.

લી. છગનલાલ હરિલાલ પંડ્યા,

ઠે. અમદાવાદ હાઈસ્કૂલ.






પુસ્તક ૨૩ મું. મે. સન ૧૮૮૪. અંક ૫ મો.

# इंग्रेजलोकनो संक्षिप्त इतिहास.

## પ્રકરણ ૨૫મું. સૈન્યસત્તાકરાજ્ય. ઇ, સ. ૧૬૪૯ થી ૧૬૬૦ સુધી.

જગતનો ફિટકાર ચોતરફથી આ રાજહત્યારા લોકપર વરસી રહ્યો હતો. આ અઘોર કૃત્યની ખબર સાંભળતાં આખા યુરોપખંડને ચોતરીજ ચઢી, ને સઘળે ઠેકાણે ફિટફિટ થઈ રહ્યું. પ્રોટેસ્ટંટ રાજ્યો તો કાથોલિક કરતાં પણ એ કામનો ફિટકાર વધારે બતાવવા લાગ્યાં—જાણે બીહીતા હોય કે રખેને આપણે પણ ઇંગ્લાંડ જેવા વિપરીતવિચારી ગણાઈ જઈશું. સઘળાં પરદેશી રાજ્યોએ તિરસ્કારથી ઇંગ્લાંડના એલચીઓને કાઢી મુક્યા એ તો આપણે પાછળજ કહી ગયા છઇએ.

જો દૂર યુરોપમાં આટલો હાહાકાર થઈ ગયો, તો ખુદ ઇંગ્રેજોના મન કેવાં ઉથલએ થઈ ગયાં હશે તે કહેવાની જરૂર નથી. આખો દેશ આંખ ફાડીને જોઇજ રહ્યો, અને શું પ્રલયકાળ પાસે આવ્યો છે. એમ બધાને ભાસ્યું. એક એ પ્રજાસત્તાકવાદી નિરંકુશીઓ શિવાય બધા લોક "ગજબ ગજબ" કહીને રાત દહાડો નિસાસાપર નિસાસા નાંખવા લાગ્યા. આ પ્રજાસત્તાકીઓ બધાની આંખે હેત કરતાં પણ દુષ્ટને બીહામણાં દેખાતા.

આ સર્વવ્યાપી મનોભાવ જે મંડળ રાજ કારભાર ચલાવવાને નીમ્યું હતું તેમાં પણ જણાયો. પહેલીજ બેઠકે તેમણે એવા સોગંદ લેવાની તો ના કહી કે અમને આ 'પ્રજાસત્તાક' રાજ્ય તથા રાજવધ કબુલ છે.

ન્યાયાધીશોમાંથી અર્ધાઅર્ધ રાજીનામું આપી ચાલ્યા ગયા. અને આ પ્રજાસત્તાક રાજ્યને વફાદાર રહીશું એવી જ્યારે કબુલાત લેવા માંડી, ત્યારે હજારો સરકારી નોકરે તથા પાદ્રીએ ચોખ્ખી ના પાડી. લોકવિચાર એટલો વિરૂદ્ધ હતો કે લંડનને શહેરમાં છેક બે મહીના સુધી પ્રજાસત્તાક રાજ્યનું જાહેરનામું કાઢવા પાર્લામેંટની જરા પણ હિમત ચાલી નહિ.

આવા દુનિયાના ફિટકારની વચ્ચમાં પેંચી થવાએવી ખવાએલી પાર્લામેંટ કેવી રીતે પોતાનું કામ ચલાવી શકેછે તે હવે આપણે જોઈએ.

ઠુંઠી પાર્લામેંટ. કર્નલ પ્રાઇડના જુલામ પછી પાર્લામેંટમાં આશરે બેસો એકજ માણસ રહ્યા હશે, અને તેમાં હાજર તો ભાગ્યે પચાશ પણ થતા. એ ખરી પાર્લામેંટનું માત્ર ઠુંઠુંજ હતું, અને તેથી લોકો એને તિરસ્કારમાં ઠુંઠી પાર્લામેંટ કરીને કહેતા. એમ ઠુંઠાથી દેશનું રાજ્ય ચલાવવું, એવો વિચાર આ સેનાનો મૂળથીજ નહોતો. મૂળથીજ એને રહેવા દીધું, ત્યારે એના શરત કરી હતી કે માત્ર બીજી રાતસરની પાર્લામેંટ બોલાવવાનો બંદોબસ્ત કરી તમારે તમારી મેળે તાકીદથી ચાલ્યા જવું.

પણ માણસના હાથમાં અધિકાર એકવાર આવ્યા પછી, તેને તે છોડવો ગમતો નથી. તેથી પોતે વિસર્જન થવાની વાત તેમણે ટોલે ચડાવવા માંડી. આ જોઈ લશ્કરમાંના પેલા સમરછેદકોએ પાછા અધીરા થઈ બંડ ઉઠાવ્યું. (૨૭ મી માર્ચ ૧૬૪૯). ક્રામ્વેલે આ બંડને તાકીદથી બેસાડી દઈ લશ્કરને ભરોસો આપ્યો કે પાર્લામેંટ વિસર્જન થવાનાજ વિચારમાં છે, કેમકે હજી એને ખબર નહોતી કે એ ઠુંઠું તો રાજ્યસત્તા પોતેજ પચાવી પડવાની તજવીજમાં છે. એવામાં આયર્લાંડે બંડ ઉઠાવવાથી એને ત્યાં જવું પડ્યું, અને ત્યાથી પરવાર્યો ત્યારે કેટલાક વખત સુધી એ સ્કાટલાંડમાં રોકાયો.

આડી વર્ષે આવીને જોયછે, તો એ આડબરેલી પાર્લામેંટ હજી પણ પોતાને વિસર્જન થવાના બિલ ઉપર માંહોમાંહે તકરારો કરી વખતજ ગાળ્યા કરેછે. આ વખતે તો એમાંના કેટલાક, એટલે સુધી ચડી ગયા હતા, કે તે ખુલ્લુ બોલતા કે અમે કાંઈ વિસર્જન થવાના નથી. ક્રામ્વેલ જાતે જઈ બહુ મથ્યો ત્યારે માત્ર બે મતનાજ વધારાથી એ પાર્લામેંટને

વિસર્જન થવાનો ઠરાવ પસાર થઈ શક્યો, અને તે પણ બીજા ત્રણ વર્ષ સુધી એ રહે એવી એક કલમ તેમાં વધારી સારેજ (અક્ટોબર ૧૬૫૧.)

આ ત્રણ વર્ષની મહેતલ આ ઠુંઠી પાર્લામેંટે લશ્કરની સત્તા તોડી નાંખવાના હેતુથીજ રાખી હોય એમ જણાય છે. તેમણે હોલાંડ સાથે એવું ધારીનેજ ટંટો વેહોરી લીધો, કે જો એ નિમિત્તે આપણું હસ્તક નૌકાસૈન ઉભું થાય, તો પછી આ નિરંકુશસેનાને કાઢી મૂકતાં થોડી દહેશત રહે. લશ્કર ઓછું કરવાનો ઠરાવ તો એણે કર્યો પણ ખરો. આ વાત પણ ક્રામ્વેલે કબુલ રાખી, પરંતુ એવી સરતે કે નવી પાર્લામેંટ બોલાવવાનું ધોરણ મુકરર કરી એ ઠુંઠે તો વિસર્જન થવુંજ. આ ધોરણ મુકરર કરવામાં આ લોભી પાર્લામેંટે એવી કલમ નાંખી કે હાલનાં જે અમો સભાસદો છઇયેં તે તો કાયમજ રહીયે, અને વળી નવા સભાસદોની ચૂંટણી બરાબર છે કે નહિ તેનો ફડચો પણ અમારેજ હાથ રહે. લશ્કરના અમલદારો જે લગભગ ત્રણ વર્ષ થયાં ચૂપજ બેઠા હતાં, તેમણે આ સમે ઉભા થઈ આ કલમોની સામા મજબુત વાંધો ઉઠાવ્યો. પણ તેમને ન ગણકારી પોતાનો ધારેલોજ ઠરાવ પાર્લામેંટ પસાર કરી નાખવા તૈયાર થઈ. આ સાંભળી ક્રામ્વેલને ગુસ્સો ચડ્યો. એક ટુકડીને સાથે લઈ તે ત્યાં ગયો, અને અંદર જઈ થોડા વખત સુધી બેઠાબેઠા બધો તમાસો જોયો. "આ બિલ પસાર થાય!" એવો છેવટનો સવાલ જ્યારે પૂછાયો, ત્યારે એણે સિંહનીપેઠે ગર્જના કરી બધાને ખૂબ ઝાપટી નાંખ્યા, અને પછી એ ઠુંઠી પાર્લામેંટને કાઢી મૂકી બારણે તાળું દેવડાવ્યું. (૨૦ મી એપ્રિલ ૧૬૫૩.)

આ સાંભળી લશ્કર, નૌકાસૈન, તથા ઇંગ્લાંડના મોટાં મોટાં નગર મંડળોએ હરખભેર એના ઉપર શાબાસી પત્ર મોકલ્યાં. ક્રામ્વેલ લખે છે કે "એમને કાઢી મૂકવાથી એક કૂતરૂં પણ ભસ્યું નહિ." ખરે, આ પાર્લામેંટની છેવટ વર્ષથકથી આખી પ્રજા કંટાળી ગઈ હતી. સરકારીની નોકરીમાં પોતાના સગા, વહાલાંનેજ તેઓ વર્ગાવતા, રાજપક્ષવાળાઓને લૂંટી પોતાનાં ઘર ભરતા, અને ઇનસાફ પણ તેમણે ખુલ્લે બજાર વેચવા માંડ્યો હતો, એવા તેમની ઉપર અનેક આળ ઇતિહાસમાં મૂકાયા છે, અને તે કેટલેક દરજ્જે ખરાજ માલમ પડે છે. આ પાર્લામેંટને હાથમ આવેલી સત્તા

છોડવી ગમતી નહોતી, એમાં તો કાંઈ શક જ નથી. એ કરતા તો આ મદોન્મત્ત સેનાને ધન્ય છે કે પોતાના હાથમા સર્વોપરી સત્તા આવ્યા છતાં આ ત્રણ ત્રણ વર્ષ સુધી ધીરજ રાખી રાજ્યને કાયદેસર થાળે પાડવાનોજ પ્રયત્ન કર્યો.

૯૭ પણ ક્રામ્વેલ કે સેનાનો વિચાર લશ્કરી રાજ્ય ચલાવવાનો હોય એમ જરા પણ જણાતું નથી. આ પાર્લામેંટને કાઢી મૂકવી પડી, તો તેણે તુર્તજ તને ઠેકાણે બીજી બોલાવવાનો વિચાર કર્યો. હાલ પાર્લામેંટને બોલાવી શકે એવી કાયદેસર સત્તા ધરાવનારૂં તો કોઈ પણ રહ્યું નહોતું. માટે ક્રામ્વેલ સેનાધિપતિની રૂએ દેશમાથી દોઢસો એક માણસને ચૂંટી કાઢી તેમની કામ ચલાઉ પાર્લામેંટ બનાવી, અને તેમને મુદત બાધી આપી કહ્યું કે તમે રીતસરની પાર્લામેંટ બોલાવવા બાબતનો કાયદો ઘડો. આ બેરબોનની પાર્લામેંટ કહેવાય છે, કેમકે એમાંના એક સભાસદનુ *બેરબોન એવુ હસામણું નામ હતુ. આ પાર્લામેંટ ને ટુંકી પાર્લામેંટ પણ કહે છે, કેમકે તે ૪થી જુલાઈ ૧૬૫૩ ને રોજ મળી, ને ૧૨ મી ડીસેંબરે એ બધ પડી.

ટુંકી પાર્લામેંટ તો પોતાને જે કામ માટે ભેગી કરી હતી તેને પડતું મૂકી ખરી પાર્લામેંટનાજ બધા કામ ધમધોકારે ચલાવવા મંડી, અને થોડા વખતમા ઉલટી પાર્લામેંટ કરતા પણ એણે બાગે પોકાર દેશમા ઊભો કરી મૂક્યો, અગર જો બેશક એની દાનત તેના જેવી સ્વાર્થી કે લુચ્ચાઈની હતી ન હ. આ સભાસદો તો ફરજ સમજનારા પેલા ભક્તજનો હતા. તેઓ તો ફરજ જોઈનેજ વર્તનારા, અને ફરજની વાત આવે ત્યા સગા બાપની પણ શરમ રાખે નહિ એવા હતા. આવા માણસો ગમે એટલા સ્તુત્ય, પણ વ્યવહારમાં તો ઘણી વખતે વિઘ્ન કર્તાજ માલમ પડે છે, અને તેનુ કારણ છે. બુદ્ધિ તો કપાળે કપાળે જુદી હોયજ, અને જો જેને જૂદું સમજાયું તે બધા ફરજના વિચારથી પોતાનો કક્કોજ ખરો કર્યા કરે, તો કાંઈ કાળે પણ તેઓ એકમત થઈ સાર્વજનિક કામો કરી શકે નહિ. ફરજ સમજી પોતાના વિચાર જાહેર કરવા એ એક જૂદી વાત છે, અને તે વિચારને આથ ભાની પેડે બાઝી રહી બીજા બધાથી જૂદા પડી જંગજ ઉઠાવવો એ

* એનો અર્થ ઇંગ્રેજીમા ખુલ્લી હડ્ડી એવો થાય છે.

જુદી વાત છે. એક બીજાના વિચારને માટે ઔદાર્ય બુદ્ધિથી છૂટ મૂકીજ મંડળીઓ ચાલી શકે છે. આવું ઔદાર્ય તો પોતાના વિચારને સ્વતંત્રતાથી વળગી રહેવા કરતાં પણ બહુ ઊંચો સદ્ગુણ છે. પણ ઝનુની લોકને આ નીતિ કે ધર્મનું ભાન રહી શકતું નથી. તેઓ પોતાના જનમંડળમાં મોટા અવરોધનું કારણ થઈ પડે છે એટલુંજ નહિ, પણ તેઓ આંખ મીંચી આખા દેશકાળની સામા પોતાનું વહાણ એવું ઝોકાવે છે કે પર્યંતે તેમની તથા વખતે તમામ દેશની ખરાબીજ થાય છે.

આ પ્રમાણેજ એ ભગતડી પાર્લામેંટે કર્યું. તેમને એટલો પણ વિચાર રહ્યો નહિ કે મોટા ફેરફારની વાતો તો રીતસરની પાર્લામેંટને માટેજ રહેવા દેવી જોઇએ. આ અધીરા સુધારકોએતો ધાર્યું કે ફરી ફરી આપણને આવો લાગ મળવાનો નથી, અને તેથી તેમણેતો ટપોટપ જુની કહેણી રહેણીથી કેવળ ઉલટાજ નવા નવા કાયદા દરરોજ પાર્લામેંટમાં રજુ કરવા માંડ્યા, અને તે ઉપર માંહો માંહે જારી રણસંગ્રામ ઉઠાવી બેઠા. અમે સમજીએ છીએ કે એમાંના કેટલાક કાયદા વસ્તુતઃ બહુ સારા હતા, પરંતુ જે બધા આજ પર્યંત પણ ઇંગ્લાંડમાં દાખલ થઇ શક્યા નથી, તે સુધારા આ અર્ધજંગલી કાળમાં ઇંગ્લેંડને ભડકાવી બખ-જીતજ કરી નાંખે એમાં શી નવાઈ! ચોતરફથી પોકાર ઉઠ્યો કે દેશનો તમામ કાયદો, ધર્મ, વિદ્યા, અને સમૃદ્ધિ એ સર્વને આ અભણ ઝનુનીઓ નિર્મૂળ કરવાનુંજ ધારી બેઠા છે.

ક્રોમ્વેલને પણ આવું ઉચ્છેદકપણું બિલકુલ પસંદ નહોતું. એનો વિચાર તેમની મારફતે રીતસરની પાર્લામેંટ બોલાવી રાજ્યને બરાબર થાળે પાડવાનો હતો, પણ આ લોકનો કોઈ થાળે પડ્યું હતું તેને પણ ક્યાંનું ક્યાં ફે-ગાડી મેલે એવા નીકળ્યા. હવે કરવું શું તેનાજ એ વિચારમાં હતો, એવામાં એની તરફના કોઈ સભાસદે લાગ જોઇ પાર્લામેંટમાં એકાએક એવો ઠરાવ કરાવી લીધો કે સેનાધિપતિએ અમને જે સત્તા આપી છે તે અમે અમારી મરજે પાછી એને સ્વાધીન કરી દઇએછીએ. (૧૨ મી ડીસેંબર ૧૬૫૩)

આમ થવાથી એ ઉચ્છેદીઆઓનું તો કાટ ગયું, પણ હવે રીતસરની પાર્લામેંટ બોલાવવાનો અધિકાર પોતાનાજ હાથમાં લેવા સિવાય ક્રોમ્વેલને

બીજો ઉપાય રહ્યો નહિ. એટલું સારૂં હતું કે પાછલી પાર્લામેંટ એક નવા રાજ્ય મંડળની નીમણુંક કરતી ગઈ હતી. તેની મારફત એણે એક રાજ્ય વ્યવસ્થાપત્રક તૈયાર કરાવ્યું.

—❦—

# કેળવણી ખાતાનો રીપોર્ટ સને ૧૮૮૨–૮૩.

## ભાગ ૩ જો.

### ટ્રેનિંગકાલેજો.

અમદાવાદ ટ્રેનિંગકાલેજ. આ વરસે ૩૭ મહેતાજીઓ અહિંઆંથી બહાર નીકળ્યા હતા. એ સુદ્ધાં આજ સુધીમાં એ કાલેજે ૬૬૦ શિક્ષકો પૂરા પાડ્યા છે. એનું ફળ એ થયું છે કે હાલ સુરતજીલ્લામાં ૧૨૦ ટ્રેન્ડ ને ૧૫૫ અનટ્રેન્ડ, ભરૂચમાં ૬૪ ટ્રેન્ડ ને ૧૧૪ અનટ્રેન્ડ ખેડામાં ૧૦૭ ટ્રેન્ડ એને ૬૩ અનટ્રેન્ડ, અમદાવાદમાં ૧૧૯ ટ્રેન્ડ અને ૫૮ અનટ્રેન્ડ, તથા પંચમહાલમા ૨૫ ટ્રેન્ડ ને ૩૯ અનટ્રેન્ડ મહેતાજીઓ છે.

ત્રીજા વર્ષમા ૧૨ માંથી ૧૧, બીજામા ૨૪ માંથી ૨૧, અને પહેલામાં ઓગણપચાસે ઓગણપચાસ પાસ થયા હતા. બીજી સઘળી બાબતમાં પણ એ કાલેજ શાબાસી લાયક હતી. મહેરબાન ઇન્સ્પેકટર સાહેબ લખે છે કે રાવસાહેબ મહીપતરામ રૂપરામની નોકરીની બૂઝ જાણી સરકારે પગારમાં યોગ્ય વધારો કર્યો તે જોઈ હું ખુશી થયો છું. એ પણ મારે નોંધવુ જોઇએ કે સ્કાલરોની કસરત પાછલા કોઈ પણ વર્ષ કરતા આ વખત સરસ હતી, અને તે માટે મિ. સોરાબજી મંચેરજી પાનડીને શાબાસી ઘટે છે. આ વર્ષ કાલેજમા ૧૨૪ સ્કાલરો હતા. એમાંના ૭૯ ને સરકારથી, અને ૨૮ ને દેશીરાજ્યો તરફથી સ્કાલરશિપ મળતી હતી, તથા ૧૭ બાકીના ભણતા હતા. પહેલાં સ્કાલરશિપ નમળે ત્યાંસુધી એક બે જણ કોઈ કોઈ વખત દાખલ થતા હતા, પણ આ વર્ષે આટલા બધા આવ્યા તે ઉપરથી માલમ પડે છે કે એમાં દાખલ થવાની હોંસ હવે વધી છે. દેશીરાજ્યોએ આટલા સ્કાલરો મોકલ્યા એ તમને આવા કારખાનાની કિંમત સમજાઈ

તથા તે ઉપર ભરોસો બેઠો તેની એક શાબીતી છે.

ફીમેલ ટ્રેનિંગકાલેજનાં લેડી સુપરિન્ટેન્ડન્ટ મિસ કાલેટની પૂને બદલી થઈ છે. એ કાલેજમાં સંખ્યા ૩૧ થી વધીને ૩૯ થઈ છે. એમાંની દશ તો ફકત માફીમાં છે. ત્રીજા વર્ષમાં ૫, બીજામાં ૭, પહેલામાં ૮, તથા ધોરણ બહાર ૧૯ સ્ત્રીઓ હતી. આઠ જણીને નોકરીઓ મળી તે નીચે પ્રમાણેઃ—રૂ ૪૦ ને પગારે ઘર તથા ગાડીખરચ સાથે ગોંડળમાં ૧, રૂ ૩૫ને પગારે ગોકળદાસ તેજપાળની કન્યાશાળામાં મુખ્ય મહેતીજી તરીકે મુંબાઇમાં ૧, રૂ ૨૦-૨૫ ના પગાર સુધીપર જિલ્લામાં ૪, આઇરિશ પ્રેસ્બિટેરિયન મિશનસ્કુલમાં ૧, અને એ નિશાળના આસિસ્ટંટ દાખલ એક નીમાઈ હતી.

રાજકોટ ટ્રેનિંગકાલેજ. વાર્ષિક પરીક્ષાને વખતે ૫૫ સ્કાલર હતા. બીજા વર્ષની પરીક્ષામાં ૨૨ હતા તે બધાએ પાસ થયા. ૧ લા વર્ષમાં ૩૩ હતા તેમાંથી ૨૭ પાસ અને ૬ નાપાસ થયા. અહિંયા ભણેલા બે જણને ત્રીજા વર્ષનો અભ્યાસ કરવા અમદાવાદ મોકલ્યા હતા તે પણ પાસ થયા. મહેરબાન ઇન્સ્પેકટર સાહેબ રીપોર્ટમાં લખેછે કે મને એ કાલેજ ઘણી સારી સ્થિતિમાં માલમ પડી, અને વિશેષે કરી કવિતપાઠમાં તો પાછલા વર્ષ કરતાં ઘણી ચડીયાતી હતી. પાંચ જણને ત્રીજા વર્ષનો અભ્યાસ કરવા અમદાવાદ મોકલ્યા, અને ૧૮ ને મહેતાજી કર્યા. આ કાલેજની પ્રવેશક પરીક્ષામાં ૬ ઠું ધોરણ, દાખલ કર્યાને ૩ વર્ષ થયાં પહેલાં એ ધોરણમાં પરીક્ષા આપવા આવનાર થોડાજ ઉમેદવાર માલમ પડતા હતા, અને તેથી એ ઘણું સંતોષકારક છે. આ વરસે ઉમેદવારની સંખ્યા ૧૪૯ હતી, અને તેમાંથી ૬૧ જણ પાસ થયા. એક રિડિંગરૂમ અને ક્રિકેટક્લબ અહિંયાના સ્કાલરો પોતાને ખર્ચેજ ચલાવેછે. એ કાલેજની હાલત ઘણીજ સંતોષકારક છે, અને મને લખતાં ખુશી ઉપજે છે કે સ્કાલરોની રીતભાત ઉપર યોગ્ય ધ્યાન અપાય છે, અને તેઓ મર્યાદાવાળા તથા શાંત છે. એ કાલેજ ઘણું સારૂં ને ઉપયોગી કામ કરે છે, અને ધીમે ધીમે કાઠીયાવાડને ટ્રેઇન્ડ મહેતાજીઓ પૂરા પાડે છે, અગર જો એ ખોટ પૂરી પાડવાને હજી સ્કાલરશિપો વધારવાની ઘણી જરૂર છે.

### દેશીરાજ્યની નિશાળો.

કાઠીઆવાડમાં ફુડની ગુજરાતી નિશાળો ૪૫૨ માં ૪૯ વધીને ૫૦૦ થઈ છે. છોકરા ૩૨૨૯૯ ભણે છે અને તેમાં ગઈ સાલ કરતાં ૧૯૧૪ નો વધારો છે. એમા ઝાલાવાડ ખાતે ૨૦ નિશાળ તથા ૬૫૧ નિશાળીઆ, સોરઠમાં ૧૯ નિશાળ તથા ૬૩૭ નિશાળીઆ, ગોહિલવાડમાં ૪ નિશાળ તથા ૨૫૬ નિશાળીઆ, તથા હાલારમાં ૬ નિશાળનો તથા ૩૯૨ નિશાળીઆનો વધારો હતો.

પરીક્ષામાં પાસ કરાવવાનું પ્રમાણ સેંકડે ૬૭ હતું.

ખાનગી નિશાળો ૮૪ તથા તેમાં ભણનારની સંખ્યા ૨૯૬૩ હતી. એમાંથી સેંકડે ૫૭ પાસ થયા હતા.

મહીકાંઠામાં ૫ નિશાળ તથા ૫૬૦ છોકરાનો વધારો હતો. આ વરસની મહેનતનું ફળ આ વરસે સંતોષકારક હતું. પાસનું પ્રમાણ સેંકડે ૬૦ આવ્યું હતું.

પાલણપુરમાં નિશાળનો આંકડો તો એનો એ રહ્યો છે પણ ૧૧૬ નિશાળીઆનો વધારો છે. સેંકડે ૬૯ પાસ થયા. છઠા ધોરણમાં તો બેજ જણ પાસ થયા, કેમકે અહિયા ટ્રેઇન્ડ મહેતાજીઓના ઘણી ખોટ છે. પોલિટિકલ સુપરિન્ટેન્ડન્ટ કર્નલ લીજેટ સાહેબની મદદથી પરિણામ મુજબ પગાર આપવાનો રિવાજ દાખલ થયોછે તેથી મહેતાજીઓ વધારે મહેનત કરી સારાં પરિણામ આપશે એવી હવે આશા રાખી શકાયછે.

રેવાકાંઠામાં પણ નિશાળો વધી નથી, પણ ૨૬૪ છોકરા વધ્યા. સેંકડે ૪૮ પાસ થયા હતા.

કચ્છ વધારો ૫ નિશાળને ૪૧૭ છોકરાનો.

સુરત ઇલાકામાં ૧૦ ની ૧૩ નિશાળો અને ૬૮૫ ના ૮૯૪ છોકરા થયા હતા. પાસનું પ્રમાણ સેંકડે ૭૩ નીકળ્યું હતું. છતાં ઉપલા ધોરણની બાબતમાં આ નિશાળો બહુ નબળી છે. પાંચમા ધોરણમાં ફકત ૪ પાસ થયા અને છઠ્ઠામાં કોઇજ નહિ.

### શરીર કેળવણી.

કસરતશાળા આપણા પ્રાંતમાં નીચે પ્રમાણે છે:—કાઠીઆવાડમાં ૪૦, ભરૂચ જિલ્લામાં ૩૨, અમદાવાદમાં ૮, સુરતમાં ૬, મહીકાંઠા પાલણપુરમાં

૩, અને પંચમહાલ તથા રેવાકાંઠામાં એકએકછે. દોડવું, કૂદવું, કુસ્તી વગેરે કસરતો જે કાંઈ સામાન શિવાય થઈ શકેછે તે તો ઘણે ઠેકાણે થાય છે, અને જ્યાં જ્યાં મહેતાજી એ વાતનો શોખ બતાવેછે, ત્યાં છાકરા ખુશીથી બધી જાતની કસરત શીખવા તૈયર થાયછે. મારો તો એવો અભિપ્રાય છે કે તેઓ ઠંડા દેશના છોકરા જેવાજ છે, અને ફકત તેમને દોરવનાર તથા ઉત્તેજન આપનારી જરૂર છે.

બને ટ્રેનિંગકાલેજમાં કસરત કરનારોના હોંસ તથા શક્તિમાં મેં આ વરસે અઠીક સુધારો દીઠો, અને કેટલાક એલ સૌ ઘણી શાબાસી લાયક હતા, જેમકે રાજકોટ કાલેજનો એક સ્કાલર ૪ ફુટને ૧૦ ઇંચ કુદી ગયો. આ કાલેજમાં ક્રિકેટકલબ પણ સ્કાલરોએ પોતાને ખરચેજ ઉભુ કર્યું છે. અમદાવાદ ટ્રેનિંગકાલેજ મોટા શહેરના મધ્યમાં આવવાથી ત્યાં આવું કલબ થઈ શકતું નથી તેને માટે હું દિલગીર છું.

આ વરસે અમદાવાદને સુરત હાઇસ્કૂલના છોકરા વચ્ચે ક્રિકેટની શરત રમાઈ હતી. રેલવે કંપનીએ ઉદારતાથી સુરતના છોકરાનો અમદાવાદ જવા આવવાનો ખરચ અર્ધોજ લીધો હતો, અને ઇનામને માટે બંને સ્કૂલોના માસ્તરોએ ઉઘરાણું કર્યું હતું.

### વિદ્યાવૃદ્ધિને ઉત્તેજન.

ગૂજરાતી ભાષા ખાતે મેક્ષ મૂલરના હિબ્બર્ટ ભાષણોના તર્જુમાને રૂ૫૦૦ આપવામાં આવ્યા હતા.

ગૂજરાતમાં આ વરસે રાંદર અને ચોળેરાની પુસ્તકશાળાઓ નવી નોંધાઈ છે. દરેક પ્રાંતવાર તેની સંખ્યા આ પ્રમાણે છે. મધ્ય પ્રાંત ૩૨, પશ્ચાત પ્રાંત ૧૦, ઉત્તર પ્રાંત ૩૮, દક્ષિણ પ્રાંત ૧૩, અને સિંધમાં ૭ પુસ્તકશાળાઓ વરસ આખરે હતી. (સંપૂર્ણ.)



## केळवणीखाताने लगतुं संग्रहस्थान.

### હિસાબ શીખવવાની કળાઓ અને ગોઠવણો શસ્ત ગોફતાર.

કેળવણી ખાતાને લગતાં સંગ્રહસ્થાનમાં મુકાયલાં નિશાળોનાં કરની-

ચનું ટુંક વર્ણન ગયા અંકમા અમોએ આપ્યુ છે અને બાળકોના મનની કેળવણી સાથ તેઓની તનદુરસ્તીપર કેટલુક બારીક ધ્યાન યુરોપમા આપવામા આવેછે, તે ફરનાચરની તપાસપરથી દેખાડ્યુ છે. હવે બાળકોની કેળવણી માટે અતિ ચપળાઈ અને બુદ્ધિબળથી ભરપુર રીતિઓ સુધરેલા દેશના વિદ્વાનોએ નાના કેળવણી ખાતામા દાખલ કીધી છે. તેમાની જે આ સંગ્રહસ્થાનમા મુકાએલી ચાજોના એક ચોકસ વર્ગ સાથ સબંધ રાખે છે તેનુ ટુંકુ વર્ણન આ બીજા ભાગમા સમાવ્યુ છે.

બાળકોને ટુંક વખતમા રમત ગમત સાથે અને ઘણી સહેલાઇથી સમજ પડે તેમ હીસાબ શિખવવાની કેટલીક રીતઓ આ સંગ્રહસ્થાનમા મૂકેલી ઘણી વખાણવા લાયક વસ્તુઓથી આપણી નજર આગળ આવે છે. આપણે જાણીએ છીએ કે આપણા દેશીઓ અને મુખ્ય કરીને હિંદુઓ ગણિત શાસ્ત્રમા દુનિયાની કોઈ પણ બીજી પ્રજા કરતા ઉતરતા નથી. એ તેઓનુ ગણિત શાસ્ત્રનુ બળ એ વિદ્યાની નવી અમુક પ્રકારની શીખિયા ખાતે છુ નથી પણ તેઓની તેજ યા. શક્તિ સાથ ગણિત શાસ્ત્રને કેળવણીનોસર્વથી અગત્યનો વિષય ગણીને તેમા લાંબા વખત રોક્યાથી એ બાબતમા તેઓ એક્કા ગણાય છે. પણ જેઓને ગણીતનો અભાવ હોય—મુખ્ય કરીને પારશી બાળકોને છેજ—તેઓનુ મન એ બાબતમા હરણ કરી લે તેવી રીતાઓ આ સંગ્રહસ્થાનમા મૂકેલા ગણીત શાસ્ત્રને લગતા યંત્ર અને પુસ્તકો બતાવે છે. જાત જાતના પ્રાણી, ઝાડો વગેરે સુંદર ચીજોની ( Recreative amusement ) નામની એક ચોપડી છે જેમા નાના બાળકોને નાની સખ્યાના સરવાળા, બાદબાકી વતરોગે હિસાબ ચીજોની મારફતે શીખવવાની અછી યુક્તિ વાપરી છે. એટલુજ નહિ પણ જેમ વિચાર બળમા બાળક વધતુ જાય છે તેમ હિસાબ સાથ દુનીઆના જતણના જોગ પદારથ તથા પ્રાણીઓનુ જ્ઞાન તેજ ચોપડી મારફતે રફતે રફતે મળતું જાય છે. દાખલા તરીકે એક પાને થોડાક પતંગીઆ પડેલા છે. કોઈ પાને પાચ નાના છોકરા—એક લખવા બેઠેલ, બે વાચતા, એક રમતો, એક મન સાથ વિચાર કરતો ઉભો રાખેલ, કોઈ પાને સાત ઝાડ જેમા બે કે ત્રણ કાપેલા એ પ્રમાણે રંગીન ચીત્ર પાડેલા હોય છે. એ ચી-

ત્રોની નીચે એક કે બે લીટીમાં સમાઈ રહે તેમ પાંચ કે છ સવાલ મુકવામાં આવ્યા છે. જેથી એક આખા પાઠની ગરજ સરે છે. જેમ કે "આ કેટલાં પતંગીઆં છે ? એમાંથી બે ઉડી જાય તો બાકી કેટલાં રહે ? એની છાતીનો ભાગ ક્યાં છે ? એની ચાંચનો રંગ કેવો છે" ? "આ પહેલો છોકરો શું . કરે છે ! બીજો શાની સાથે રમે છે" ! ઇત્યાદિ એ પ્રમાણે સરવાળા, બાદબાકી સાથ ઘણીક બાબતોનું જ્ઞાન ર જ સાથે ચિત્રોની મારફતે નાના બાળકોને સહેલાઇથી આપી શકાયછે. દશલાખ અથવા એક લાખ અમુક પદારથ કે માણસ કેટલી જગા રોકે અથવા તે સંખ્યાના વિસ્તારનો બરોબર વિચાર બાળકને કવચિતજ હોય છે પણ આ સંગ્રહસ્થાનમાં એક નાનો દાબડો છે જેમાં એકહજાર નાના ચોરસ લાકડાના કડકા ભરેલા છે. વળી એવા દશ નાના ચોરસ કડકા કેટલી જગા રોકે તે બતાવવા માટે ઉપલા દશ નાના કડકાની ચોરસ આકૃતિ પાડેલી એક સલંગ લાકડાની ચીપ અને તેજ પ્રમાણે સો, હજાર, દશહજાર, લાખ, અને દશલાખ કડકા કેટલી જગા રોકે તે દેખાડવા માટે બચ્ચાંઓને સમજ પડે તેમ એક પછી એક ઉપલી સંખ્યાના પ્રમાણમાં લાકડાનાં ચોકઠાં મુકેલાં છે, એ રીતથી એક મોટી સંખ્યાના વિસ્તારનું જ્ઞાન બાળકના મનમાં આરથી રીતે ઠસી શકેછે. અપૂર્ણાંક શીખવવા માટે એક લાકડાનું ચોકઠુંછે જેમાં આડા દશ સળીઆ ગોઠવેલાછે. પેહેલા સળીઆમાં એક ફુટનો લાકડાનો એકગોળો કડકો, બીજા સળીઆમાં અરધા અરધા ફુટના બે કડકા અને એ પ્રમાણે સઘળા દશ સળીઆની અંદર નાના કડકા ગોઠવેલાં છે જેથી દશમાં સળીઆમાં એક ફુટ લાકડાનાં કડકાના દશ ભાગ સમાવેલા છે. આ યંત્રથી $\frac{૧}{૨}$, $\frac{૧}{૩}$ $\frac{૨}{૩}$, $\frac{૪}{૫}$, $\frac{૧}{૧૦}$, $\frac{૩}{૧૦}$, ઇત્યાદિ અપૂર્ણાંકની સમજ બચ્ચાંના ધ્યાનમાં જલદીથી ઉતરે છે. ચીનાઓ જે લાકડાના યંત્રમાં લખોટા આમંથી તેમ ફેરવીને હિસાબ ગણે છે તે યંત્ર તથા એક, દશ, સો, ઇત્યાદિ સંખ્યા બતાવવા માટે જૂદા જૂદા રંગોના લખોટાના સરવાળા, બાદબાકી, અને ગુણાકાર કરવાના યંત્રો આ સંગ્રહસ્થાનમાં નજરે પડે છે હિસાબ કરવાની સ્લેટ ચોપડીનાં પુઠાંના જેવા જાડા કાગળની બનાવેલી એ સંગ્રહસ્થાનમાં મૂકેલી છે. એ સ્લેટો પડીને ભાગી જવાની ધાસ્તી રહેતી નથી. આપણી

સાધારણ રીતે તેમજ ઉપની જાતની કાગળની સ્લેટપર લખેલુ ભુસના માટે ચામડાના નાના ટુકડા ભીની લીધેના કે જેથી વગર પાણીએ એ બને જાતની સ્લેટ જલદી સાફ થઈ શકે છે.

૩

## હિસાબ એ નાર્થી શીખવવાની કળાઓ.

કેળવણી ખાતાનિ લગતા સમગ્રસ્થાનમા મેનાયના ગણિત નામના મથાળામા ગમમા આનત પદાર્થોના વર્ણનનો એક અગત્યનો ભાગ ગયા અંકમા નમાવ્યો હતો બીજ વિષયના બાકીનુ વર્ણન આજના અંકમા રૂ કરીએ છીએ

હિસાબ શીખવવાની બાળક અને તે સાથ બાળકને બગામગ સમજે કે એવી ઘણીક યુક્તિઓનુ વર્ણન ગયા અંકમા આવ્યુ છે હવે બાળ ના એ બાબતના જ્ઞાનની પરીક્ષા લેવાની એક અછી યુક્તિ જે વિલાયતમા દાખલ કરી છે તે હિંદુસ્તાનની યુનિવરસીટીઓનિ નકલ કરવા જોગ છે યુનીવરસીટીની પરાક્ષાઓમા ગમે એવા ચોકસાઈ છતા આળસુ અને અભણ છોકરાઓના દુતેહમ નીવડાના દાખલાથી આપણે અજાણ્યા નથી મુંબાઈની યુનીવરસીટીની પરીક્ષા ઘણી શકત છતા ન વાંચેલા વિદ્યાર્થિઓ કેમ ફતેહમંદ નીવડે છે તેના ઘણાક કારણો અટકળી શકાય છે અને તેમાનુ મુખ્ય એક કે ઉમેદવારોની બેઠકો એક બીજાની નજદીક હોવાનિ લીધે એક બીજાને કહેવાની જોગવાઈ મળી શકે છે. એવી રીતે પાસ થવાની ઉમેદ રાખતા વિદ્યાર્થિઓને ફાવતા અટકાવવાને યૂરોપમા પરીક્ષકોને માટે એક અછી યુક્તિ શોધી કહાડી છે. એ યુક્તિ જેમ યુનીવરસીટીની પરીક્ષામા તેમજ સ્કૂલોની છ માસીક અને વાર્ષિક પરીક્ષામા દાખલ કરવા જોગ છે આપણા કેળવણીખાતામા ગુજરાતીની કેળવણી આપવા માટે છ ધોરણ અને ઇંગ્રજીને માટે સાત ધોરણ મુકરર કરેલા છે. એ દરેક ધોરણમા દર વર્ષે પરીક્ષા લેવામા આવે છે એ પરીક્ષામા દરેક ધોરણ પ્રમાણે ત ધોરણને લગતી બાબતોના એક સરખા સવાલોના પત્રો તે ધોરણના સઘળા ઉમેદવારોને આપવામા આવે છે પણ યૂરોપમા સઘળા વિદ્યાર્થિઓના સવાલ પત્રો એક સરખા હોતા નથી જેમકે એક

ચોક્કસ ધોરણની પરીક્ષામાં ત્રીરાશી, પંચરાશી, અપૂર્ણાંક, તથા સાદા વ્યાજના દાખલા આપવાના છે એ બાબતના સવાલના સોથી બસેં કાગળ છાપવામાં આવેછે તે સઘળા કારડોમાં સ્વાલોના આંકડા તથા સ્વાલનું રૂપ જુદું જુદું હોયછે. તોપણ સ્વાલોની અઘરાઈ અથવા સેહલાઈમાં તે સર્વે ઘણાખરા એક સરખા હોયછે. આવા પચાસથી સો કારડોના સેંકડો પાકીટો પરીક્ષાઓ માટે છપાયછે. જો કે ઘણી મોટી સંખ્યામાં સ્વાલો તથા તેના જવાબો શરૂઆતમાં એક વખત તૈયાર કરવા પડેછે પણ પાછળથી તેની કારડો દર વરસે ચાલી શકે છે. જો એક ઉમેદવાર તે સઘળા કારડોના સ્વાલના જસાબ પરીક્ષાના આગમચથી કરી રાખેછે, તો શીખવાનો નિયમ તે પાર પડેછે કારણ કે સો કારડમાંથી તેને નવસોથી હજાર દાખલા કરવા પડેછે જેથી તે આપોઆપ તે ધોરણના હિસાબ શીખી શકેછે. આ ગોઠવણથી પરીક્ષામાં બે નજદીક બેઠેલા અથવા એક બીજાથી થોડે છેટે આવેલા ઉમેદવારોને એક સરખા સ્વાલના પત્રો મળી શકતા નથી, જેથી એક બીજામાંથી જવાબની નકલ કરવાની જોગવાઇ તેઓને મળતી નથી, અને તે સાથે તેઓના જ્ઞાનનું તોલ કરવાને પરીક્ષકોને બની શકેછે. હિસાબના સંબંધમાં જે આ પ્રમાણે જુદા જુદા સ્વાલના કારડો છપાવવામાં આવેછે. એમ નથી. પણ વ્યાકરણ, ભૂગોળ, તવારીખ, પત્રોને સર્વ બાબતો માટે તેવા કારડો વાપરવામાં આવેછે. ઉપલા સંગ્રહસ્થાનમાં હિસાબને લગતા સ્વાલના કારડોની સંખ્યા બંધ પાકીટો સાથે વ્યાકરણને લગતા સવાલના કારડોના કેટલાક નમુના છે.



# सारसंग्रह.

### કચ્છદેશની ખબરો.

આ સાલમાં કચ્છમાં કેળવણીનો સારો ફેલાવો થયો છે. નવી સ્કુલો કન્યાશાળાઓ અને નાઈટ સ્કૂલો ઉઘડી છે. સ્કુલને વાસ્તે નવાં મકાનો બંધાયાં છે. સંસ્કૃત શાળાઓમાં પણ વધારો થયો છે. રાવબાહાદુર મણીભાઈ જસભાઈ કચ્છના દિવાનજી સાહેબની નિયેબાનીથી રા. રા. દલપતરામ પ્રાણજીવન ખખ્ખર. કચ્છ કેળવણી ખાતાના એજ્યુકેશનલ ઇન્સ્પે-

કટર સાહેબના પરિશ્રમનુ આ ફળ છે, તેમા આ ગામને માટે શેઠ ડુંગરશી મોરારજીએ રૂ ૧૫૦૦૦ પનર હજાર ઉપરાંત ખર્ચ કરી સ્કૂલને માટે ભવ્ય અને સુશોભિત મકાન ચણાવી આપ્યુ નાઇટ સ્કૂલ સ્થપાઈ અને પુસ્તક શાળાએ જન્મ લીધો આવા સાર્વજનિક નામો બહુ લાભકારક છે

પંજાબમા દુકાળનો વાસ્તી—પંજાબ પ્રાંતમા રોહિટાક, હીસાર અને ગોરસામા ઓછો વરસાદ પડવાથી પાક તદન નિષ્ફળ ગયો છે તેથી દુકાળની ધાસ્તી છે. તેટલા માટે બાંધ કામો ઉઘાડવા સારુ નામદાર સરકારે અત્યારથી શો નણ કરવા માડી છ

નિનગીરો ખાતે કુઈનાન બનાવવાનુ કારખાનુ.—મદ્રાસના ચાખ ટીઓ અને ઢાલીનુ જે કોઈનાન બને છે તેને ઇ ગાડ ખાતે નોકલતા ઘણો ખરચ લાગે છે તેટના સારુ નીનગીરી ખાતે કુઇનાન બનાવવાનુ સરકાર તરફથી એક કારખાનુ કહાડવામા આવનાર છે. એમા ખાનગી વેપારીઓનુ પણ કામ કરી આપવામા આવશે

રા. બા કેરોલક્ષ્મણનું મરણુ—ગણીત શાસ્ત્રના પ્રોફેસર રા બા. કેરોલક્ષ્મણ છે તા ૧૯ મી માર્ચને રોજ પાછલા પહોરે પોતાની ૬૧ વરસની ઉમરે પુણા ખાતે મરણ પામ્યા છે. તેમના મરણની ખબર ફેલાતાને વાર સેંકડો લોકો મરનારને ઘેર એકઠા મળ્યા હતા. સઘળી જાહેર ઓફીસો અને ખાતા તેમજ દેશીમંડળનો કેટલેક ભાગ બંધ કરવામા આવ્યો હતો. મરનારની લાસને સ્મશાનમા લઇ જતી વખતે ૧૦૦૦ માણસનુ ટોળુ થયુ હતુ. એહ ખડકના આગમચ મી. કુંતેએ એક ટુંકુ પણ અસરકારક ભાષણ કર્યું હતુ ત્યાર પછી સઘળા લોકો વીખેરાઈ ગયા હતા. મરનાર પ્રોફેસરે પહેલ વહેલા ૩ પોના પગારથી નોકરી કરવા માંડી હતી. અને ધીમે ધીમે તે રૂ ૧૫૦૦) ની પગારની પાયરીએ ચડ્યા હતા.

કોલાપુરના રાજાને દત્તક કરવાની ક્રિયા—તા ૧૭ મી માર્ચને સવારના સાત વાગતે તોપોની સલામતીની વચ્ચે કરવામા આવી હતી. ત્યાર બાદ નવા રાજા યશવંતરાવને સાહુ છત્રપતિનુ નામ આપવામા આવ્યુ હતુ

હિંદુસ્તાનના સોના રૂપાના દાગીનાઓ—વિલાયત ખાતે આયાત

યતી વેળા જે જગાત લેવામાં આવેછે તે કાહાડી નાંખવાની અરજ કરવા માટે એક ડેપ્યુટેશન. ચાલડરસને મળવા ગયું હતું તેને તેણે ઉતર દીધોછે કે આ જગાત કાહાડી નાંખવા સંબંધી તે કશી ઉમેદ આપતો નથી.

અફગાનીસ્તાનની આથમણી દીશા અને વાવ્ય ખુણા તર્ફની સરેહદની તપાસ કરવા માટે એક લશ્કરી કમીશન હેરાત ખાતે મોકલવાની લંડનની ઈંડીયન કાઉન્સીલે ભલામણ કરી છે. અને તે હિંદી સરકારે પસંદ કીધીછે. કહેછે કે આ વખતે અફગાનીસ્તાનનો અમીર પોતાને બ્રીટીશ સરકાર તર્ફથી મળતા લવાજમમાં વધારો કરી માગશે.

નીમક હલાલ નોકર—તા. ૨૬ મી માર્ચ સને ૧૮૮૪ એ નદોલાના સ્ટેશન આગળ એક પોઇન્ટસમેન ગુડસ્ટ્રેનને પાટા બદલાવા સારૂ ઉભો હતો તે વખતે તેને પગે એક સાપેચૂડ ભરવી તોપણ તેણે જરા પણ ચસ્યાવિના ટ્રેનને વળાવી! કેવો નીમક હલાલ નોકર!

વાલનટીયરો પાછળ થનારો ખરચ—ચાલુ સરકારી નવા વર્ષમાં હિંદુસ્તાનની સરકારને હિંદુસ્તાન માહેલા ૧૨૦૦૦ વાલનટીયરો પાછળ રૂ૬૧૫૦૦૦ નો ખરચ થનાર છે. એ શિવાય સરકાર દારૂગોળો અને હથીયાર આપશે તેનો ખરચ તો જૂદો.



## निशाळोना इनाम पत्रक.

### प्रांत કચ્છ.

જા. નં. ૧૫૫૪. ૨૩-૩-૮૩.

વીઝણ—ઠકર ધારસી નાનજી તથા લવજી વસનજીએ રૂ૧ાા છોકરીઓને તથા રૂ૨ાા મહેતાજી ને. નળીઆના મ્યુનિસિપાલ ઇન્સ્પેકટર ખોજા ઇબ્રાહીમ જાલુએ રૂ૧ા મીઠાઈ—નાગ્રેમા. કુંઅરશી નોંઘણજીએ રૂ૦-૪-૬ સાકર વહેંચી કુંવરશ્રી પાંચાજીને ઘેર પુત્ર પ્રસાવાથી રૂ૦-૫-૦ મીઠાઈ—અંગીઆ. ખુદાવંત હજીર સાહેબની સ્વારી અત્રે પધારતાં રૂ૮) ચોપડીઓ રૂ૫) મહેતાજીને પાઘડી પીરશ્રી હરીનાથજીએ રૂ૧) ચોપડીઓ ભંડારીઆ સુથાર રગનાથજીએ રૂ૧ા મીઠાઈ વકીલ કલ્યાણજી કસ્તુરે રૂ૧)

મીઠાઈ—ગુંદીઆળી. મુંદરદાસ રાઘવજીએ ૩૧) મીઠાઈ મહેતાજી રણછોડ જાદવજીએ ૩૦-૮-૦ મીઠાઈ. ડા. રણછોડદાસે ૨-॥ મીઠાઈ રા. રાજારામે ૩॥ ઇનામ—ભુજ મોહમેડન. સ્કૂ. એક ગ્રહસ્થે પોતાને ત્યાં પુત્રનો જન્મમ થવાથી ૩૨) મીઠાઇ—મેમણ. હાસમ ઇબ્રાહીમે પોતાના છોકરાએ કુરાન પુરો કર્યો તેની ખુસાલીમાં ૭૧) મીઠાઈ મકજી નૂરમહમદે પોતાના છોકરાએ કવામેહરી પુરી કર્યો તેની ખુશાલીમા ૩૬) સાટાં વહેંચ્યા શેઠ ખોજા અમકુના બીનાણીએ પોતાનો છોકરો પહેલી ચોપડીમા ચડ્યો તેની ખુશાલીમા ૭૬) મીઠાઈ મેમણ આદમ તારમહમદે ૩૨) મેમણ હાસમ તારમહમદે ૨૬॥ મીઠાઈ—ભુજપર. દ. ગૂ. નિ. માંડવીના શા. પ્રેમચંદ આણંદજીએ છોકરાઓની પરીક્ષા લેઈ ૨॥ મીઠાઈ શા. જાણજી ગોપાનજી ૨॥ શાકર શા. તેજપાલ ઉકેડાણીએ પોતાની ડોશીના દહાડા સમએ ૨૨॥ ના લાડવા વહેંચ્યા શા. નાનજી જાવડે પોતાના છોકરાને નિશાળે બેસાડી ૨॥ શાકર તથા ૨૦ મહેતાજીને પાઘડી—નારણસરની ગૂ. નિ. પોલીસ કમીશનર રા. રા. જેશંકર નરશીરામે ૩૧) મીઠાઈ મે. રા. રા. રેવિન્યુ કમીશનર સાહેબ પધાર્યા તે વખતે બ્રહ્મચાર્યજીએ ૩૧) નાપેડા બ્રહ્મચાર્યજી કૃષ્ણદાસજી તથા મહાજન ભેળા મળી ૩૧૧) ના પુર્ગાડો તથા ૩૬) મીઠાઈ ૩૭) મહેતાજીને પાઘડી—લાકડીયા ગૂ. નિ. રાપરના ઠાકટર પીરજીનત અલીપ્યાર મહમદ સ્કૂલમાં ૨॥ ની મીઠાઈ ખોજા કાનજી લાલજીએ ૨૦ દાળીયા ખોજા જાણજીએ ૨૦ નાદાળીઆ લાકડીઆ સમપાસ્ટ માસ્તરે વેલુજીએ ૨॥ ના પતાસા નંદુ નાયા લખમણની વિધવાએ ૩૬) કાજુ વહેંચ્યાં. માનીટર પરશોતમ પાનાચંદ ૩૧૨) ના પતાસાં—અંગવાણીનીગૂ. નિ. ઠાકોરશ્રી વેરસનજીએ ૩૧૨) રૂમાલ તથા મીઠાઈ મહેતાજીને પાઘડી ૩૯) ની મે. પોલીટીકાલ એજંટ ફિલિપ સાહેબ સ્કૂલમાં પધારી ૩૨) ની મીઠાઈ તથા મહેતાજીને પાઘડી આપી. વાર્ષિક પરિક્ષા વખતે રોહાના ઠાકોર વેરસનજી તરફથી ૩૯) ઇનામ વહેંચ્યું—કોઠારા કન્યાશાળા. અત્રેના રાજગર જેઠા પુંજા તથા કેશવજી શિવજીએ ૩૮) ના પતાસા ઠા. જાદવજી ચારે આણીએ પોતાની દીકરીનુ લગ્ન કર્યું તેની ખુશાલીમા દાળભાતને શીરાનું જમણ જમાડ્યું તથા પ્ર-

ભાશંકર માધવજીએ છોકરીઓની પરીક્ષા લઈ ૨૦ાા .મીઠાઈ—માધાપર. ખુદાવંદ હજુર .સાહેબ, ૭ ।જમ . પોલીટીકલ ગુડફેલા સાહેબે ૨૨ાા ની મીઠાઇના આપ્યા. ખોજા ધાણીઆ કોરજી ૨૦ ખોજા આસર રવજીએ ૨૦ાા કુંભાર માંડણ જીવાણી ૨૧. ખોજા રવજી મીમદાણી ૨૧) કુંભાર વસરામ ૨ાા મીઠાઈ વહેંચી—કોઠારા ગૂ. નિ. મેહેરબાન પોસ્ટ સુપ્રિન્ટેન્ડેન્ટ ચંદુલાલ સાહેબે ૨૦ાા મીઠાઈ તથા પહેલા વર્ગના છોકરાને રૂમાલ ૧ આપ્યો, બાટીઆ ઉકેડા ખેતશી હસ્તે ઈબજી. ઉકડાએ ૨૨૪) રૂમાલ દરેક છોકરાને આપ્યા. ૨૫) મેહેતાજીને પાઘડી તથા ખેસના આપ્યા. ૨૧) આસિસ્ટંટને ૨૧-૨-૦ પતાસાં ૨૦ાા સ્લેટપેન છોકરાઓને આપી.—નળીયાની ગૂ. નિ. ગોરજી ભાણજી સ્કુલચંદજીએ પોતાના ચેલાને નિશાળે બેસાડી ૨૨ાા ની મીઠાઈ ૨૨-૧૦-૦ મેહેતાજીને પાઘડી ૨૦ાા મોનીટર તથા વાર્ષીક પરીક્ષા વખતે ૨૨૭) ઇનામ તથા મહાજને ૨૫ાા મીઠાઈ, વીઝાણાના શેઠ સુંદરદાસ જાદવજી તરફથી ચોપડીઓ ૨૨૨ાા તથા ૨૧ાા મીઠાઈ તથા ૨૦ાા મેહેતાજીને પાઘડી. રા. બા. દીવાનજી સાહેબ સ્કુલમાં પધાર્યા તે વખતે રા. થાણદાર વગેરે મળી ૨૧૭ ની ચોપડીઓ ૨૧ ની મીઠાઈ. ૨૧ાા મેહેતાજીને પાઘડી ૨૦ાા મોનીટરને રૂમાલનો. મે. પો. એ. સાહેબ પધારી છોકરાઓની પરીક્ષા લેઈ મીઠાઈ વહેંચી.—નળીયા કંન્યાશાળા શેઠ કલ્યાણજી કેશવજીએ છોકરીઓને ચૂંદડી ૨૪૦) તથા મીઠાઈ ૨૫) મેહેતાજી તથા આસિસ્ટંટને પાઘડી ૨૪) નળીઆના પોષ્ટમાસ્તર શંકરજી નારણજીએ ચોપડીઓ. ૨૨ તથા ૨૧) પતાસાં વહેંચ્યાં. રા. બા. દીવાનજી સાહેબ સ્કુલમાં પધાર્યા તે વખતે શા. કેશવજી લાધાએ ૨૫) રૂમાલ તથા મેહેતાજી અને આસિસ્ટંટને પાઘડી ૨૩) તેરાના પીરશ્રી બાવામીઆંએ ૨૪)નાં પતાસાં ઠા. દામોદર મોનજીએ કોરી ૧૦ ની ચૂંનડીઓ. નાનજી જીવરાજે ૨૨)ની મીઠાઈ. સોની માણેકચંદ જીવરામે ૨૨ાા ની ચોપડીઓ ગામ શ્રી વાંકુના શા. ભારમલ રતનશીએ, ગુજરાતનો નકશો એક આપ્યો. શા. કેશવજી લખમશી, વેલજી પસાઇઆ, ઉકરડા રતનશી, બીમશી જેઠા, અરજણ હીરજી, તથા કંન્યાશાળાના મેહેતાજી, કરમશી ચોપશી, નળીઆ મ્યુનિસિપાલ ઇન્સ્પેકટર ઈબ્રાહીમ અભુએ મળી ૨૯)

ના લાડુ છોકરાઓને કોઠારા કંન્યાશાળાના મેહેતાજી ચંત્રભૂજલાલજી તથા તથા શુકલ ઘેલાએ ૨ના નાં પતાસાં વહેંચ્યાઃ મે. પો. એ. ફિલિપ સાહેબે પધારી પહેલા વર્ગની છોકરીઓને રેશમી ચોલી તથા ચુંદડીઓ તથા નીચલા વર્ગની છોકરીઓને મદ્રાસી છીટના રૂમાલ આપ્યા તથા મેહેતાજીને પાઘડી આપી. વાર્ષીક પરીક્ષા વખતે શેઠ ધનજીભાઈ લખમશીએ ૨૫) ના કમખા તથા ૨૨ા ના.ઘાઘરા. ૨૧ા મીઠાઈ શેઠ લીલાધર વીસર તથા ખીમરાજ તરપાળ મળીને ૨૨ા ચુંદડીઓ. ઠકર ગાંગજી લદમીદાસે ૨. ૧ાા મીઠાઈ ભાટીઆ મહાજન તર્ફથી ૨૧ાા મીઠાઈ. ઠા. ધારશી વીરજીએ ૨ના મીઠાઈ. ગુરજી દેવચંદ તથા બાણુજીએ ૨૧ા ની મીઠાઈ વહેંચી. જખૌ—વાર્ષિક પરીક્ષા વખતે દરબાર તરફથી ૨ ૧૩) ની ચોપડીઓ અને દરબારી નોકરો તથા મહાજન તર્ફથી ૨ ૨ાા ની મીઠાઈ. મેં. રાવસા. રેવીન્યુકમિસનર સાહેબ ૨ ૧ા મીઠાઈ.—શપર વહિવટદારના સિરસ્તેદાર કેશવલાલ પીતાંબરે ૨ ૧) બુકો તથા પરિખ નારણજી પાનાચંદે ૨વા ની દ્રાક્ષ. —સાંધાણ. બટ. મેઘજી દેવજીએ પોતાના દીકરાને નિશાળે બેસાડી ૨૧) મીઠાઈ તથા ૨ ૧ મહેતાજીને પાઘડીને.—મજલ. ખોજા દાતુ રામજીએ તથા સોની કરમશી વિરચંદે ૨ના ની સાકર.—ભુજ કંન્યાશાળા. મે. પોલીટીકાલે એજંટ ફીલીપ સાહેબ તથા તેની મડમ સાહેબ તથા રાવબહાદુર દિવાનજી સાહેબ મળીને ના ૫ બ્રાહ્મણને પાંચશેર મીઠાઈ, જટાર્યા શામજીએ ૨૧ા ની મીઠાઈ. તથા શવજી પુરૂષોતમે કોરીપની મીઠાઈ—દોટકી કુંવર ગોડજીએ ૨ ના ની મીઠાઈ તથા ઠ. જાદવજી પારપ્યાએ ૨ ના ની મીઠાઈ. તથા ભૂજના મુનશી હુસેનમીઆં અમીરમહમદ ૨૧) મીઠાઈ.—બિંદડા. મહાજનોએ મળી ૨૪) ની મીઠાઈ.—ફેડોઈ. રા. જટાશંકર સોમજીભાઈએ ૨૨) તથા ભીમા પૂનજીએ ૨૫) ઇનામ વેહેંચ્યું.—નખત્રાણા રેં. રા. રે. કમિસનર સાહેબે ૨ ૫ા ની સાકર.—ભચાઉ. રે. રે. ઇજનેર સાહેબ સ્કુલમાં પધારો ૨ ૧ા ની મીઠાઈ.—મુ.રોહા. ઠ. રણછોડદાસ તુલશીદાસને ઘેર પૂત્રનો જન્મ થવાથી ૨ ૧ા મીઠાઈ—લખપત. રા. રા. રે. કમીશનર સાહેબે ૨ ૬) મીઠાઈ—મુંદ્રા કંન્યાશાળા. સોની અંગાર માવજીને ઘેર પુત્રનો જન્મ થવાથી ૨ ૧) પતાસાં, ૨ ૧) પુસ્તકો, ગુરજી નાનચંદ

ગોપાળજીએ રૂ ૧ કેળાં વહેંચ્યાં. માંડવી બંદરના દી. ભીમજી મૂળજીએ રૂ ૧॥ ની મીઠાઈ શેઠ ભીમજી જેરામને પેર પુત્ર જન્મ્યાથી રૂ૩ ના પેંડા વહેંચ્યા. મહેતાજીને પાઘડીના.—ચાંબારી. પ્ર. ઠ. લાલજી કાનજીને પેર પુત્રનો જન્મ થવાથી રૂ૦। મીઠાઈ.—જમકુ કંન્યાશાળા. ઓઝા. પ્રાણજી-વન કુંવરજીએ રૂ ૧) વાર્ષિક પરિક્ષા વખતે રૂ ૬) ઓઢણીઓ. રૂ ૮) ચોપડીઓ. રૂ ૧॥। મીઠાઈ. શેઠ ભીમજી જેરામને પેર પૂત્રનો જન્મ થવાથી રૂ ૫) મીઠાઈ. રૂ ૪) મહેતાજીને પાઘડીના ને નોકરોને રૂ ૧) પાગડી હેડ-માસ્તર ચંત્રભૂજને પેર પૂત્રનો જન્મ થવાથી રૂ૫। પતાસાં રૂ૦॥ ઓઢણીઓ વહેંચી.—એરજા ભૂજ વાણીઆવાડની નિશાળના પે. આસિસ્ટંટ હરજીવન લાલજીએ રૂ ૧) દ્રાક્ષ. આ ગામમાં આરજા થવાથી પટેલ ધનજી તથા લધાનજીએ ૦॥ મીઠાઈ ખૂદાવંદ હજુર સાહેબ પધાર્યા તે વખતે છોકરા-ઓને રૂ ૬) મીઠાઈ અને રૂ ૧॥ ની મહેતાજીને પાઘડી આપી. શેઠ ભી. મજી ચોપશીએ રૂ૦॥ સાકર.—અંનારદ ગૂ. નિ. લાધઓરી અને વાલજી પ્રાગજીએ રૂ ૨) પતાસાં. વાણીઆવાડની નિશાળના મહેતાજી શિવજી પુરષોતમે રૂ ૯) ઇનામ વેંહેચ્યું. રા. રાજારામ રામકૃષ્ણે રૂ ૭) ની ચોપ-ડીઓ. તથા બુકસેલર અભવેશ્વરે રૂ ૫) ની ચોપડીઓ તથા રા. રા. ડાકટર સાહેબે રૂ ૨) મીઠાઈ, રા. રા. રે. કમિશ્નર સાહેબ પધાર્યા તે વખતે દા-કટર સાહેબે રૂ ૬) ની મીઠાઈ તથા રા. રાજારામે રૂ ૧૨) પુસ્તકો તથા બુકસેલર અડવેશ્વર ચતુર્ભુજે રૂ ૭) નાં પુસ્તકો તથા ભાટીઆ ઠ. હરિદાસ કાનજી તરફથી રૂ ૨) ની મીઠાઈ.—આડવીખલફાન સ્કૂલ. મુંદ્રાના શેઠ ભીમજી જેરામને પેર પુત્રનો જન્મ થવાથી છોકરાઓને રૂ ૧૨) મીઠાઈ. શેઠ લીલાધર દ્વારકાંદાસને પેર પુત્રનો જન્મ થવાથી છોકરાઓને પતાસાં વહેંચ્યાં.—માંડવી દ. ગૂ. નિ. વકીલ દેવજી જેઠા રૂ ૧-૨-૦ શેઠ ભીમજી જેરામને પેર પુત્રનો જન્મ થવાથી રૂ ૪) મહેતાજીને પાઘડી રૂ ૧॥ ત્રીજા આસિસ્ટોને રૂ૨) બે માનીટરોને રૂ ૧॥।) પહેલા આસિસ્ટંટને રૂ ૧) ત્રીજા આસિસ્ટંટને રૂ૦॥ નોકરોને અને છોકરાઓને મીઠાઈ ૧ મણ વહેંચી. સલાયા—અંગ્રેજી સ્કૂલના હેડમાસ્તર ચંત્રભુંજને પેર પૂત્રનો જન્મ થવાથી રૂ ૦॥ પતાસાં. રા. વહીવટદાર વજેરામભાઈ, ફોજદાર દામોદરભાઈ તથા

મ્યુનિસિપાલ સેક્રેટરી વિગેરે પધાર્યા હતા તે વખતે આલમ નુરમહમદે નિશાળ સારૂ બાક નં. ૮ કરાવી આપવા કબુલ થયા. અને રૂ ૧ા ની મિઠાઈ છોકરાઓને રસાના તા. ૧૪-૩-૮૩

દલપતરામ પ્રાણજીવન ખખ્ખર.

એ. ઇ. પ્રા. કચ્છ

પ્રાંત ઝાલાવાડ.

વાંટાવદર. શાહ કચનજી પાથવીર તરફથી.રૂ૧—ચરાડવા. નામદાર કુંવરજનારાવ હિંદુસ્તાનની મુસાફરી કરેવા પધારતાં કોરી વીસની મીઠાઈ રૂ. ૩૦ કોરી મહેતાજીને પાઘડી—ગુજરવદી. શા. માણેકચંદ પાનાચંદે પોતાના દીકરાને નિશાળે બેસાડી રૂ૦ા મીઠાઈ વેંહેંચી.—લીંબડી કન્યાશાળા. મ્યુન કમિટીએ પધારી કન્યાઓને કપડાં સીવાડી આપ્યા. ૨૧૩-૩-૨.—હળવદ. રૂ૧ા આ. વહીવટદાર સા તા. મેંબરોએ છોકરાને પાણી પાવા માટે.પરબ મંડાવી રૂ૧ા તથા રૂ૧) મે. વીનાયકરાવ તરફથી ગરીબ છોકરાઓને ઇનામ વહેંચ્યુ.—ટોકરાળા. નિશાળનુ વાસ્તુ કરી એરેખાન પ્રેસીડેન્ટ સા. તા. મેંબરોએ રૂ૪) ની મીઠાઈ વેંહેંચી. રૂ૧ા મહેતાજીને પાઘડી.—પાણશીણા કન્યાશાળા. રૂ૨) આ. બલેલ દફતરદારે તથા કારકુનોએ નિશાળમા પધારી પરીક્ષા લઈ એરેખાન ઠાકોર સાહેબ તરફથી રૂ૧)ની ટોર વેંહેંચ્યા.—વઢવાણ કન્યાશાળા. ચુંદીઆળાના તાલુકદાર કલ્યાણસિંહજીએ ૩ પ)ની ચોપડીએ તા. રૂ૧) મીઠાઈ. ગઢડાની ન્યાયકોર્ટના કારકુન દેવશંકર આણંદજી તા. છોટાલાલ મુળજી તા. ગઢડા તાલુકા માસ્તરે મળી મીઠાઈ રૂ ૧) ની વેંહેંચી.—નાગનેસ. રૂ ૧) મે. વહીવટદાર સા. સાકર તા. રૂ ૧) ડાકટર જગનનાથ દુલજીએ પોતાને ત્યાં દીકરાનો જન્મ થવાથી રૂ૬) ની સાકર.—ચોટુ. કન્યા. શા. મગનલાલ નાનુએ પોતાના દીકરાને નિશાળે બેસાડી સાકર તથા રૂ ૧ા શાહ કુંવરજી લાધાએ પોતાના પડગ ઉતરાવી દેખતા થયા તેની ખુશાલીમા સાકર વેંહેંચી.—રામપુરા. આ. વહીવટદાર સા. તથા તેમના કારકુનેએ ચોપડીઓ તથા સાકર વેંહેંચી —ખારવા. રૂ૫) જુ. નામદાર ઠાકોર સાહેબનુ પધારવુ થતા ચોપડીઓ

તથા મીઠાઈ. રૂ૦ાા નિશાળનું વાસ્તુ કરી પટેલોએ ગામ ખાતેથી મીઠાઈ વેહેચી.—એમકા. મીઠાઈ પટેલ કાનજી તથા કલ્યાણજી તથા રામ તરફથી. —કલમ. મેહેતાજી કાનજી ચતુરે નિશાળીઆની પ્રીતિપિદ્ધમાંભ્યાસ તરફ વધારવા સારૂ ચોપડીઓ વેહેચી.—નારીચાણાં. સાકર મજેકુરે ગામનાં ગરાશીઆ તરફથી વારશીક પરીક્ષા વખત વેહેચી.—સુરેલ. જરીફ જયચંદ મુળજીએ નિશાળમાં પધારી ચોપડીઓનું ઇનામ વેહેચ્યું.—જરપલાં—મજકુરના કામદા રણછોડલાલ પરભુદાસે મીઠાઈ વેહેચી.—આણંદપુર. સાકર મેહેરબાન ચોટીલાના થાણદારે નિશાળમાં પધારી સાકર વેહેચી.—વવાણી કન્યાશાળા. અહીંના દરબારમાંથી કુંવરી શ્રી મયા કુંવરબાને તા. ૧૬-૫-૮૩ ને રોજ નિશાળે બેસાડ્યાં ત્યારે રૂ ૭-૧૫-૦ પાઘડીઓ ત્રણ મેહેતાજી તથા પે. આસી. તથા બીજા આસીસ્ટંટને ત્રીજા આસીસ્ટંટને ૨૨-૧૩-૦ નું ધુરેચોળું આપ્યું. જીવણ શીક્ષકને ૨૨) રોકડા સાડલાના કહીને આપ્યા તા. ૨૧) મેહેતાજીને રોકડો આપ્યો તા. ૨૯-૨-૦ ની સાકર તથા દ્રાક્ષ મળી મણ ૧ાા કન્યાઓને મીઠાઇ વેહેંચી. વઢવાણ પ્રાં. નં. ૬ લો—૨૨) મીઠાઈ શા. છગન ઝુંઝાને ત્યાં દીકરાનો જન્મ થવાથી છોકરાઓને મીઠાઈ વેહેંચી.—સદર કન્યાશાળા. ૨૧) મુંબાઈના શેઠ જીવરાજ બાલુની કન્યાશાળાના હેડમાસ્તર મણીશંકર માહાનંદે નિશાળમાં પધારી ૨૧)ની મીઠાઈ વેહેંચી. તથા વઢવાણના રેહીશ પાઠક જડુરામ કાશીરામે નિશાળમાં પધારી ચોપડીઓ તા. મીઠાઈ મળી કુલ રૂ ૪૦ નું આપ્યું.—ખોડુ. કચ્છ તાબાના ગામ મુદ્રાના શેઠ જયરામ રાવજીની તરફથી વજેશંકર જયશંકરે પધારી ૨૨) મીઠાઈ વેહેંચી.—આલોદ. વાર્ષિક પરીક્ષા વખતે ગામ લોક તરફથી રૂ૦ાા મીઠાઈ.—ઝીંઝલી. વાર્ષિક પરીક્ષા વખતે ગામલોક તરફથી રૂ૦ાા મીઠાઈ. વઢવાણ શેહેર તા. ૧૧ જુલાઈ સન ૧૮૮૩—કોઠ. ત્યાંના જાગીરદાર તથા મેહેતાજીએ થઇને રૂ૦ાા મીઠાઈ વેહેંચી.—ગુજરવદી. બજાણાના આજમ કારભારી સાહેબે ૨૧) સાકર.—વઢવાણ મુખ્ય. મેહેરબાન ઠાકોર સાહેબની જન્મગાંઠને દીવસે રૂ ૧૦) મીઠાઈ રૂ૭) ના ચીત્ર તકતા વીગેરે તેમના માતુશ્રી તરફથી.—સદર પ્રાંચ. નં. ૧ મેહેરબાન ઠાકોર સાહેબની જન્મગાંઠને દીવશે તેમના માતુશ્રી બાઈ

શ્રી માજીરાજબા તરફથી રૂ૧૦ મીઠાઈ.—સદર કન્યાશાળા. રૂ૨) મીઠાઈ તથા રૂમાલ ઓનરેબલ રાજાગ જયતીરાવના ચીફ મેનેજર મેહેરબાન રામાસ્વામી તરફથી રૂ૨) મેહેરબાન ઠાકોર સાહેબની જન્મગાંઠને દીવસે તેમના માતુશ્રી બાઈ શ્રી માજીરાજબા તરફથી.—રામપુરા. પટેલ કુંભીમા જેઠા તરફથી રૂ૧) મીઠાઈ.—બાપોદરા. રૂ૨ાા મીઠાઈ તથા રૂમાલ શેઠ વધા રતનશીને ત્યાં દીકરાનો જન્મ થવાથી તેની ખુશાલીમાં.—સાયલા.

રૂ૧૧) મીઠાઈ તથા રૂમાલ મેહેરબાન પ્રાંતના સાહેબ પધારતાં સાયલાના મેહેરબાન દરબાર શ્રી તરફથી.—સરા. રૂ૧ાા મીઠાઈ શા. લવજી હીરાણી તરફથી.—મુળી. રૂ૨) મીઠાઈ મેહેરબાન ઠાકોર સાહેબ તરફથી. મેહેરબાન રાવબહાદુર ગોપાળજીભાઈએ નિશ.ળની "વીઝીટ" કરી ત્યારે.—ખજાણા રૂ૯-૪-૦ ની મીઠાઈ ચોપડીયો વીગેરે મેહેરબાન દરબારશ્રી તરફથી વાર્ષિક પરીક્ષા વખત તથા રૂ૧ાા રાજેશ્રી હીમતરામ જગજીવનદાસ તરફથી મીઠાઈ.—અખીઆણા. રૂ૭ાા ની મીઠાઈ વાર્ષિક પરીક્ષા વખતે ગામ ખાતેથી રૂ૭ાા આ. કારભારી સાહેબ તરફથી રૂ૭ ગરીબ છોકરાને સ્લેટો.

—સેદલા. રૂ૨-૧૫-૩ મીઠાઈ આજમ બજાણાના કારભારી સાહેબ માણેકચંદભાઈ તરફથી.—આદરીઆણા. રૂ૧) મીઠાઈ વાર્ષિક પરીક્ષા વખત શા. મગનચંદ લક્ષ્મીચંદ તરફથી.—વડગામ. રૂ૪) મીઠાઈ તથા રૂમાલ વાર્ષિક પરીક્ષા વખત મહાજન તરફથી.—કરમડ. કરમડના તાલુકદાર રાણાશ્રી દાદુબા બાપુબા તરફથી રૂ૧૨ાા મીઠાઈ તા. કપડાના તાકા પે. રૂ૧) જાડેજાશ્રી રૂપબાઈ તરફથી રૂ૧) પરમાર રણા તરફથી રૂ૧) ઠકર મોતીચંદ અમરશી રૂ૧) સોની છગન ગણેશ મીઠાઈ.—

માથક— સ્કુલ કમીટીના પ્રેસીડેન્ટ રાણાશ્રી હરીસીંગજી તરફથ રૂ૧) કુંવરશ્રી નારસંગજી તા. કુંવરશ્રી બાપુબા તરફથી રૂ૩) મીઠાઈ—ગુજરવદી. ચોપડીઓ વીગેરે આજમ મેહે. સરદાર નાનામીયાએ પરીક્ષા લઈ વેહેંચ્યું રૂ૩ાા મીઠાઈ—પાણશીણા. તથા રૂમાલ બલીસ ટપાકારકુન વીગેરે રૂ૧) મીઠાઈ—મદર કન્યાશાળા. ચુંદડી તા. છીટ. બલીન ટપા કારકુન. રૂ૮) —નાગનેસ. કંટ્રાકટર બેહેચરલાલ ચોવલાલે પરીક્ષા લઈ વેહેંચ્યા રૂ૧) મીઠાઈ—ખોસીવાદ.—રૂ૦-૭-૦ મેહેરબાન રા. બા. ગોપાલજી બાપુએ પ-

રીક્ષા લઈ મીઠાઈ તા. મ્હે. ઠાકોર સાહેબે રૂ૬)ના રૂમાલ મીઠાઈ—લીંબાપુર. પટેલ કાનજી વાલજી તરફથી રૂ૦ાા મીઠાઈ—બજાણા. મ્હે. પ્રાંતના સાહેબ પધારતાં રૂ૧૦) ના રૂમાલ રૂ૩ મીઠાઈ દરબારશ્રી તરફથી તા. રૂ૧) રાજકોટના આ. કારભારી સાહેબ મોતીચંદભાઇએ મીઠાઈ તા. રાજકોટના પારેખ મુળચંદભાઇએ રૂ૧) ખજુર—અખીઆણા. રાજકોટના કારભારી સાહેબે પરીક્ષા લઇ વેહેચી રૂ૧) મીઠાઈ—વાગોદ. મ્હે. પ્રાંતના સાહેબ પધારતાં તાલુકદાર તરફથી મીઠાઇ તા. રૂમાલ ચોપડીઓ રૂ૧૮-૪-૯ મેહેતાજીને રૂ૫) પાઘડીના—કલાડા. સીપાઈ મોહોબતખાં હેમતખાને વાર્ષિક પરીક્ષા વખતે—પાળીઆદ. શાકર દશાડાના કામદાર ગોવીંદજી શંકરજીની જાન અહીં આવતાં તેમણે શાકર વેહેંચી રૂ૧) શાકર—ધ્રાંગધ્રા કન્યાશાળા. આજમ હેડમાસ્તર જીવણલાલભાઇએ પધારી વેહેંચી રૂ૧) મીઠાઈ—માળોદ. મજકુર ગામની સ્કુલ કમીટીના મેંબર સોની ટોકર કુંવરજીએ પોતાનો દીકરો પરણાવ્યો તેની ખુશાલીમાં તમામ નિશાળીઆઓને જમાડ્યા—દીગશર. રૂ૫) વડોદરાના વૈદ્ય છોટાલાલ હરનાથ તરફથી રૂ૧ રાધણપુરના મેહેતા જગજીવન તરફથી રૂ૧) વડોદરાના વકીલ ધોરજલાલભાઈ તરફથી મીઠાઈ—ધાંધલપુર. પાળીઆદથી કાકીની જાન આવતાં તેમના કામદાર કાળીદાસ ભુરા તા. છગન હરીચંદ તથા જગજીવન પુરૂષોત્તમ તરફથી પરીક્ષા લઇને રૂ૧) શાકર.

મુકામ રાજકોટ તા. ૧૯ કૃષ્ણલાલ ગોવિંદલાલ.

એપ્રિલ સને ૧૮૮૩, ભરુચ વિ.સબ. ડે. એજ્યુ. ઇ. પ્રાંત ઝાલાવાડ.

ભરૂચની ગામઠી નિશાળ લલુભાઇના ચકલામાંની—રાવસાહેબ પેટલાદના મુનસફ પરમાનંદદાસ ભોળાભાઈના ચીરંજીવી ઇચ્છાલાલ પરમાનંદદાસ રૂ ૭) ચોપડીઓ.—આછોદ. ગુલાબચંદ કપુરચંદ કમીટીના મેમ્બરોએ રૂ ૧) મીઠાઈ.—અંકલેશ્વર કન્યાશાળા. દામોદરદાસ કસનદાસ રૂ ૨) ચોપડી તથા મીઠાઈ.—દોરા. બાપુ નારણ રૂ૧) પા. ઇશ્વર નારણ ઉછરાતદાર રૂ. ૧) ટલાટી નગીનદાસ જશુભાઈ રૂ ૧) પા. પરસોતમદાસ રૂ૧) પા. ઉકાશંકર રૂ ૧) ભગવાન નાગર રૂ ૧) દરૂબાઈ રૂ ૦ાા પા. નાથા જીબાઈ રૂ ૦ાા ધમણાદના ઠાકોર રાજાણસીગ રામશીંગ રૂ ૦ાા પા. ખુશાલ બેચર રૂ ૦ાા

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER

JUNE 1884.

પુસ્તક ૨૩ મું. | જુન. | અંક ૬ ઠો.

મોંતાજી બહુ મોટું તુજ નામ તેમ છે કામ;-
કર અંતે મન ક્ષેત્રની, ખરી ખેતી ધરી હામ

અનુક્રમણિકા — પૃષ્ટ



CONTENTS





( કેળવણી ખાતાના હુકમથી )

अमदावादमां

મામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું

મૂલ્ય { રૂ૧) વરસનો આગાઉથી/. ; રૂ૦)=/ છૂટક એક અંકના } ટપાલ ખર્ચ જૂદું.




પુસ્તક ૨૩ મું. જુન. સન ૧૮૮૪. અંક ૬ ઠો.

# ઇંગ્રેજલોકનો સંક્ષિપ્ત ઇતિહાસ.

**પ્રકરણ ૨૯ મું. સૈન્યસત્તાક રાજ્ય. ઇ. સ. ૧૬૪૯ થી ૧૬૬૦ સુધી.**

રાજ વ્યવસ્થાપત્રકમાં પાર્લામેંટ બોલાવવાના નિયમ આ પ્રમાણે મુકરર કર્યા હતા. કાથોલિક અને ટૂરીઓ એટલે જેમણે રાજ પક્ષે રહીને લડાઈ કરી હોય તે, સિવાય એ બે સઘળાને ચૂંટણીનો હક આપવો. વિશેષ હક કાઢી નાખવા, અને ૨૦૦ પૌંડની સ્થાવર કે જંગમ મિલ્કત જેને હોય તે સઘળા ચૂંટણીમાં પોતાનો મત આપી શકે. જે ગામડાં ઉજડ થયાં ઉજડ જેવાં થઈ ગયાં હતાં, અને જેને નષ્ટ કે ગજવાનાં ગામ કહેછે, તેની પાસેથી ચૂંટણીનો હક લઈ લેવો અને કેટલાં ગામો જે આ સમે મોટાં થઈ ગયાં હતાં તેને તે આપવો.

આ ફેરફાર ઘણો ખરો તો જૂની પદ્ધતિમાં પસંદ કરવા લાયકજ સુધારો હતો. માનચેસ્ટર, લીડ્સ, હેલિફાક્સ વગેરે જે હાલ મોટાં ચૂંટણી સ્થળો ગણાયછે, અને જે આ સમે પણ સારી આબાદીપર આવેલાં હતાં, તેને ચૂંટણીનો હક મળ્યો એ કોઈ પણ નિષ્પક્ષપાતી માણસથી ગેરવાજબી કહેવાશે નહિ. તેમજ જે ગામમાં એકે છાપરૂં રહ્યું ન હોય, અથવા જ્યાં જમીનદારના દશ વીશ ખેડુતોજ હાલ રહેતા હોય, તેને ચૂંટણીમાં સામેલ રાખ્યા કરવું, એ પેલા જમીનદારને માત્ર રાજ્યમાં ગેરવાજબી સત્તા આપ્યા બરાબરજ હતું. નષ્ટ ગામડાં બાબતનો સુધારો આ

ધોરણેજ સવાસો વર્ષ પછી પ્રખ્યાત પિટે આરંભ્યો, અને આપણા કાળમાં તે અમલમાં આવ્યો છે..પણ આ સમે તો લોકે આ વાજબી સુધારાને મોટો જુલમ ગણ્યો, અને પાછળથી મોટો વાંધો ઉઠ્યો કે આવી નવતર રીતે પાર્લામેંટ મળેલી તે દેશની પાર્લામેંટજ કહેવાય કેમ. પણ એ બધાનું મુખ્ય કારણ તો એજ કે આડે લાકડે આડો વેહ. બળાત્કારે કોઈ આપણું ભલું કરે, તોપણ તે સારૂ લાગતું નથી.

રાજ્યમંડળ આટલીજ વ્યવસ્થા કરીને બેસી રહ્યું હોય, તો તે વાજબી કહેવાત. રાજ્યરચના કેવા પ્રકારની કરવી તે આ નવી પાર્લામેંટનાજ ઠરાવ ઉપર રાખવું હતું. પણ તેમણે ધાર્યું કે એ પાર્લામેંટ મળે તે દરમ્યાન રાજ્ય ચલાવવાનુ ધોરણ તો જોઇએજ, અને મનમાં એમ પણ ખરૂં કે આપણે આપણને ફાવતી રાજ્યરચના એકવાર કરી મૂકવી એજ ઠીક.

આ રાજ્યરચનામાં ઠેરવ્યું કે ક્રામ્વેલ એની જીંદગી સુધીનો દેશરક્ષક થાય. દેશ રક્ષકે ૨૧ મંત્રી રાખવા, અને તેમની સલાહે રાજ્ય ચલાવવું. દેશરક્ષક મંત્રીઓને નીમે ખરો, પણ પછી તેમાંના કોઇની બરતર્ફી તો તે બધાની સંમતિથીજ થઈ શકે. તેમની મંજુરીવિના બીજા દેશોની સાથે સંધિવિગ્રહ તથા દેશમાં મોટા હોદ્દાની નીમણુંકો કરી શકાય નહિ. ત્રણ ત્રણ વર્ષે એણે નવી પાર્લામેંટ બોલાવવીજ, અને પાર્લામેંટની રજા વિના એનાથી ક્યારે પણ કર મૂકાય નહિ. કાયદા પાર્લામેંટની મંજુરીથીજ થાય, અને પાર્લામેંટનો કરેલો કાયદો દેશરક્ષક મંજુર ન રાખે, તોપણ તે ૨૦ દહાડા વીત્યા પછી મંજુરજ છે એમ ગણાય.

• આ રાજ્યરચના પણ વસ્તુતઃ જોવા જઈએ તો કાંઈ ખોટી નથી. જે જૂની પદ્ધતિ ઇંગ્રેજોને આટલી બધી પ્રિય હતી, તેનીજ એ નકલ છે. માત્ર અહિંયા રાજાને ઠેકાણે દેશરક્ષક એવો શબ્દ વાપર્યો છે. એકને અનેકની, એટલે, રાજાને પ્રજાની સત્તાનું મિશ્રણ, જે ઇંગ્રેજી રાજ્યરચનાનું ખાસ લક્ષણ, તે બરાબર એમાં જાળવી રાખેલું જણાય છે. જૂની પદ્ધતિ કરતાં જેટલો એમાં ફેર છે, તે સઘળો પ્રજાનાજ લાભનો છે. એકને સર્વોપરી સત્તા આપી પણ તેને એવો બાંધી લીધો કે તેનાથી લોક વિરૂદ્ધ જઈ શકાય નહિ. શાસ્ત્રકાર (Legislative) ને શાસનકાર (Executive) નાં

કામ તદનજ જુદાં પાડી નાંખ્યાં, અને વિશેષ એ કે મુખ્ય સાસનકારનો અધિકાર મંત્રી મંડળના અપૂર્વ સત્તાથી મર્યાદિત અને ભયરહિત કરી મેલ્યો.

વળી, આ રાજ્યરચના આ સમે ઇંગ્લાંડમાં જે અતિ પર ગએલા બે ઉલટા મત ચાલતાં હતા તે બંનેનો વચલો માર્ગ હતો. હડહડતા પ્રજાસત્તાકીઓ અનેકનીજ સત્તા સ્થાપવાને તલપી રહ્યા હતા, તેમજ હાલ દબાઈ ગએલા પણ લાગ આવે કૂદી પડવાને તત્પર થઈ રહેલા રાજભક્તો એકનીજ સત્તા ઉપર ફિદા હતા. અનેકની અમર્યાદિત સત્તા શી ખરાબી કરે છે, તેંગ્લાંબી પાર્લામેંટના ચરિત્રો ઉપરથી બરાબર સમજાય છે. એકની સત્તા તો, દુનિયાના તમામ ઇતિહાસો પોકારીને કહેછે, કે પૂરતા બંધનો વિના વિનાશકારીજ છેજ. પ્રજાનું સુખ એકને અનેકની સત્તાના યોગ્ય સંમિશ્રણમાંજ રહેલું છે. હાલ ઇંગ્લાંડનું રાજ્ય જૂદે નામે અને કાંઈક જૂદે આકારે પણ લગભગ આ વ્યવસ્થાપત્રકની મર્યાદાથીજ ચાલે છે, અને તેમ છે તોજ તે દુનિયાની રાજ્યપદ્ધતિઓમાં સર્વોત્તમ નીવડી ચક્યું છે.

આવી રાજ્ય રચના, ટુંકડો ઇતિહાસ કર્તા મેકાલી સમજાવે છે તેમ, ક્રામ્વેલે દેશહિતબુદ્ધિથીજ ઉપજાવી કાઢી, કે બીજા કેટલાક કહેછે તેમ, એની અંદરખાને મતલબ પોતાનો રાજ્યલોભ તૃપ્ત કરવાનીજ હતી, એ મુકરર કરવું બહુ મુશ્કેલ છે. અમે ધારીએ છઇએ કે એ બંને મતલબ ખરી. પણ આ વેળા ઇંગ્લાંડના લોકને તો એમજ લાગ્યું કે આ બધી ફકત રાજ્ય પચાવી પડવાની જુક્તિઓ છે, અને હવે પછી એણે પાર્લામેંટ સાથે જે વર્તણુક ચલાવી તે ઉપરથી તેને પૂરતો ટેકો મળ્યો.

પેહેલી પાર્લામેંટ ક્રામ્વેલે ઉપલી વ્યવસ્થાને અનુસરી બોલાવી, તેમાં તો એની ભાવના શુદ્ધ ને પ્રજાનું સ્વાતંત્ર્ય જતાવનારીજ જણાય છે. ચૂંટણી કરનારા ઉપર એણે કાંઈ પણ લાગવગ કે બળાત્કાર વાપર્યો નહિ, અને તેમ ન કર્યાની મોટી સાબીતી આ પાર્લામેંટ જાતેજ છે. ધર્મચૂસ્ત પ્રેસ્બિટેરિયન તથા ઉચ્છંકળ પ્રજાસત્તાકી, જે બંને એના આ સમે હડહડતા દુશ્મનો થઈ રહ્યા હતા, તે આ પાર્લામેંટમાં ભરપટ્ટે આવ્યા. તેમજ રાજપક્ષની છૂપી પણ જબ્બર લાગણીવાળા માણસોનીએ એમાં કાંઈ

ખોટ નહોતી. ટુંકામાં, ઇંગ્લાંડની ભિન્ન ભિન્ન વસ્તિને અનુસરતાજ એ સભાસદો હતા, અને જેને ખરી દેશની સ્વતંત્ર પાર્લામેંટ કહી શકાય તેજ એ હતી. એવી સ્વતંત્ર પાર્લામેંટ પહેલાં કોઈ પણ રાજાએ ભેગી કરી નહોતી.

આ સ્વતંત્ર પાર્લામેંટ આવી તુર્તજ પોતાનું સ્વતંત્રપણું બતાવવા લાગી. જેની રૂએતો તે ભેગી થઈ હતી, તેજ વ્યવસ્થાપત્ર કરવાનો મંત્રી મંડળને અખત્યાર નહોતો એવી તકરાર તેમણે મૂળ મંડાણમાં ઊઠાવી. ક્રામ્વેલે કહ્યું કે કાયદાની બારીકીનો એ કૂથલો તમે હાલ કોરાણે ઘાલી મોટાં મોટાં સંધિવિગ્રહનાં તથા રાજ્ય વ્યવસ્થાનાં જે કામો ચડી ગયાં છે તેનો પહેલો નિકાલ આણો. પણ આ મમતી લોકે એને ગણકાર્યો નહિ. ત્યારે એણે હુકમ કર્યો કે "એક પુરૂષ ને પાર્લામેંટની" જે સંયુક્ત રાજ્યવ્યવસ્થા અમે ઠેરવી છે તે તો નહિજ ફેરવાય, અને નહિ ફેરવું એવી જે પ્રતિજ્ઞા લેશે તેનેજ હું પાર્લામેંટમાં બેસવા દઇશ. સોએક જણ સિવાય બાકીના બધા આ સરત કબુલ કરીને રહ્યા, પરંતુ તેઓ પણ એ વ્યવસ્થાપત્ર પાર્લામેંટ હસ્તક મંજુર થયા વિના કાયદેસર ગણાય નહિ એમ કહી, તેને કલમે કલમ લઈ ચૂંથવા બેઠા, અને એનો નિકાલ આવતાં સુધી અસલની રીત પ્રમાણે નાણાં આપવાં બંધ કર્યાં. લશ્કર પગારને માટે ક્યારનું બૂમા બૂમ પાડી રહ્યું હતું. રાજપક્ષનાં બંડ પાછાં દેશમાં ઉઠવાની તૈયારી જણાઈ. પાર્લામેંટની આડાઇનુજ આ પરિણામ છે એમ ધારી, ક્રામ્વેલ ગુસ્સે થઈ તેને કાઢી મૂકી. (ઈ. સ. ૩૧ મી જાનેવારી ૧૬૫૫).

ક્રામ્વેલનું આ કામ જેવું આપખુદીનું તેવુંજ બેવકુફીનું હતું. જે બંડ ફિસાદોની એણે દેહેશત રાખેલી, તે તો ઉલટાં ચોગણાં એના આ કૃત્યથી ઉઠ્યાં. એના જબરદસ્ત લશ્કરે તે ઝપટીમાં સમાવી નાંખ્યાં એ ખરૂં, પણ હવેથી હું કાયદેસર રાજ્ય કરૂંછું એમ કહેવાનું એને બહાનું પણ રહ્યું નહિ, અને એના અમલે ઉઘાડું આપ અખ્તિઆરી અથવા લશ્કરી રાજ્યનું રૂપ પકડ્યું, કે જે જોઇને સઘળાની નજર રાજકુળ તરફ સ્વભાવિકપણે તણાઈ. બધાને લાગ્યું કે આતો બકરી કાઢતાં ઊંટ પેઠું. રાજાનો આપ અખ્તિયાર રોકવા જતાં આતો આપણે કેવળ આપ ખુદી બનેલા લશ્કરનાજ

હાથમાં ફસાઈ પડ્યા. એના કરતાં તો ચાર્લ્સ જેવાની આપ અખ્તિયારી પણ સારી એમ ઘણાને લાગવા માંડ્યું.

હવે જોવાનું એ રહ્યું છે કે આ લશ્કરી અમલ કેમ અને ક્યાં સુધી ચાલ્યો. ખરૂં પ્રજાસત્તાક રાજ્ય તો સમસ્ત પ્રજાની અભિરૂચિ વિના સ્થાપન થઇ શકે નહિજ એ વાત આપણે પાછળ વર્ણવેલા બનાવો ઉપરથી સાબીત થઈ ચૂકી.

લશ્કરી રાજ્ય હવે ઈંગ્લાંડમાં ક્રામ્વેલ ચલાવવા માંડ્યું. દેશના ૧૦ ભાગ પાડી અક્કેકા સેનાપતિના હવાલામાં તે સોંપી દીધા. એ સેનાપતિઓ શહેનશાહી સત્તાની પેઠે ચાહે તેને પકડતા ને ચાહે તેને છોડતા. રાજ્યપક્ષવાળાને પ્રથમ કાયદાથી સામાન્ય માફી અપાઈ ચૂકેલી, તોપણ આ વખતે તેમની ઉપજ ઉપર ક્રામ્વેલે દશાંશ વેરો નાખ્યો. પોતાનાજ એક અખ્તિઆરથી મરજીમાં આવે તેવા કર ઉઘરાવવા માંડ્યા, અને એ કામ કાયદેસર નથી, એવી હામ્પડનની પેઠે એક જણે ફરીઆદી માંડી ત્યારે તેની તરફથી જે વકીલ થયો હતો તેને કિલ્લામાં મોકલાવી દીવો! આવા જુલમથી કાયર થઈ લોકે ચોપાનીયાંના આકારમાં ભારે પોકાર ઉઠાવી મૂક્યો. દરરોજ પોકાર પાડતાં સેંકડો નવાં નવાં ચોપાનીયાં નીકળવા લાગ્યાં. આ જોઈ આ પ્રજાસત્તાક રાજ્યે એવું એક છાપખાના ઉપર શખ્ત દેખરેખ રાખનારૂં ખાતું બેસાડ્યું કે તેની રજાવિના કોઇથી કાંઇ છપાયજ શકે નહિ!

ક્રામ્વેલની રાજનીતિ, તોપણ, બહુધા ઊંચા પ્રકારની, ડાહી, ને દીર્ઘદૃષ્ટિ ભરેલી હતી. ક્રામ્વેલે રાજ્યની પદ્ધતિ કેવળ આપ અખ્તીયારીજ આં વેળા ચલાવી, તોપણ એનો અમલ બીજી સઘળી રીતે ઈંગ્લાંડના ઇતિહાસમાં ઘણોજ કીર્તિવંત છે. એના જેવો બંદોબસ્તને ઇનસાફ તો ઈંગ્રેજોએ પહેલાં ભાગ્યેજ દીઠો હશે. એના વખતમાં ધર્મનો બળાત્કાર કોઇની ઉપર પણ હતો નહિ, અને કાથોલિક શિવાય ઘણાંખરાને તો છૂટ પણ પહેલાં કોઈ કાળે મળેલી નહિ એવી એણે આપી હતી. યાહુદીઓ, જેને ખ્રીસ્તી લોક પરંપરાથી ધર્મશત્રુઓજ ગણતા આવ્યા હતા, તેને લંડનમાં સમાજ બાંધવાની પહેલવહેલી છૂટ મળી તે આ ક્રામ્વેલનાજ અમલમાં. દેશના બંદોબસ્ત માટે તો રાજપક્ષનો એક પરમમિત્રજ પોતાના પુસ્તકમાં

લખી ગયોછે કે એની આપ અખ્તીઆરીના એ આઠ વર્ષ અમે હમેશાં ઘણી સમાધાની તથા આબાદીના ગણીએ છઇએ.

ઇંગ્લાંડ, સ્કાટલાંડ, ને આયર્લાંડ એ ત્રણે ઠેકાણે જેવું એણે એક ચક્રે રાજ્ય ચલાવ્યું તેવું પહેલા કદી પણ કોઈ રાજાથી ત્યાં ચાલ્યું નહોતું. દેશાવરમાં એણે ઇંગ્લાંડની કીર્તિ જે વધારી તેનો તો એક શતાંશ ૫ણ પાછલા બે રાજ્યમાં હતો નહિ. ટુંકામાં, એનો અમલ ઇંગ્લાંડને, બીજી બધી રીતે રાજી રાજી થવા તથા અભિમાન ધરવા જોગ હતો. પણ ખામી એજ કે તે ઇંગ્લાંડના લોકની મરજીવિરૂદ્ધ સ્થાપન થએલો હતો. આપણા જેવા દેશમાં જો એવો કોઇ પ્રતાપી થઇ ગયો હોય, તો તેની આપ અખ્તીઆરી ન જોતાં તેના સદ્‌ગુણ, ઇનસાફ, ને પરાક્રમનાંજ ઇતિહાસમાં ગુણ ગાન થઈ રહે. પણ ઇંગ્રેજ લોકની પ્રકૃતિ જૂદીછે. તેમને સ્વતંત્રતાજ વા'લીછે, અને તે જેમાં નથી એવા રાજ્યથી કોટ્યાવધિ ફાયદા થતા હોયછે, તો પણ તેને તુચ્છ ગણી તેઓ સ્વતંત્રતાને માટેજ મથેછે.

ક્રામ્વેલ પોતે પણ સમજતો હતો કે, મારો અમલ કાયદેસર સ્થાપન થયો નથી એ મોટી ખામી છે, અને તેથી એના મંત્રીઓની સલાહ ઉપરાંત એણે એક બીજીવાર પાર્લામેંટને બોલાવી (૧૭ મી સપટેંબર ૧૬૫૬.)

બીજી પાર્લામેંટ બોલાવવામાતો ક્રામ્વેલે પુષ્કળ વગ વસીલો ને દાબ દબાણ વાપર્યું. તે છતાં પણ ધીરજ ન રહી તેથી દરેક સભાસદને પાર્લામેંટમાં દાખલ થવા પહેલાં મંત્રીમંડળ પાસેથી સારી ચાલનું ખાત્રીપત્રક આણવાની જરૂર પાડી, અને આ અપૂર્વ બળાત્કારથી સો જણને પાછું જવું પડ્યું. આવી પાર્લામેંટ તત્કાળ એને અનુસરતા ઠરાવો કરી આપે એમાં કાંઈ નવાઈ નથી, પણ તેણે એ સેનાપતિઓનો અમલતો મંજુર રાખવાની નાજ પાડી, અને તે બાબતનું જે આકટ હતું તે નાપસાર કરી નાખ્યું. આ જોઈ લશ્કર પાર્લામેંટ ઉપર ચીડવાઈ ગયું, પણ ક્રામ્વેલ સમજીને ચૂપ રહ્યો.

પાર્લામેંટ ઉપર આથી પણ વધારે કોપાયમાન થવાનું લશ્કરને કારણ મળ્યું. આ સમે ક્રામ્વેલ વગેરે ઘણાક વિચક્ષણ માણસોને અનુભવ પરથી માલમ પડવા આવ્યું હતું કે ઇંગ્રેજ લોક એમની રાજ્યપદ્ધતિમાં તો

કોઈ રીતે પણ ફેરફાર કરવા દેવાના નહિજ. આ વિચારથીજ જૂની પદ્ધતિના નમુના ઉપર સઘળી રચના નવા રાજ્યની કરવામાં આવી હતી. તોપણ હજી એક મોટો ફેર હતો. ગમે તેવું પણ હજી એ પ્રજાસત્તાક રાજ્ય કહેવાતું, અને તે નામજ આખી પ્રજાને મહા અળખામણું હતું. રાજાનું રાજ્ય એ બોલ સાંભળતાંજ બધાનો જીવ હર્ષથી પ્રફુલિત થતો. નામમાં શું છે એમ કહેવાયછે, પણ દુનિયાનો ગાડરીયો પ્રવાહ તો નામને આધારેજ ચાલ્યો જાયછે. આમ સમજી આ પાર્લામેંટે એવો વિચાર કરવા માંડ્યો કે દેશરક્ષક નામ કાઢી નાખી ક્રામ્વેલ પાસે રાજપદ ધારણ કરાવવું જોઇએ. આ પેરવી તેમણે એને કહે કે પોતાની મેળે ચલાવી તે તો ઈશ્વર જાણે, પણ એને રાજા કહેવડાવવાની આ સમે ખુશી હતી એમાં તો કાંઈ ચક નથી.

પરંતુ એની પણ ખુશી આ સમે ઈંગ્લાંડમાં શા કામની હતી? આ સમે તો ઇંગ્લાંડમાં લશ્કરનું રાજ્ય હતું, અને તેની જે ખુશી હોય તેજ ખરી. આ મનસુબો બહાર પડતાજ મોટા મોટા સેનાપતિ પોતાના રાજીનામા લખી ક્રામ્વેલ પાસે દોડ્યા. એના જે ખરા મિત્ર હતા તે આજીજીથી એને વારવા લાગ્યા. છેવટે તમામ લશ્કરના જમાદારોની સભાએ આર્જવ પૂર્વક એક ગંભીર વિનંતિ પત્ર લખી મોકલ્યું કે ઈશ્વરની ખાતર તમે આ કામ કરશો નહિ. ક્રામ્વેલ ડાહ્યો હતો. એ જાણતો હતો કે, આ સિપાહીઓ કાંઇ બાડુતી-રોટલા દાસીયા-નથી. એમાંનો પ્રત્યેક જણ પગારને માટે નહિ, પણ પોતાના વિચારની ખાતર તલવાર લઇને બહાર પડ્યોછે. ક્રામ્વેલ સમજતો હતો કે આ ભક્તોજ આ સમે ઈંગ્લાંડની સબળ શક્તિઓ છે, અને જ્યાંસુધી એ શક્તિઓનું સમગ્ર પ્રતિબિંબ હું મારા આત્મામાં ધારણ કરી રહ્યો છું, ત્યાં સુધીજ હું બળવાન પરાક્રમી, કે જે કહો તે છઉં. જો મારૂં એ તેજ હરણ થઈ ગયું, તો પછી હું કાંઈ નથી. એક સામાન્ય પુરૂષ કરતાં મારૂં એક તૃણભાર પણ વધારે ચાલવાનું નથી. માટે, આ સઘળો વિચાર કરી શાણામનના નિગ્રહવાળા ક્રામ્વેલે પોતાની રાજ્યતૃષ્ણા કે દેશ શાંતિની ઈચ્છા કોરે મૂકી, અને પાર્લામેંટને કહાવી મોકલ્યું કે મારે રાજપદ ધારણ કરવું નથી. (મે.૧૬૫૭).

આ રીતે રાજપદ ધારણ કર્યું નહિ પણ પ્રજાના લાભની તે પાર્લામેંટ તરૂંની

જે જે માગણીઓ હતી તે એણે ખુશીથી કબુલ રાખી. રાજ્યવ્યવસ્થા પત્રકમાં ફેરફાર કરી તેમણે જે ખરડો તૈયાર કર્યો હતો તે મંજુર કર્યો. જાણે આ કાયદાને આધારેજ પોતે દેશરક્ષક થતો હોય, તેમ વેસ્ટમિનિસ્ટરના મહેલમાં મોટા ઠાઠથી દરબાર ભરી પાર્લામેંટના પ્રમુખને હાથે એણે રાજ્યાભરણ ધારણ કર્યાં, રાજ્યદંડ લીધો, અને કમરે તલવાર બંધાવી. મંત્રીમંડળ તથા રાજ્યના અમલદારોની નીમણુકમાં પાર્લામેંટે જે બંધનો માગ્યાં તે કબુલ રાખ્યાં, અને હવે પછી તેની મંજુરી વિના કર ઉઘરાવવો નહિ એમ ઠર્યું. પાર્લામેંટના સભાસદોની યોગ્યાયોગ્યતાનુ તોલ કરવાનો અધિકાર પાછો તેમનેજ સ્વાધીન કરી દીધો. આ કબુલતની રૂએ જે ૧૦૦ ગ્રહસ્થો પ્રથમ બાતલ કરાયા હતા, તે પાછા આ પાર્લામેંટમાં છૂટથી આવી શક્યા. આ લોક આવવાથી પાર્લામેંટનું કેટલુંક વળણ ફર્યું, અને પાછી તકરારો ચાલી.

જૂની પદ્ધતિમાંનું હાલ એક એ બાકી રહી ગયું હતું કે અમીરોની સભા નહોતી. તે ખોટ પણ પૂરી પાડવાના હેતુથી પાર્લામેંટે નવી વ્યવસ્થામાં ઠેરવ્યું હતું કે "બીજી સભા" બોલાવવી. અમીરોને લાગ્યું કે કોઈ પણ રાજપદ ધારણ કરનાર હોય, તોજ તેના આમંત્રણથી આપણે જવું એ લાજમ કહેવાય, અને તેથી તેઓમાંના થોડાજ આવ્યા. તેમની જગા પૂરવા ક્રામ્વેલે નવા માણસોને અમીર બનાવી ત્યાં મોકલ્યા. આ વાત એક પક્ષને પસંદ પડી નહિ. પેલા સમચ્છેદકો કકળી ઉઠ્યા, કે વળી પાછો માણસ માણસમાં આ ભેદ શો? સામાન્ય લોક હસવા લાગ્યા કે આ ધાંચી મોચીઓ તે વળી અમીર ક્યા દહાડાના! પાર્લામેંટે પણ આ નવા અમીરો સામા મોટો વાંધો ઉઠાવ્યો. કેટલાક સભાસદો તો એને અમીરોની સભા ન કહેતા. "બીજી સભા" એમજ બોલીને વાદવિવાદ ચલાવતા. વાત બહુ રસે ચડી અને ક્રામ્વેલનો મિજાજ ગયો. પોતાના ઘરમાં બેઠો હતો ત્યાંથી ગુસ્સા કરીને એ ઉઠ્યો, અને એના એક મિત્રે બહુએ વાર્યો પણ તેનું ન સાંભળતાં પાર્લામેંટમાં જઈ તેને એ રજા આપીઆવ્યો. (૪ થી ફે.૧૬૫૮).

આ પ્રમાણે બીજી પાર્લામેંટ પણ એણે ક્રોધાવેશમાં વિસર્જન કરી, અને પછી તુર્તજ પોતાના મનમાં પસ્તાઈ ત્રીજી પાર્લામેંટ બોલાવવાનો વિચાર કરવા લાગ્યો. એના મિત્રો આશ્ચર્ય પામવા લાગ્યા કે ધીરવીર ક્રા-

ગયેલ આ શા વેષ કાઢવા માંડ્યા છે પણ ખરૂં તો એ હતું કે એ કાયર, કાયર, નિરાંશ થઈ ગએલા જિવના દાંતીયા તથા છેલાં તરફડીયાં હતાં. ધીરવીર કે કાયર, શાણા કે અણઘડ, સર્વેના મનોરથ છેવટે ધૂળમાં મેળવનાર દુષ્ટ યમદુત એના માથા ઉપર હવે ઉભી રહેલાં હતા.



## मोटां मोटां शेहेरोनी वस्ती.

હિંદુસ્તાનના ૫०००० હજાર અને એથી વધારે વસ્તીવાળાં વસ્તીનાં અનુક્રમથી ગોઠવેલાં શેહેરો.—

| શેહેરો. | ઈલાકો અથવા સંસ્થાન. | બધા ધર્મની ઉભય જાતીની (સ્ત્રી પુરૂષ) વસ્તી. |
|---|---|---|
| ૧ મુંબાઇ શેહેરને ટાપુ. | મુંબાઈ. | ७७३१९६ |
| ૨ કલકત્તા. | બંગાળા. | ४३३२१९ |
| કલકત્તાના પરાઓ. | ,, | २५१४३९ |
| દક્ષિણ સબરબન. | ,, | ५१६५८ |
| ઉત્તર સબરબન. | ,, | २९९८२० |
| ૩ મદ્રાસ શેહેર. | મદ્રાસ. | ४०५८४८ |
| હેદ્રાબાદ શેહેર પરાં અને શિકંદરાબાદ. | હેદરાબાદ. | ३५४९६२ |
| ૪ લખનોર. | વાવ્યપ્રાંત. | २६१३०३ |
| ૫ બનારસ. | ,, | १९९७०० |
| ૬ દિલ્હી. | પંજાબ. | १७३३९३ |
| ૭ પટના. | બંગાળા. | १७०६५४ |
| ૮ આગ્રા. | વાવ્યપ્રાંત. | १६०२०३ |
| ૯ બેંગલોર. | મ્હેસુર. | १५५८५७ |
| ૧૦ અમૃતસર. | પંજાબ. | १५१८९६ |
| ૧૧ કાનપૂર. | વાવ્ય. | १५१४४४ |

| | | |
|---|---|---|
| ૧૨ લાહોર. | પંજાબ. | ૧૪૯૩૬૯ |
| ૧૩ અલ્હાબાદ. | વાયવ્યપ્રાંત. | ૧૪૮૫૪૭ |
| ૧૪ જયપુર. | જયપુર. | ૧૪૨૫૭૮ |
| ૧૫ રંગૂન. | બ્રિટીશ બ્રહ્મદેશ. | ૧૩૪૧૭૬ |
| ૧૬ પુના. | મુંબાઈ. | ૧૨૯૭૫૧ |
| ૧૭ અમદાવાદ. | ,, | ૧૨૭૬૨૧ |
| ૧૮ બરેલી. | વાયવ્યપ્રાંત. | ૧૧૩૬૧૭ |
| ૧૯ સુરત. | મુંબાઈ. | ૧૦૯૮૪૪ |
| ૨૦ હોરા. | બંગાળા. | ૧૦૫૨૦૬ |
| ૨૧ વડોદરા શહેર. | વડોદરા. | ૧૦૧૮૧૮ |
| ૨૨ મીરત. | વાયવ્ય૦ | ૯૯૫૬૫ |
| ૨૩ નાગપુર. | મધ્યપ્રાંત. | ૯૮૨૯૯ |
| ૨૪ લશ્કર. | ગ્વાલિયરનુ રાજ. | ૮૮૦૬૬ |
| ૨૫ ત્રીચીનાપલી. | મદ્રાસ. | ૮૪૪૪૯ |
| ૨૬ પેશાવર. | પંજાબ. | ૭૯૯૮૨ |
| ૨૭ ઢાકા. | બંગાળા. | ૭૯૦૦૬ |
| ૨૮ ગયા. | ,, | ૭૬૪૧૫ |
| ૨૯ જબલપુર. | મધ્યપ્રાંત. | ૭૫૭૦૫ |
| ૩૦ ઇંદોર. | ઇંદોરનુ રાજ. | ૭૫૪૦૧ |
| ૩૧ શાહજહાનપુર. | વાયવ્યપ્રાંત. | ૭૪૮૩૦ |
| ૩૨ રામપુર. | રામપુર. | ૭૪૨૫૦ |
| ૩૩ મદુરા. | મદ્રાસ. | ૭૩૮૦૭ |
| ૩૪ કરાંચી. | મુંબાઈ. | ૭૩૫૬૦ |
| ૩૫ મુલતાન. | પંજાબ. | ૬૮૬૭૪ |
| ૩૬ ભાગલપુર. | બંગાળા. | ૬૮૨૩૮ |
| ૩૭ અંબાલા. | પંજાબ. | ૬૭૪૬૩ |

| | | |
|---|---|---|
| ૩૮ મુરાદાબાદ. | વાયવ્યપ્રાંત. | ૬૭૩૮૭ |
| ૩૯ ભરતપૂર. | ભરતપૂર. | ૬૬૧૬૩ |
| ૪૦ દરેભંગા. | બંગાળા. | ૬૫૯૫૫ |
| ૪૧ ફરૂકાબાદ. | વાયવ્યપ્રાંત. | ૬૨૪૩૭ |
| ૪૨ કોઇલ. | " | ૬૧૭૩૦ |
| ૪૩ સોલાપૂર. | મુંબાઈ. | ૬૧૨૮૧ |
| ૪૪ સારણપૂર. | વાયવ્યપ્રાંત. | ૫૯૧૯૪ |
| ૪૫ ગોરખપૂર. | " | ૫૭૬૨૨ |
| ૪૬ કાલીકત. | મદ્રાસ. | ૫૭૦૮૫ |
| ૪૭ મીરજાપૂર. | વાયવ્યપ્રાંત. | ૫૬૩૭૮ |
| ૪૮ ફેજાબાદ. | " | ૫૫૫૭૦ |
| ૪૯ ભોપાળ. | ભોપાળસ્ટેટ. | ૫૫૪૦૨ |
| ૫૦ મોંગીર. | બંગાળા. | ૫૫૩૭૨ |
| ૫૧ તંજાવર. | મદ્રાસ. | ૫૪૭૪૫ |
| ૫૨ નેગાપટ્ટન. | " | ૫૩૮૫૫ |
| ૫૩ પંસાલા. | પ. સ્ટે. | ૫૩૬૨૯ |
| ૫૪ બલ્લારી. | મદ્રાસ. | ૫૩૮૬૦ |
| ૫૫ મુલમીન. | બ્રિટીશ બ્રહ્મા. | ૫૩૧૦૭ |
| ૫૬ રાવલપીંડિ. | પંજાબ. | ૫૨૯૭૫ |
| ૫૭ જાલંધર. | " | ૫૨૧૧૯ |
| ૫૮ ચૂપ્રા. | બંગાળા. | ૫૧૬૭૬ |
| ૫૯ કાંપતી. | મધ્યપ્રાંત. | ૫૦૯૮૮ |
| ૬૦ સાલેમ. | મદ્રાસ. | ૫૦૬૬૭ |
| ૬૧ ક્રમ્બકોનમ. | " | ૫૦૦૯૮ |

# सवाया एकत्रीसा.

ફરિ અવસર નહિ આવે આવો, બાળપણું જાતું રહેશે;
ભણ્યાવિના ભવમાં ભટકેથી, માનવિ માત્ર મુરખ કહેશે.
મોટા થઈ મનમાં મૂઝાશો, બારે રહેશો નહિ કાલા;
ભણી ગણી વિદ્વાન બનો બાઈ, શાને ઠોઠ રહો ઠાલા. ૧
જુવાનીમાં જર મેળવ્યું જેણે, જરા વિષે સુખથી ખાશે;
એમજ બાળપણે ભણીયો, તે પાછળથી સુખિયો થાશે.
સમજી એવું થવું સર્વદા, ભણવા કાજેહો શાળા;
ભણી ગણી વિદ્વાન બનો બાઈ, શાને ઠોઠ રહો ઠાલા. ૨
જવાનીમાં જર નવ મેળવ્યું, તે પાછળ દુઃખિયો થાશે;
એમજ બાળપણે નહિ ભણીયો, તે પાછળથી પસ્તાશે.
કપુત નામ કહેવાશો તેથી, માત તાતને નહિ વાલા;
ભણી ગણી વિદ્વાન બનો બાઈ, શાને ઠોઠ રહો ઠાલા. ૩
કીર કરે અભ્યાસ સદાતો, આદરથી સૌ જન પાળે;
કાન ધરી કોયલ રવ સુણશે, કાગ રાગથી કંટાળે.
ગુણને વશ થાશે સઘળા જન, રંગ રહે મેઉના કાળા;
ભણી ગણી વિદ્વાન બનો બાઈ, શાને ઠોઠ રહો ઠાલા. ૪
સરસ ફૂલ શીમળનું ભાસે, શોભા જોતાં પદ્મ સમાન;
ગંધ હીન ગર્ધવ નવ સૂંઘે, માટે કહુંછું ગુણને માન.
રાખી ટેક વિવેક ધરીને, ભણો કરું કાલાવાલા;
ભણી ગણી વિદ્વાન બનો બાઈ, શાને ઠોઠ રહો ઠાલા. ૫
કર દીપક લઈ પડે કૂપમાં, એથી અવર મુરખ જન કોણ;
બુદ્ધિ ખીલે બોધ ન લાગ્યો, તે નર ખરેખરો ખર જાણ.
ટાપટીપમાં વખત ગુમાવી, ફરો થઈ શાને લાલા;
ભણી ગણી વિદ્વાન બનો બાઈ શાને ઠોઠ રહો ઠાલા. ૬
પેરે પેરે પશુ પ્રાણિને શિક્ષા આવે છે શાણી;
મદારિ કેરો મર્કટ દેખો એ તમને કહું એંધાણી–
મહેનત વણ ફળ નહિ મળશે, માટે નવ કરશો કંટાળો;

ભણી ગણી વિદ્વાન બનો ભાઈ શાને ઠોઠ રહો ઠાલા.
કાવ્ય કળાનો સ્વાદ ન ચાખ્યો, તે નર તો છે પશુની તોલ:
અલંકાર વ્યાકરણ વિનાના લાગે તેના ફીકા બોલ.
મોટા જન નવ માન આપશે, ભલે ફરો થઈ રૂપાળા;
ભણી ગણી વિદ્વાન બનો ભાઈ શાને ઠોઠ રહો ઠાલા.
બહુ બાળક નજરે નિરખ્યા મેં, તે ભણતાં બહુ કંટાળે
નિદ્રાદેવીને આરાધે આળસ ઉરથી નવ ટાળે.
તેને શિક્ષા માટે રચિયા છંદ ઉર ઉઠી જ્વાળા;
ભણી ગણી વિદ્વાન બનો ભાઈ શાને ઠોઠ રહો ઠાલા.



## रणजित्सिंह:

૧૮ સદીના શેષ ભાગમાં જે વખતે અંગ્રેજ વેપારી દક્ષિણમાં ફ્રાન્સમેનું પ્રાધાન્ય વિલુપ્ત કરવાનો યત્ન કરતા હતા, એક ઉમરે પુગલો દરિદ્ર મુસલમાન સૈનિક પુરૂષ મહીસુરનું સિંહાસન અધિકાર કરીને જ્યારે સઘળાઓના હૃદયમાં વિસ્મય અને ત્રાસની ગભીર રેખાપાત કરતો હતો, ત્યારે શીખ્ખોના ખંડ રાજ્યમાં એક ક્ષમતાવાન અને કાર્યકુશળ માણસનો આવિર્ભાવ થયો. એ મહાપુરૂષના આવિર્ભાવથી શીખ્ખો પાછા મહાબલથી બળવાન થઈ પડ્યા. એનું નામ રણજિત્સિંહ હતું. સમગ્ર પૃથ્વીમાં આજ સુધી જેટલા ક્ષમતાપન્ન મસંન મનુષ્યોનો આવિર્ભાવ થયો છે, તેમાં મહારાજ રણજિતસિંહ બીજો છે. રણજિત્સિંહનો પિતા માનસિંહ એક મિસિલમાં કામ કરતો હતો. રણજિતસિંહે ૧૭૮૦ ઈસવીસનની ૨ જી નવેમ્બરે જન્મ લીધો હતો. મહાસિંહ અતિશય સાહસી અને રણ-પંડિત હતો. રણજિતે સર્વાંશે પિતાનું સાહસ અને રણ-પાંડિત્યને અધિકાર કર્યું. બાલ્યકાલે વસંત રોગથી તેની એક આંખ ગઈ હતી, એ વાસ્તે તે સાધારણોમાં "કાણા રણજિત નામથી પ્રસિદ્ધ થયો હતો. જ્યારે રણજિતસિંહની આઠ વર્ષની ઉમર હતી તે વેળાએ મહાસિંહ પરલોકને પ્રાપ્ત થયો. રણજિત એ વખતે તેની માતા અને પિતાના દિવાન લક્ષ્મીપત્ સિંહનો રક્ષાધીન થયો. રણજિત ખર્વકાય વાળો હતો. કિંતુ તેની બુદ્ધિ, સાહસ અને પરાક્રમ અસાધારણ હતું. તે બુદ્ધિ, સા-

હસ અને પરાક્રમના ઉપર નિર્ભર કરીને પોતાનુ પ્રાધાન્ય સ્થાપવામાં ઉદ્યત થયો. એ સમયે પંજાબમા દોર્-રાણુની ભૂપતિનુ આધિપત્ય હતુ. અંગ્રેજો આસ્તે આસ્તે પ્રબલ થઇને પોતાનો અધિકાર અપ્રમાણિત કરતા હતા. સિંધિયા અને હોલકર બળ અગ્રહપૂર્વક ક્રમે અંગ્રેજોની ક્ષમતા-સ્પર્દ્ધી થઈ પડ્યા હતા. રણજિતસિંહ એઓમા પોતાનુ આધિપત્ય બદ્ધમૂલ કરવામા ગુંથાયો હતો. તેને અહમદશાહ દોહરાણીનો પૌત્ર જેમાનશાહને વિજય સાહાય કર્યાથી પુરસ્કાર સ્વરૂપ લાહોરનુ આધિપત્ય પ્રાપ્ત કર્યું ક્રમે શિખોના મંડળમા તેની ક્ષમતા વધવા લાગી, ક્રમે સમસ્ત મંડળ તેનુ આયત્ત થઈ પડ્યુ મહારાજ રણજિતસિંહે સમસ્ત પંજાબમા આધિપત્ય સ્થાપન કરીને સિંધુનદ ઉત્તરણ પૂર્વક અફગાનિસ્તાનમા જય-પતાકા ઉડાડ્યા. એ શિખોના ઇતિહાસમા એક પ્રધાન સ્મરણીય બનાવ છે જેઓએ દશદ્વતી નદીને કિનારે હિંદુઓને પરાજિત કરીને ભારતવર્ષમા આધિપત્ય સ્થાપન કર્યું હતુ. તેઓના દેશમા પોતાનો જય-પતાકો સ્થાપન કરવામા વીઅલીક આગળ પ

ડ્યા. એક બાજુએ દીર્ઘકાય, ભીમમૂર્તિ અફગાન જાતિ, બીજી બાજુએ યુદ્ધ-કુશળ શિખસૈન્ય હતુ. આર્યાવર્તના હિંદુનૃપતિ કેટલીવાર સિંધુ નદીને બીજે પારથી હિંદુ વિજયી પઠાણના શોણિત-જળમા પૃથ્વીરાજ અને સરશીતા આત્માનુ પરિતર્પણ કરવાને આવ્યા હતા! એ અપૂર્વ દેખાવનો અનત મહિમા આજ કોણ સમજશે? આ સ્મવામા કોણ આ મહાવીરની મહાકીર્તિમા કર્ણપાત કરશે? મહારાજ રણજિત્સિંહ એ યુદ્ધમા વિજયી થઇને

મહોલ્લાસથી પંચ નદીની તરફ પાછો આવ્યો. નઓશેરાના સંગ્રામમા શિખોએ જેવુ પરાક્રમ પ્રદર્શન કર્યું હતુ, તેનાથી સમગ્ર અફગાનિસ્થાન વિસ્મિત અને સ્તંભિત થઇ પડ્યા. રણજિત્સિંહ જાતિ-પ્રતિષ્ઠાના બળથી એવા દુર્જ્જેય થઇને પંજાબનુ શાસન કરવા લાગ્યો કે તેનો અધિકાર તદીય રાજધાની લાહોરથી લઇને ઉત્તરમા કાશ્મીર, પશ્ચિમમા પેશાવર, દક્ષિણમા મુલતાન અને પૂર્વમા શતદ્રુ પર્યન્ત પ્રસારિત થયો હતો, અને તેના યુદ્ધકુશલસૈન્યો યુરોપિયન રીતિ પ્રમાણે શિક્ષા પામીને વીરેન્દ્ર-સમાજના વરણીય થઇ પડ્યા. રણજિતસિંહ અંગ્રેજોની સાથે સધિ-સૂત્રમા આબદ્ધ હતો. તે મહાબળ પરાક્રાન્ત તેવાછતા અંગ્રેજોના વિરુદ્ધમા અસ્ત્ર ધારણ

કરીને પવિત્ર મિત્રતાને કલંકિત કર્યું નહિ.

રણજિતસિંહનું જીવન-ચરિત્ર લખનારાઓએ કહ્યું છે, 'રણજિતસિંહ યથાર્થ સિંહના જેવો હતો અને સિંહના પ્રમાણે આલોક પરિત્યાગ કર્યો છે.' એ સિંહ વિક્રમ મહાવીરની સર્વ વાત આ જગ્યા ઉપર આનુપૂર્વિક લખવી સંભાવિત નથી. જેઓ યથાનિયમથી સુશિક્ષાને પ્રાપ્ત થયા છે અને જગતની સામે પોતાનો અસાધારણ વિસ્તાર કર્યો છે, તેઓની સાથે આ મહાપુરૂષની તુલના કરવી ઉચિત નથી. રણજિત્સિંહનું સાહસ, ક્ષમતા અને બુદ્ધિ બીજાની આપેલી શિક્ષાથી પરિપુષ્ટ થઈ નહોતી. એ સર્વ પોતાની મેળે વિકાશ પામી હતી. રણજિત્સિંહ પોતાના એ સ્વભાવસિદ્ધ પ્રતિભા અને દક્ષતાના ગુણથી જગતમાં મહત્ લોકના સંમાનિત પદમાં અધિરૂઢ થયો હતો. પોતાના સૈન્યોને શિખવાડવું અને રણ-પારદર્શી કરવું એ તેનું સર્વથી પ્રધાન કર્તવ્ય કાર્ય હતું. તેણે એ કર્તવ્ય કાર્યમાં કદી પણ ઔદાસિન્ય દેખાડ્યું નથી. ફેરિદખા સુર એકલાએ વાઘોને માર્યાથી શેરશાહ નામ ધારણ કરીને દિલ્લીના સિંહાસનપર આરોહણ કર્યું હતું. અસ્તાજિલો એક સમયે એવું સાહસ દેખાડીને, શેર આફગાન નામ પરિગ્રહ પૂર્વક અતુલ લાવણ્યવતી નૂરજાહતની સાથે પરિણય-સૂત્રમાં આબદ્ધ થયો હતો. ઇતિહાસ આ બે વીરોના આ સાહસની વાત આજ પર્યંત સર્વને વિસ્મય જન્માવે છે. પરંતુ રણજિતના સાહસી શિખ્ખ સૈન્ય મૃગયાની વખતે એકલા પશુરાજ સિંહની સાથે યુદ્ધ કરીને, તેની ક્ષમતા પર્યુદસ્ત કરવામાં કાતર થયા નહિ. તેણે એના કરતાં પણ અધિકતર સાહસ અને ક્ષમતા દેખાડ્યા છે; તેઓએ અશ્વારોહણમાં, અસ્ત્રસંચાલનમાં અને શત્રુપક્ષનું વ્યૂહભેદ કરવામાં પૃથિવીના કોઈ યુદ્ધ-વીરે તેના જેવી યોગ્યતા દેખાડી છે. એ જણાતું નથી.

વસ્તુતઃરણજિત્સિંહ વીરલીલાસ્થળ ભારતમાં યથાર્થ વીર પુરૂષ હતો. અઢારમી શદીમાં ભારતવર્ષમાં તેના જેવો વીર પુરૂષનો આવિર્ભાવ થયો નથી. હિંદુરાજ ચક્રવતી પૃથિવીરાજે જ્યારે તિરોરીના પવિત્ર ક્ષેત્રમાં પઠાણોને પરાજિત અને દૂરીભૂત કર્યા હતા, અને છેલીવારે જ્યારે પુણ્યસલિલા દૃશદ્વતીને કિનારે ગરિયસી જન્મભૂમિને માટે અનંત નિદ્રામાં નિમિત થયા હતા, ત્યારે તેનું વિરત્વમાં શત્રુતા હૃદય પણ આનંદમય ભરેલા થયાં

હતાં અદીન પરાક્રમ પ્રતાપસિંહ જ્યારે ભારતનું થર્મોપલી પુણ્યપુંજમય મહાતીર્થ હલદિઘાટમાં સ્વદેશીઓના શોણિત-તરંગિણીનો તરંગોચ્છવાસ જોઇને ધીર ગંભીર સ્વરથી બોલ્યા હતા. "આવા ભાવથી દેહ વિસર્જ્જનને માટે રજપૂતોએ જન્મ લીધો છે," ત્યારે તેની લોકાતીત મહા પ્રાણતા અને સ્વદેશને માટે તેનો અનિર્વચનીય આત્મ ત્યાગ જોઇને વિધર્મી શત્રુ પણ તેની પ્રશંસા ગીતિ ગાતા હતા. વળી જ્યારે મહા વિક્રમ શિવાજી પર્વતથી પર્વતમાં જઇને વિજ્ય-ભેરીના ગંભીર નિનાદમાં નિદ્રિત ભારતને જગાડ્યું હતું, ત્યારે ભારતનો અદ્વિતીય બાદશાહ પણ તેની અપૂર્વ દેશ ભક્તિ અને અપૂર્વ વીરત્વથી મોહિત થયો હતો. ભારત ભૂમિ એક સમયે એવી હીનના વીર પુરુષોના અનંત મહિમાથી મહીસ્ત થઈ પડી હતી. ભારતના ઉત્તર અને દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ એક થઇને એક સમયે એ વીર પુરૂષોની અનત્ત અને અક્ષય કીર્તિની કાહણી ગાજી રહી હતી. પરંતુ એ વીરત્વ-વૈભવ શિવાજીની સાથેજ તિરોહિત થયું નહિ. જે વીર્ય-વન્હિના ઉજ્જ્વલ સ્ફુલિંગથી ભારતના યવન રાજાઓના હૃદય દગ્ધ થયા હતા, તે આ મહા શક્તિનો ભક્ત શક્તિશાળી ભૂપતિના સાથે હોલાયું નહિ. શિવાજીના પછી ગુરૂગોવિંદ સિંહના મહામંત્રથી સંજીવિત થયા, રણજિતસિંહે વળી ભારતમાં આ મહા શક્તિનું ઉદ્બોધન કર્યું હતું, વળી ચોતરફ વીરત્વ-મહિમા પ્રસારિત કરીને ભૈરવ રવથી ચો તરફમાં તાવી મૂક્યું હતું. તે પંજાબ કેહારીના પરલોક પ્રાપ્તિની સાથે શિખોની જાતીય સ્વાધીનતાની અધો ગતિનો સૂત્રપાત થયો.

શ્રી. નારાયણ હેમચંદ્ર.



## सारसंग्रह.

મિ. એ. સેંટ જાર્જ નામના પુરૂષે ટેલીફોનના સંબંધમાં એક નવું યંત્ર શોધી કાઢ્યું છે. તેણે કરીને તે કહેછે કે ટેલીફોનમાંથી જે કાંઈ સંભાષણ થાયછે, ને સાથેજ કાયમનું દસ્તાવેજ લખાણ થઈ જાયછે.

. . . ફ્રેંચ બાપાની નિશાળની ચોપડીઓ મોટા અક્ષરમાં છાપવાનો ઠરાવ ત્યાંની સરકારે કીધો છે. કેમકે ઝીણા અક્ષર વાંચવાથી વિદ્યાર્થિઓ ટુંકી નજરના થાયછે. હિન્દીની સરકારે આ પર લક્ષ આપવું જોઇએ. કારણ કે હમણાં ચસ્મા પ્હેરનારા જુવાનીયા ઘણા વધી પડ્યા છે.

એક અમેરિકને એક સંચો બનાવ્યો છે. તેની અજમાયશ કરી તો ઘઉ ખેતરમાં ઉભા હતા, તેને કાપવામાં, ઝાટકીને જૂદા પાડ્યામાં, કાંકરા વીણી કાઢવામાં, દળવામાં, ચાળી મેંદો કરાવવામાં, આટો ગુંદવામાં અને પાઊ ભઠ્ઠીમાં બનાવવામાં તરણ મિનિટ અને બે સેકંડ થઇ હતી!

એડનની નજદીકમાં પોતાની રાજહકુમત ચલાવવાનો ફ્રેંચ સરકારનો ઠરાવ.—એડનના અખાતમાં આવેલી ઓબોક નામની જગાએ પોતાંની હકુમત ચલાવવાનો ઠરાવ ફ્રેંચ સરકારે કરવાની ખબર ગઈ તા. ૫મી માર્ચ સને ૧૮૮૪ના પારિસથી નીકળેલા તારના સંદેશામાં મળી છે.

અધિપતી ઉપર મોકલેલા દસ્તાવેજ ન છપાય તોપણ અધિપતી પાછા આપવાને બંધાએલા નથી એવું લંડનમાં એક કોરટમાં ઠરી ચૂક્યું છે.

તકસીરવારોની તસવીર લેવાની રીતથી કલકત્તાના પોલીસને જુના ચોરો પકડી કહાડતાં વિલંબ લાગતો નથી. આ નવી યુક્તિ સુધરેલા દેશોમાં ઘણા વરસોની ચાલુ છે, અને તેનું જોઇનેજ તેને કલકત્તામાં દાખલ કરવામાં આવી છે. કેદખાનાની મુદત પુરી થયા પછી છુટી જતી વેળા દરેક તકસીરવારની પોલીસ ખાતા તરફથી તસવીર લેવાંમાં આવે છે, અને તે તસવીરની નકલો દરમાસે પ્રગટ થતાં પોલીસ સરક્યુલરમાં દાખલ કરવામાં આવે છે. એ સરક્યુલરો કલકત્તા અને બંગાળાની પોલીસ ઉપરાંત બીજા ઇલાકાઓની પોલીસના વડાઓ ઉપર પણ મોકલવામાં આવે છે. આમ થવાથી બીજે ઠેકાણે બને છે તેમ કલકત્તાના પોલીસ અમલદારોને એક તકસીરવારની શોધમાં દુચાવરો ખાતે જવું પડતું નથી. ઉપલાં સરક્યુલરોમાં વળી તકસીરવારની છબી ઉપરાંત તેની આગલી પાછલી હકીકતો જે પોલીસના જાણવામાં આવી હોય તે પણ આપવામાં આવેછે.

બનારસનું પીતલકામ.—સર્વને જાણીતું છે કે એ કામ પાછલ દરરોજ ૫૨ માણસો રોકાય છે અને દરસાલ ૩ાા લાખનો માલ બને છે.

કોઈ પણ વરસે આ માલ ઓછો ઉતરતો નથી, કેમકે તેનો ખપ ચાલુંછે. મોરાદાબાદ ખાતેનાં ધાતુના વાસણો વિગેરેનાં કારખાનામાં ૧૪૦૦ માણસો કામ કરેછે અને ત્યાં દરસાલ રૂ૩)લાખથી વધારેનો માલ તૈયાર થાયછે. વાયવ્ય પ્રાંતમાં લલિતપુર ખાતે એવી ત્રણ દુકાનોછે કે જ્યાં બંદુકો તથા કુહાડીઓ બનેછે. કેહેછે કે દરેક કુહાડી બનાવતાં એક અઠવાડીયું અને બંધુક પાછળ એક મહિનો લાગેછે,

**મુંબાઇની લોકલ બોરડોનો કાયદો.**—મુંબાઈની લોકલ બોરડોનો કાયદો સને ૧૮૮૪ના પહેલા આક્ટ તરીકે ઓળખાશે. મજકુર એકટને મુંબાઈ સરકારે તા. ૨૩ મી જાનેવારીએ અને વડી સરકારે તા. ૫ મી માર્ચે મંજુર કીધો છે તેથી તે ધારા તરીકે અમલમાં આવ્યો છે અને ગઈ તા. ૨૨ મીએ સરકારી ગેઝીટના વધારા તરીકે તે બહાર પડ્યો છે.

**લખ્યા પછી નહી દેખાય એવી શાહી.**—એ શાહીથી કાંઈપણ લખેલું અથવા ચીતરેલું પહેલ વહેલા કાગળ ઉપર દેખાતું નથી. પણ જ્યારે પાણીમાં બોળીએ છીએ ત્યારે તે દેખાય છે. પાણી સુકાઈ જાયછે ત્યારે કંઈ પણ દેખાતું નથી. વળી પાછું વાચવું હોય ત્યારે તે કાગળને પાણીમાં બોળવો પડે છે. એ શાહી બનાવવામાં ૧ ભાગ અળસીનું તેલ, ૨૦ ભાગ એમોનીયાનું પાણી અને ૧૦૦ ભાગ સાદાં પાણીના મેળવણીથી બને છે. તેમાંથી લખતી વેળા તે ખુબ હલાવવી જોઇએ. કારણ કે તેલનો થોડોક ભાગ મેળવણીથી છુટો પડીને ઉપર તર્યા કરે છે. અને તેવી હાલતમાં કાગળ ઉપર તેલના ડાઘ રહી જાય છે.

**વીજળીથી ચાલતાં બલુન.**—આ વીજળીના જમાનામાં નહિ બને એમ નથી, બે ફ્રેંચ ભાઇઓએ હમણાં એવું એક મોટી ફતેહ સાથ બનાવ્યું છે. તે ગોળ નથી પણ લાંબુ, એક સીગારના આકારનું છે. તે ૩૦ વાર લાંમી અને ૧૦ વાર પોહોળી એક નળી રોકું છે. બીજાં બલુનો પેઠે એમાં પણ હાઇડ્રોજન હવા ભરેલી છે, પણ તેની હેઠળના મછવામાં વીજળીની બેટરી રાખીછે જે ત્રણ કલાક ચાલે એટલીજ હાલ તરત બનાવીછે અને તે આ બલુનને ગતી આપી શકેછે. આ બલુનથી તેઓ આકાશ તર્ફ ઉડી આવ્યા છે.

લાકડાંને ધાતુ બનાવવાની કળા ફ્રાન્સમાં ઘણી વધી પડી છે. એ કળાથી લાકડાંને ત્રણ જાતની રસાયણી મેળવણીની ગરમ કેહડા મધે બોળી રાખવામાં આવેછે. પહેલી મેળવણીમાં પાણી ૧૯૪ ડીગ્રીની ગરમીનું હોય છે અને તેમાં લાકડું ત્રણ દાહડા બોળી રાખે છે, બીજી મેળવણીમાં ૪૮ કલાક અને ત્રીજી મેળવણીમાં ૧૦૦ ડીગ્રીની ગરમીમાં ૫૦ કલાક સુધી રાખે છે. તે તદનં સુકાયા પછી તેના ઉપર ધાતુના સરખું પાલીસ ચઢે છે કે જે આરસી જેવું દેખાય છે. તે લાકડું કદી કોહતું નથી. અને તેને હવાથી.ઇયા બીજા કશાથી નાશ થતો નથી.

પતિ ભક્તિ.—એડવારડ પેહેલા બાંદશાહની રાણી ઇલીનોરે એક અદભૂત કાપથી પતિભક્તિ બતાવીહતી એડવારડ જ્યારે પેલિસ્ટાઇન દેશમાં લડાઈ કરવાને ગયો હતો તે વેળાએ તેને દુશ્મનની તર્ફથી તીર ઉપર ઝેર લગાડેલું તીર લાગ્યો. ડાકટરોએ કહ્યું કે જો કોઈ માણસ એ ઘાના ઝેરને ચૂંસી લે તો રાજાનો પ્રાણ બચે, પરંતુ ચૂસનાવાળાને ઝેર ચડી જશે અને તેથી તે મરી જશે. તેની રાણીએ વૈદ્યનો ઉપાય સાંભળ્યો અને તેણે પતિને પોતાના ખોળામાં શુવાડીને જ્યારે તે કાંઈ અચેત થયો હતો તોપણ પોતાના જીવન અને રક્ષાનો વિચાર ન કરતાં તેના ઘાને ચૂસવા લાગી. એની પ્રીતીનું એવું સુંદર ફળ નિપજ્યું કે પતિ જલદીથી આરોગ્ય થઈ ગયો, અને ઇશ્વરની કૃપા એવી થઈ કે રાણીને કાંઈ પણ ક્લેશ નહિ થયો. એ સતી પતિવ્રતાના સ્મરણને માટે એડવરડે લિનકનશાયર અને નિસ્ટમિવેસ્ટરના વચમાં એ સઘળી જગ્યા ઉપર જ્યાં તે નીરથી ઠરીથી ત્યાં દેવાલય બનાવ્યા હતા. ચેરિંગક્રોસ સ્તંભ એની યાદગીરીને માટે બનાવ્યો છે. તે આજ પણ ઉભા છે.

કેમબ્રીડજની પાઠશાળામાં થનારી સગવડ.—કેમબ્રીડજની પાઠશાળામાં જેઓ હિંદુસ્તાનની સણદી નોકરીની પરીક્ષાનો અભ્યાસ કરે છે તેઓને સગવડ કરી આપવા સારૂ તેમાં મરાઠીભાષા શીખવવાની ગોઠવણ થાય છે. એ કારણસર એક મરાઠી શીક્ષકની નીમણુકને માટે માગણી થઇ છે. આવતા અકટોબર માસથી જે એક વરસ સુધી જે મરાઠી શીક્ષક નિમાશે તેને રૂ૧૦૦૦ વરસ દહાડાની નોકરીના બદલામાં મળશે.

લાસને બાળવાની રસમ હવે ઉતાવળાં કદમ લંબાવશે એવા ચીન્હો જણાય છે. કોઈ ડાકટર પ્રાઈસ નામે ધણીએ પોતાનાં બાળકને ડાટવાને બદલે બાળ્યું હતું તે ઉપરથી ઉઠેના મુકરદમાના ચૂકાદામા જડજ સરજેમ્સ સટીફને ડાકટર પ્રાઈસના લાભમા ચૂકાદો આપતાં જણાવ્યુ કે આસપાસના લોકોને ઈજા નહિ થાય એવી રીતે અંગ્રેજ લાસને બાળવામાં આવે તો તે વિશે ધારામા કશો અટકાવ ફરમાવેલો નથી. ડાકટર કેમરન નામે ધણી પારલામેંટમા થોડીક મુદતમા લાસને બાળવાની તરફેણમા એક બીલ રજુ કરનાર છે, જેને સર લાયનપલેફેર, સરજાન લબાક, અને બીજા ધણીઓ ટેકો આપનાર છે. મીલન ખાતે આ નવો રિવાજ ચાલ્યા પછી બે માસની મુદતમા ૧૩૦ લાસને બાળવામાં આવી હતી, અને ઈંગ્લાંડ ખાતે પણ એ માટે મંડળીઓ ઉભી થઇ છે. રોમન કેથલીક પંથીઓ તરફથી આ રીવાજ સામે બહુ હરકત લેવાય છે. પણ ખુદ રોમ ખાતે આજે પણ આ બાળવાનો રીવાજ ચાલુ થયો છે. આગલા વખતના રોમન લોકો લાસને બાળતાજ હતા, તેમ હાલમા પણ એ કારણ થકી ઇલાયદી જગા બનાવવામા આવી છે, જ્યા એક લખનાર ધી ટાઇમ્સને ખબર આપે છે તેમ બે કલાકની અંદર લાસ થોડા ખર્ચમા બળીને સાફ થઈ જાય છે, તોપણ તેમાનો કશો ધુમાડો યા વાસ આસપાસ પસરતો યા નજર આવતો નથી. જમીનમા ડાટેની લાસથી ૧૦ વરસ સુધી જમીન પાછી પવીત્ર અને આમુદી થતી નથી, પણ ઉપલો લખનાર કહે છે કે લંડનની જમીન તો ૨૦ વરસે પણ પવીત્ર થતી નહિ હશે તે ગણત્રી કરેછે કે ૧૮૫૯ થી ૧૮૮૩ સુધીના પચાશ વરસોમાં લંડન અને તેની આસપાસના પરાઓ ખાતે એકંદર ૧૮૯૬૩૧૪ લાસો લટાઈ છે. એ સર્વેથી લંડનની ભૂમિ કયારે સ્વચ્છ થવાની.



## निशाळोना इनाम पत्रक.

જા. નં. સને ૧૮૮૩-૮૪

હલદરવાસ.—પંડ્યા ગણપતરામ અનુપરામ તરફથી રૂ૧) શા. હરગોવન વખતદાસ રૂ૨) પડ્યા છગન નથુરામ તરફથી રૂ૧) મીઠાઈ.—ખંડાલ

વકીલ હરીલાલ હરજીવનદાસ. મેહેતાજી દાનોદર જેઠાભાઈ રૂ૧) સ્કૂલ કમિટીના મેંબરો તરફથી રૂ.ન રાજશ્રી વલ્લવદાસ નંદલાલ વડોદરા સ્ટેટના ડેપ્યુટી એ. ઈ. રૂ૧) મીઆં શ્રી સરદારસીંગજી રૂ૪ા મીઆં ગુલાબમીયાં રૂ૧) કવિ પ્રભાશંકર શામળજી રૂ૭ા છોકરાઓને ચોપડીના. શા. ભાઈચંદ સંકરદાસ રૂ૭ા મીઠાઈ.—જેહેર. સ્કૂલ કમિટીના સેક્રેટરી શા. પરભુદાસ લખમીચંદ રૂ૧) છોકરાઓને ચોપડીઓ. તથા રૂ૨) મીઠાઈ.—સાઠંબા. ઠાકોરશ્રી અજબસીંગજી, ઉનાળામાં પાણી પીવા સારૂ રૂ૪).—માલપૂર. માલપુરના રાવલ જીદીપસીંગજી તરફથી રૂ૭ છોકરાઓને ચોપડીઓ. તથા રૂ૫) ની મીઠાઈ. તથા રૂ૬) મેહેતાજીને પાઘડીના. કારભારી મેઘાભાઈ ક- રૂણાશંકર તરફથી રૂ૭ા છોકરાઓને ચોપડીઓ.—માણસા. બાપાત બવાન- સંગજી તથા બાઈશ્રી ગુલાબ બાઈ તરફથી રૂ૭ મીઠાઈ. ઠાકોરશ્રી રાજ સીંગજી ભીમસીંગજી તરફથી રૂ૧૨-૪-૩ છોકરાઓને ચોપડીઓ તથા રૂ ૨) મીઠાઈ. તથા રૂ૧૭) મેહેતાજીને પાઘડીના. મૂખ્ય કામદાર ફતેચંદ રા- મચંદ તરફથી રૂ૫) છોકરાઓને ચોપડીઓ, કામદાર માધવદાસ પરસોતમ દાસ રૂ૧) છોકરાઓને ચોપડીઓ, શા. જેઠારામ દયારામ તથા બાપાત કેસરીસીંગજી રૂ૩) છોકરાઓને ચોપડીઓ.—પેથાપુર. માણસાના ઠાકોર રાજસીંગજી ભીમસીંગજી તરફથી રૂ૧૦) છોકરાઓને ચોપડીઓ, તથા રૂ. ૨) મીઠાઈ. માણસાના કામદાર ફતેચંદ રામચંદ રૂ૧) મીઠાઈ. પરીખ જુ- મખરામ ઉમેદરામ તથા બગુભાઈ સુરેચંદ રૂ૨ા) મીઠાઇ શા. ભગવાન વર્ધમાન તથા સુતાર ઉગરચંદ આત્મારામ રૂ૭ા) મીઠાઈ.—ઈલોલ. ઠાકોર શ્રી વખતસીંગજી દીપસીંગજી તરફથી બે વખત મળી રૂ૧૩) છોકરાઓને ચોપડીઓ, તથા રૂ૮) મીઠાઇ તથા રૂ૧૬) મેહેતાજીને પાઘડીના.—વાસ- ણા. ભાવસાર દેવચંદ વજેરામ, માધવજી સુરચંદ તરફથી રૂ૧-૯-૦ મી- ઠાઇ, ભાવસાર ઉમેદ વર્ધમાન તથા કાળા ગોપાળદાસ તરફથી રૂ૧ા મી- ઠાઈ.—જોશાણા. કરોસણ જીલ્લાના સ્પેશીઅલ થાણદાર શામળદાસ વિષનાથ તરફથી રૂ૧) મીઠાઈ.—મોહનપુર. ગોર અનુપરામ નરભેરામ તરફથી રૂ૧) મીઠાઈ.—વરસોડા. જમાદાર કરૂણાશંકર હીમતરામ તરફથી રૂ૭ા મીઠાઈ.—સુદાસણા. ઠાકોરશ્રી પરબતસીંગજી મેહબતસીંગજી તરફ

થી ૩૫) મેહેતાજીને પાઘડી.—સરડોઈ. ફોજદાર સામળદાસ અને જમીદાર કરણાશંકર ૩॥ મીઠાઈ.—વડોદરા.—મતાદાર ગેદાવજી તથા અમરાજી તથા શા. નાહાલચંદ તરફથી ૩૪-૧-૦ ચોકરાઓને ચોપડીઓ, તથા ૦-૧૫-૦ મીઠાઈ.—મહીસા. વ્યાસ જેબાઈ જવેરદાસ તથા શા. મોતીચંદ વાહાલજી ૩૧) મીઠાઈ તથા ૩૨) મેહેતાજીને પાઘડી, બાવીસી દક્ષણ ભાગના પોલીસ ઈન્સ્પેક્ટર રાજેશ્રી પરશુરામ કેવળરામ તરફથી ૩૨ છોકરાઓને ચોપડીઓ,તથા ૩૧) મીઠાઈ.—કપરૂપુર. ટલાટી મૂળજી વૃજલાલ તરફથી ૩૧) મીઠાઈ, તથા ૩૨) મેહેતાજીને પાઘડી.—ઈડર તાલુકા સ્કૂલ: મહારાજા શ્રી કેસરી સીહજી તરફથી ૩૪૮) છોકરાઓને ચોપડીઓ, તથા ૩૨૮॥ મીઠાઈ, તથા ૩૦॥ મેહેતાજીને પાઘડી, વડોદરાના વડા સરદાર સુલેમાન મીઆ ગુલામ હુસેન ૩૧૨-૧૫-૦ છોકરાઓને ચોપડીઓ, તથા ૩૪) મીઠાઈ, ઈડર સ્વસ્થાનના દીવાન રાવસાહેબ હરીદાસ વીહારીદાસ રૂ. ૫) છોકરાઓને ચોપડીઓ, તથા ૩૩॥ મીઠાઈ, ઈડરના મુનસફ રેવાશંકર મગનલાલ ૩૨) મીઠાઈ.—બડોલી ઈડરના માજી આસી. પો. એજંટ રાવ બાહાદુર ઓછવરામભાઈ ૩૨) મીઠાઈ, ઈડરના દીવાન રાવસાહેબ હરીદાસ વીહારીદાસ ૩૨) મીઠાઈ, ઈડરના મહારાજાશ્રી કેસરીસીંહજી તરફથી ૩૪) મીઠાઈ.—ચોટાસણ. એજન ૩૨) મીઠાઈ.—સાબળ. એજન ૩૬) છોકરાઓને ચોપડીઓ, તથા ૩૧) મીઠાઈ, તથા ૩૫) મેહેતાજીને પાઘડી.—રા. અગઢ. એજન ૩૧) મીઠાઈ, પાટણના બારોટ અમરસીંગજીના મુનીમ ભાઈશંકર ૦-૧૨-૩ છોકરાઓને ચોપડીઓ, તથા ૩૦-૩-૯ મીઠાઈ.—ભીલોરા. ઈડરના મહારાજા શ્રી કેસરીસીંહજી ૩૫) મીઠાઈ, ઈડર સ્વસ્થાનના દીવાન સાહેબ હરીદાસભાઈ તરફથી ૩૨) મીઠાઈ, રાજેશ્રી જીવતરામ ભવાનીશંકર જોઈન્ટ ઓફીસ તરફથી ૩૧) મીઠાઈ.—ટીંટોઈ. ટીંટોઈના ઠાકોર દીપસીંગજી તથા કમીટીના મેમ્બરો ૩૫) છોકરાઓને ચોપડીઓ, તથા ૩૨) મીઠાઈ, તથા ૩૫) મેહેતાજીને પાઘડી, ઠાકોરના ભાયાત લક્ષ્મણસીંગજી કીશોરસીંગજી ૩૦॥ મીઠાઈ, તથા ૩૧૨) મેહેતાજીને પાઘડી. પોસીના. ઈડરના દીવાન રાવસાહેબ હરીદાસભાઈ તરફથી ૩૧) મીઠાઈ. ઈડર કન્યાશાળા. નામદાર ઈડરના માહારાજાશ્રી કેસરીસીંહજી ૩૫)

છોકરાઓને ચોપડીઓ, તથા રૂ૭) મીઠાઈ, ઈડરના દીવાનસાહેબ રાવસાહે-
બ હરીદાસભાઈ રૂ૧) છોકરાઓને ચોપડીઓ, તથા રૂ૩ાા મીઠાઈ. ઈડરના
મહારાજશ્રી કેસરીસીંગજી બીજી વખત ઓરણા રૂ૪ા છોકરાઓને ચોપ-
ડીઓ, તથા રૂ૧) મીઠાઈ, તથા રૂ૬) મેહેતાજીને પાઘડી.—અમનગર.
ઈડરના ઓપીઅમ ઇન્સ્પેક્ટર છબાભાઈ નાથાભાઈ રૂ૨) છોકરાઓને
ચોપડીઓ. ઈડરના દીવાન રાવસાહેબ, હરીદાસભાઈ તરફથી રૂ૨)
મીઠાઈ.—બાચ્યડ. ઈડરના મહરાજા શ્રી કેસરીસીંહજી રૂ૨) મીઠાઈ,
રડોદરા મેથેરજ માહાલકરી છગનલાલ હરીભાઈ વગેરેના રૂ૧૨ા છોકરાઓ-
ને ચોપડીઓ, તથા રૂ૧) મીઠાઈ, તથા રૂ૨) મેહેતાજીને પાઘડી.—ચોઈલા.
બાયડ મામલતદાર રાજેશ્રી છોટાલાલ પ્રાણજીવન રૂ૧) મીઠાઈ, ઈડરના
માહારાજશ્રી કેસરીસીંહજી રૂ૨) મીઠાઈ.—ગાબટ. ગાબટના ઠાકોર તથા
મેમ્બરો તરફથી રૂ૧-૭-૬ મીઠાઈ.—મેધરજ. ઈડરના મહારાજાશ્રી કેસરી-
સીંહજી તરફથી રૂ૨) મીઠાઈ, મેધરજના માહાજન સમસ્તના રૂ૧) મીઠાઈ
માહાલકરી છગનલાલ હરીભાઈ વગેરેના વાસ્તુ વખત છોકરાને જમાડ્યા.
રૂ૧૫) મીઠાઈ, બાયડ મામલતદાર જમીઅતરામભાઈ તરફથી રૂ૩) છો-
કરાઓને ચોપડીઓ, તથા રૂ૧) મીઠાઈ.—જામળા. બડોલીના જાની લલુ
હરજીવન રૂ૦-૧૩-૦ મીઠાઈ, રૂ૧) મેહેતાજીને પાઘડી.—હડીઓલ. ગો-
સ્વામી માહારાજના કામદાર જેચંદ અમીચંદ રૂ૨ાા છોકરાઓને ચોપડીઓ
તથા રૂ૦ાા મીઠાઈ, એજન કારભારી સંઘજીભાઈ તરફથી રૂ૦ાાા મીઠાઈ.
જાદર. મેમ્બર લલુ શીવરામ તથા હરી દોલા વગેરે રૂ૧) મીઠાઈ.—અ-
મનગર કન્યાશાળા. ઈડરના ઓપીઅમ ઇન્સ્પેક્ટર રાજેશ્રી છબાભાઈ
તરફથી રૂ૩) છોકરાઓને ચોપડીઓ, ઈડરના દીવાનસાહેબ રાવસાહેબ
હરીદાસભાઈ તરફથી રૂ૧) મીઠાઈ. તા. ૨૧ માહે અગષ્ટ સન ૧૮૮૩
પાલણપુરતાલુકા સ્કૂલ.—મેહેરબાન પાલણપુરના દીવાનસાહેબ બહાદુર
તરફથી નવા મકાનના વાસ્તુ વખત રૂ૯ા છોકરાઓને ચોપડીયો
તથા રૂ૮૧-૩-૦ મીઠાઈ, તથા રૂ૩૮-૧૧-૩ મેહેતાજીને પાઘડી.—દીસા.
વારીઆ દીપચંદ ગાંગજી તરફથી રૂ૨) મીઠાઈ, મેહેરબાન પાલણપુરના
દીવાન સાહેબ બહાદુર તરફથી નવા મકાનના વાસ્તુ વખત છોકરાને

જમાડ્યા તથા રૂ૨૫) મીઠાઈ, શેઠાણી એતસી જેઠાચંદ ઉનાળામાં પાણી સારૂ રૂ૧॥। મીઠાઈ, દીપચંદ ગાંગજી એતસી જેઠા તથા અવચળ વસરામ તરફથી રૂ૩) મીઠાઈ, મેહેતા મયાચંદ રાયચંદ તરફથી રૂ॥.—ધાનેરા. કોઠારી હેમરાજ મૂળચંદ એ વખ્ત મળીને રૂ૩) મીઠાઈ, જગુણાના બ્રાહ્મણ ભાઈચંદ અંબારામ રૂ॥ મીઠાઈ, રાજેશ્રી અમરતલાલ માણેકલાલ તેહેસીલદાર તરફથી પાણી સારૂ રૂ૧) કોટવાળ તાજુ પીરભાઈ રૂ॥ મીઠાઈ.—માલણ. સ્કુલ કમીટીના મેમ્બરો તરફથી રૂ॥ મીઠાઈ, પાલણપૂર દરબારના ભાઈ શ્રી ઉસમાનખાનજી તરફથી રૂ૧) મીઠાઈ, તથા રૂ૧) મેહેતાજીને પાઘડી.—વડગામ. દરબારના રાણીજી હમીર બીબી તરફથી રૂ૧) મીઠાઈ.—પાલણપૂર ફારસી નિશાળ. મેહેરબાન પાલણપૂરના દીવાન સાહેબ તરફથી નવા મકાનના વાસ્તુ વખત રૂ૪૨) છોકરાઓને ચોપડીઓ, તથા રૂ૨૫) મીઠાઈ, તથા રૂ૧૯-૧૨-૩ મેહેતાજીને પાઘડી.—પાલણપૂર કન્યાશાળા. એજન ૧૧-૧૦-૦ છોકરાઓને ચોપડીઓ, તથા રૂ૧૦) મીઠાઈ, તથા રૂ૧૫॥। મેહેતાજીને પાઘડી.—રાધણપૂર તાલુકા સ્કુલ. મેહેરબાન પાલપૂરના પોલીટીકાલ સુપ્રીનટેનડેન્ટ વેષ્ટ સાહેબ પધાર્યા ત્યારે. નવાબ સાહેબ તરફથી રૂ૧૫) છોકરાઓને ચોપડીઓ, તથા રૂ૫) મેહેતાજીને પાઘડી, પાલણપૂરના આસીસ્ટંટ સરજન મણીલાલ ગંગાદાસ તરફથી રૂ૯) છોકરાઓને ચોપડીઓ, મેહેરબાન પાલણપૂરના પોલીટીકાલ સુપરીનટેનડેન્ટ કરનલ લીજીટ સાહેબ પધાર્યા ત્યારે નવાબ સાહેબ તરફથી રૂ૧૫) છોકરાઓને ચોપડીઓ તથા રૂ૫) મેહેતાજીને પાઘડી, મેહેરબાન નદિઅલી ખાનજીને ત્યાં શહાજાદાનો જન્મ થયો ત્યારે રૂ૨) મેહેતાજીને પાઘડીના.—સમી મેહેરબાન રાધણપુરના નવાબ સાહેબને ત્યાં શાહજાદાનો જન્મ થયો તે વખત મેહેસીલદાર મારફત રૂ ૯ની મીઠાઈ. સ્કુલ કમીટીના મેમ્બરો તરફથી રૂ ૪ ની ચોપડીઓ.—પંચાસર રાજેશ્રી નરસંગ પ્રસાદ ત્રીકમદાસ તથા સ્કૂલ કમિટી તરફથી રૂ૧ મીઠાઈ. માનોટા થાણદાર વીઠલરામ નથુરામ તરફથી રૂ॥ મીઠાઈ. તેહેસીલદારના કારકુન સં રૂપચંદ તથા ત્રીભોવન મોતીલાલ રૂ॥ મીઠાઈ.—

—※—

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER

JULY 1881.

પુસ્તક ૨૩ મું. જુલાઈ. અંક ૭ મો.

જે નાણું બહુ મોટું ગુજ નામ તેમ છે કામ;-
કરે અંતે મન ક્ષેમની, ખરી એંતી ધરી હામ

અનુક્રમણિકા પૃષ્ઠ — CONTNTES





( કેળવણી ખાતાના હુકમથી )

अमदावादमां

ભાભાની હવેલીમાં યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની
લિમિટેડ'ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું

મૂલ્ય { રૂ૧) વરસનો અગાઉથી. { ૦)=" છૂટક એક અંકના } ટપાલ ખર્ચ જૂદું.




પુસ્તક ૨૩ મું. જુલાઈ. સન ૧૮૮૪. અંક ૭ મો.

# इंग्रेजलोकनो संक्षिप्त इतिहास.

## પ્રકરણ ૧૯મું. સૈન્યસત્તાકરાજ્ય. ઈ. સ. ૧૬૪૯ થી ૧૬૬૦ સુધી.

ક્રામવેલનું મરણ એના પરાક્રમ ઉપરથી એ આવો સુદૃઢ દેખાયછે; પણ એનું શરીર તેવું નહોતું. આયર્લાંડને સ્કાટલાંડમાં જ્યારે એ મહાવિજય ઉડાવી રહ્યો હતો, તે વેળા એનું શરીર ટાઢ તાવમાં ત્યાં સપડાએલું હતું. રાજ્યના ફિકર ચિંતાને લીધે આ તાવે એના શરીરમાં ઘર કર્યું. એ ફિકર ચિંતા તે કાંઈ જેવી તેવી નહોતી. આખા દેશમાં ફક્ત લશ્કરી શિવાય બધાજ લોક એના દુશ્મન થઈ રહ્યા હતા. બધાજ એને દેશનો કાયદો તથા દેશનું રાજ્ય ડુબાવનારો ગણી ધિક્કારતા. જ્યારથી એણે જૂની પદ્ધતિ પાછી સ્થાપવાનું પ્રયત્ન કરવા માંડ્યું, ત્યારથી તો પ્રજાસત્તાકીઓ પણ ફરીને શત્રુપક્ષમાં જતા રહ્યા હતા. દરરોજ બંડફિસાદો ઉઠાવ્યાજ કરતા સેંકડો માણસો છૂપી રીતે એનો જિવ લેવાનું પેણ લઇને રાત દહાડો લાગજ શોધ્યા કરતા હતા. એ છૂપા ભયંકર મારાઓની દહેશત એટલી બધી વધી ગઈ હતી, કે નાગી તરવારવાળા વિશ્વાસુ સિપાહીઓનો ચોપાસ ઘટ્ટ પહેરો રાખ્યાવિના એનાથી એક ડગલું પણ બહાર નીકળાતું નહિ. ઘર આગળ પણ રાત દહાડો ખડી ચોકી રાખવી પડતી, અને તે છતાં પણ દગાની દહેશતે સૂવાનો ઓરડો રાતમાં એ બે ચારવાર બદલતો.

તે છતાં, આ બધા ઉપાધિવ્યાધિને તો હજી આ વજ્ર છાતીવાળો વજ્ર-

બાહુનાયક કાંઈ ગાંઠે એવો નહોતો. પણ એના મનને એક મોટો આધિ પીડતો હતો. કેટલાક વખતથી એને એમ લાગવા માંડ્યું હતું કે અમે આ સ્વતંત્રતાપક્ષવાળા આટલું માથું ફોડી મૂઆ તે સઘળું છેવટે નિષ્ફળજ જનાર છે. અનુભવથી એણે જોયું કે લોકની મર્જીવિરુદ્ધ રાજ્યરચના થઈ શકતી નથી. આમ સમજી એણે પ્રજાસત્તાક રાજ્યની રચનાને જૂની પદ્ધતિ તરફ વાળવા માંડી, તોપણ લોકોને એટલાથીજ તૃપ્તિ થઈ નહિ. એની ખાત્રી થઈ કે રાજાના રાજ્યવિના દેશમાં શાંતિ થવાની નથી. આવે પ્રસંગે ક્રામ્વેલ પોતેજ એક રાજવંશનો સ્થાપક થવાની વાંચ્છના કરે, તો તે કેવળ સ્વાભાવિકજ હતું; અને કેટલાક સંરક્ષકમતના ગ્રંથકારો પણ કબૂલ કરેછે, કે જો ક્રામ્વેલે રાજપદ ધારણ કર્યું હોત, તો જલદીથી દેશમાં સમાધાની થઈ જાત, અને વખતે ગાદી ઉપર આજ એનો વંશ ચાલતો હોત. પણ આ મનસુબો જરા હોઠ બહાર નીકળતાંજ, આપણે પાછળ જોયું કે, પ્રજા સત્તાક સેના જે એના બધા હાથ પગ હતી તે એક અવાજે ડોળા કાઢીને ના ના કહી ઉઠી. આવેલા ક્રામ્વેલને માલમ પડ્યું કે વીર સાધવા સહેલ છે, પણ તેને વશ રાખતાં આપણેજ તેને સર્વદા વશ વર્તવું પડેછે. હવેથી એને અહોનિશ ભણકારા થવા માંડ્યા કે મારો પંડ બેઠો છે ત્યાં સુધી તો ઠીક, પણ ત્યાર પછી નિશ્ચય આ સઘળી નવિન રાજ્યરચના ઉથલી જવાની, અને દેશમાં ધર્મબળાત્કાર તથા પ્રજાપારતંત્ર્ય પાછું જૂના રાજકુળની સાથ દોડ્યું આવવાનુંજ. આ પંદર પંદર વર્ષ સુધી જે દેશમાં લોહીની નદીઓ વહી તે સઘળી ફોકટ, કેવળ ફોકટજ જવાની, અને સ્વતંત્રતાપક્ષના નશીબમાં તો પાછો જુલમનો જુલમજ રહેવાનો. પણ કરવું શું? શું કરૂં તો આ સ્વતંત્રતાનું રાજ્ય લોકપ્રિય થાય? શાંતિજ થાય તો બસ છે પણ તે કરવી શી રીતે?

આવી આવી અહોનિશ અનંત ચિંતામાં એ સોઈાયો, બહાવરો થઈ ગયો, અને એનું શરીર છેક કથળ્યું. હાડજ્વર થઈને બેઠો હતો તે છેવટે કાળરૂપે બહાર નીકળ્યો. આ જોઇ એ વેણાંચૂંટા કરવા લાગ્યો કે "અરે! શું જે અપૂર્વ મહાકાર્ય મેં આરંભ્યું છે તે અંકુરે મૂકીનેજ મરી જવું પડશે! ના! ના! ઈશ્વર એમ થવા દે નહિ!" આ વિચારનો એને એવો ભરોસો બેસી ગયો કે રોગનું પૂર હાર્યાને વેગે ભરાયું આવ્યું, તોપણ એણે પોતાની

આસપાસ ભેળા થએલા દાકતરોને તરછોડી નાખી એમજ કહ્યું કે "ધીરા-શો મા, કે હું મરવાનો છું. તમને લાગતું હશે કે હું લવુંછું, પણ તેમ નથી. હું સાચુંજ કહુંછું. હું એ વાત તમારા ધન્વંતરીનિ:ચરક કરતાં વધારે પ્રમાણ જોગ આધારથી જાણુંછું. અમારા ભક્તમંડળની પ્રાર્થનાનો ઇશ્વરે એ જવાબ આપ્યો છે" બેશક બધા ભક્તો એટલે આખી સેના અંતઃકરણ પૂર્વક પ્રાર્થના કરી રહી હતી કે હે ઇશ્વર, હે પ્રભો, એને આ એકેવારે ઉગારે. પણ એ સઘળા અજ્ઞાની જિવના માયિક ભામાછે. ઇશ્વર એનું ધાર્યુંજ કર્યા જાયછે. ક્રામ્વેલના માથાપર મોતના ઓઘડીયાં વાગવો માંડ્યાં, અને એ પણ હવે સમજ્યો કે મને દેવાના થઈ ચૂકી છે. લથડતી જીભે એ બોલ્યો કે મારા મનમાં છે કે, ઇશ્વરની તથા તેના આ જનોની નોકરી બજાવવા હું હજી જીવું, પણ મારૂં કર્તવ્ય હવે પૂરૂં થઈ રહ્યું. તે છતાં પ્રભુ પોતાના એ જનોની સંભાળ લેશેજ" જાણે કુદરત પણ પોતાનો સમભાવ બતાવતી હોય, તેમ આ સમે આખા ઇંગ્લાંડમાં એવું ભયાનક વાવાઝોડું થયું કે ઘરનાં છાપરાં અને જંગલોના મોટાં ઝાડ પણ જડમૂળમાંથી ઉખડી ગયાં. આ જોઈ બધાને લાગ્યું કે હવે આ મોટો કણ પડવાની તૈયારીમાં છે એમજ થયું. ઇ. સ. ૧૬૫૮ ના સપ્ટેંબરની ત્રીજી તારીખ જે દિવસે એની જિંદગીમાં ભાગ્યશાળી ગણાતો હતો અને જે દિવસે એણે ડનબારને વરસ્ટરની મોટી લડાઇઓ જીતી હતી,તેજ દિવસે આ પરાક્રમી મહા પુરૂષે છેવટે પોતાનો પ્રાણ શાંતિથી છોડ્યો. શાંતિ ! શાંતિ ! શાંતિ હજો આ સ્વાતંત્ર્ય-ભક્તના માયાળુ પણ શ્રદ્ધાળુ આત્માને !

—❧—

## કેળવણીને લગતું સંગ્રહસ્થાન.

પદાર્થોપર પાઠ. (રાસ્તગોફતાર.)

કેળવણી ખાતાને લગતા સંગ્રહસ્થાનમાં મૂકાએલી વસ્તુઓમાં એક ઘણા અગત્યના વર્ગના સંબંધમાં જોનારાઓનું ધ્યાન ખેંચાય છે. આપણા ઇલાકામાં તેમજ હિંદુસ્તાનના બીજા સર્વ ભાગના કેળવણીખાતામાં પ્રાણી, વનસ્પતિ, અને ખનીજ પદાર્થોનું જ્ઞાન વિદ્યાર્થિઓ તે પદાર્થોનું વર્ણન ચોપડીઓમાં વાંચીને અથવા શિક્ષકને મોઢેથી સાંભળીને મેળવે છે,

પણ, એવી રીતે મેળવેલું જ્ઞાન અધુરૂં હોય છે અને બાળકોના મનમાં લાંબો વખત ટકી શકતું નથી. પ્રાણી, વનસ્પતિ વગેરે પદાર્થોનું વર્ણન તે પદાર્થોને બાળકોની નજર આગળ ધરીને અથવા તો તે પ્રાણીનું ચિત્ર દેખાડવાથી એકજ વખત સમજાવેલો પાઠ બચ્ચાંના મનપર એવી રીતે ઠસી જાય છે કે તેની આખી જીંદગી સુધી તે યાદ રાખી શકે છે. વળી, પદાર્થો નજરે જોવાથી બાળકો ધ્યાન રાખીને ટૂંક વખતમાં તેનું જ્ઞાન હોંશથી મેળવે છે. એવી રીતે કેળવણી આપવાની રીત યૂરોપમાં શરૂ થઇછે, અને હિંદુસ્તાનમાં તે દાખલ કરવા યોગ્ય છે. પદાર્થો જેવા કે રૂ, રેશમ,

ઘઉં, સાદડી, લોખંડ, સોનુ, રૂપું, ઇત્યાદિના પાઠો ચોપડીમાં છાપવાને બદલે દોઢથી બે ફુટ લાંબા અને એક ફુટ પહોળા જાડા કાગળોપર છાપવામાં આવે છે. એ પાઠોને મથાળે તે પદાર્થોને, તથા તે પદાર્થોની જે બીજી વસ્તુઓ બને છે, તે સઘળી તે પાઠના કાગળ ઉપર શીવી લીધેલી અથવા વળગાવેલી હોય છે. દાખલા તરીકે રૂના પાઠને મથાળે રૂના ઝાડનું એક પાતરૂં તે કાગળપર સરસ ચોંટાડેલું છે, તે પાતરા પાસે જે જીંડવા જેવા છોડામાંથી રૂના કપાશીઆ નીકળે છે તે છોડું રૂના કપાસીઆથી ભરેલું તે કાગળપર શીવી લીધેલું છે, એ છોડા પાસે રૂના છૂટા કપાસીઆ, રૂનું પોળીયું, સૂતર, મલમલ, છીટ, અને બીજાં રંગીન સૂતરાઉ કાપડના બે આગળ જેટલા ચોરસ કડકા એ પાઠને મથાળે વળગાવેલા છે. પદાર્થની નીચે પાઠની અંદર ટૂંકમા પણ સમજ પડે એવી રીતે એ દરેક વસ્તુનું વર્ણન આપેલું છે. વળી તે સાથે રૂની પેદાશ કયા મૂલકોમાં થાય છે, રૂનાં કારખાના કયા શહેરોમાં કાઢલાં છે તે તથા રૂના જાતજાતના કાપડના અમુક નામોનાં અમુક કારણ એ સર્વ વિગત એ પાઠમાં સમાવેલી છે, જેમકે જે કાપડને આપણે સરટીગ અથવા લૉગકલોથ કહીએ છીએ તે પહેલાં કાલીકટથી વિલાયત મોકલવામાં આવતું હતું જેપરથી અંગ્રેજો તેને "કાલીકો" (Calico) કહે છે. એક બીજો કાર્ડ ઘઉંના પાઠનો છે. એમાં ઘઉંના કણસલા સાથના સાંઠા, સાઠાની ટોપલી, સાદડી, તથા વિલાયતની સ્ત્રીઓની ટોપીઓ બને છે તે બતાવવા માટે તે સાંઠાઓની વણાટનો એક નમુનો; ઘઉંના આટાની બનાવેલી સેવનું એક ગુચ્છું અને તે આટાની બનાવેલી

એક બીસકીટ પણ વળગાવેલી છે, એટલુંજ નહિ પણ મજબૂત કાગળનો એક કડકો જે ઘઉંના સાંઠાનો બનાવામાં આવે છે તે સર્વે એક કાર્ડપર વળગાવેલાં છે. એ સર્વે ચીજોનું વર્ણન એ પાઠમાં કરેલું છે.

આ સંગ્રહસ્થાનમાં પદાર્થોપર રચેલા એવા પાઠોના કાર્ડોની સંખ્યા એટલી મોટીછે કે તેનું વર્ણન કરતાં અમારા પત્રનો આખો અંક ભરીએ તો પણ પૂરૂં થઈ શકે નહિ, પરંતુ આ સંગ્રહસ્થાનમાં મૂકાયલા કેટલાએક જાણવા જોગ પદાર્થો સાથના કાર્ડો છે જેમાંના થોડાક વિષે ટૂંકમાં અત્રે જણાવીએ છીએ. રેશમના પાઠમાં રેશમના કીડાનું ચિત્ર, કીડાનો કોશેટો, કોશેટામાંથી કાઢેલું રેશમ, મખમલ, સાટીન ઈત્યાદિ, ગાયના પાઠમાં ગાયની ચામડીનું બનેલું જોડાનું સફાઈદાર ચામડું, શીંગડાનાં બનેલાં બટન, ચમચા તથા કાંસકી; ખરી, છીછરાં વગેરે કચરા જેવી નજીસ પ્રાણી—પદાર્થમાંથી બનાવેલો સરસનો કડકો. એ પ્રમાણે ગાયના બનતા પદાર્થો પાઠને મથાળે ગાયની આકૃતિ પાડીને તેની પાસે કાગળપર વળગાવેલા અથવા શીવી લીધેલા છે. લોખંડના પાઠમાં માટી ને કોયલા સાથ ભેળાયલો લોઢાનો કડકો, લોઢાનો તાર, ખીલો, અને તોપનો નાનો નમુનો ઈત્યાદિ ગોઠવેલાં છે. એક કાર્ડપર ઘણાએક ખનીજ પદાર્થો તેઓની અસલ જમીનમાંનીજ હાલતમાં ગોઠવ્યા છે. જેવા કે જસત, સીસું, કોલસો, ગંધક, સંગેમરમર ઈત્યાદિ. એક કાર્ડપર કામમાં આવતા ઘણીક જાતના લાકડાના કડકા ગોઠવેલા છે અને તેઓનું ટૂંક વર્ણન તે કડકા નીચે આપ્યું છે. વળી કેટલાક પદાર્થો જેવાં કે તરેહવાર જાતનાં મોટાં ઝાડો, ઘરમાં વાપરવાનાં વાસણો ઇત્યાદિ જે કાર્ડની ઉપર મૂકી ન શકાય તે સર્વનું રંગ અને રૂપ સાથનું બરાબર ચિત્ર તે પાઠોને મથાળે આપ્યું છે. દરેક પ્રાણીનો પાઠ બબે ફુટ ચોરસ કાગળપર ને પ્રાણીના ચિત્ર સાથે આપેલો છે. એ પ્રમાણે પ્રાણી અને પદાર્થોનાં ચિત્રે આપવાથી તેનું ખરૂં રૂપ અને રંગનું જ્ઞાન બાળકોના મનમાં મજબૂત ઠસે છે. ઘરસંસારી કેટલાક પદાર્થોના પાઠનાં પાનાં જુદાં જુદાં છે, જેમ કે Jug અને Mug એવાં જુદી જાતનાં બે વાસણો પાડેલાં છે, અને તે શા ઉપયોગમાં આવે છે તે તે પાઠમાં સમજાવેલું છે. પણ ઈંગ્રેજી શીખનારાં દેશી બાળકો એ બંને શબ્દોનો અર્થ કૂજો, પ્યાલું, અથવા લોટો કરેછે, પણ

એ એના રૂપમાં જે મુખ્ય ફરક છે અને જેથી તે જુદે જુદે નામે ઓળખાય છે તે કદાચ તેમના શીખવનારા પણ જાણતા નહિ હોય, તો તેમાં કશી નવાઈ નથી. અમો સર્વે ખાનગી સ્કૂલોના માલિકોને મજબૂત ભલામણ કરીએ છીએ કે, એવા કોઠો તેઓએ પોતાની સ્કૂલમાં શીખવા આવતા બાળકોના ભલાને અર્થે પોતાના ખાતાઓમાં દાખલ કરવા. અમે ધારીએછીએ કે સરજમસેદજી જીજીભાઇની છોકરીઓના નિશાળોના તેમજ જરથોસ્તી છોકરીઓની નિશાળોના મુતવલીઓ આવા કોઠો ગુજરાતીમાં છપાવી પોતાના હાથ તળેની નિશાળોમાં જલદીથી દાખલ કરશે.



## ફુલાસિંહ.

૧૮૦૯ ઇસિવીસનમાં જ્યારે અંગ્રેજ-દૂત સર ચાર્લ્સ મેટકાફ (પછી લાર્ડ મેટકાફ) અમૃતસરમાં રહેતો હતો, અંગ્રેજ-સેનાની કરનલ અકટરલોનીની સાથે એકત્ર થઇને જ્યારે તે ગવર્નર જનરલ લાર્ડમિંટોના હુકમથી મહારાજ રણજિતસિંહની સાથે સધિ સ્થાપવામાં આપ્ત હતો, ત્યારે એક સાહસી જુવાને નિર્ભયથી મીયાનમાંની તરવાર હાથમાં લઇને પોતાના કેટલાક અનુચરની સાથે પંજાબ-કેશરીની આગળ આવીને ગંભીર-સ્વરથી કહ્યું. "મહારાજ ! વિદેશી અંગ્રેજો અમારા રાજ્યમાં આવ્યા છે. અમે તેઓને આક્રમણ કર્યા હતા. પરંતુ તેઓજ અમોને ઘણા ખરાબ કરે છે. અપમાન કર્યું છે, મારા અનુચરોને ભગાડી મૂક્યા છે. જો આપ એનો પ્રતિવિધાન ન કરો ને જો આ પલમાં વિધર્મિઓને સમુચિત શાસ્તિ ન આપો તો આ તરવારના આઘાતથી આપની સાથે આપના વંશના સર્વે લોકોના પ્રાણ સંહાર કરીશ." રણજિતસિંહ અકસ્માત્ અતર્કિત બાનથી યુવકના મોહોડે આ કઠોર વાત સાંભળીને વિસ્મિત થયો. સવિસ્મયથી યુવકની તરફ ચાહીને જોયું. યુવક નિર્ભયથી તરવારને ફેરવતો હતો, નિર્ભયથી વિસ્ફારિત આંખથી પોતાની દૃઢ પ્રતિજ્ઞા રક્ષાને માટે તૈયાર થઇને રહેલો જણાતો હતો. અસમયથી એ અપૂર્વ દૃશ્યના આવિર્ભાવથી પંચનદનો અધીશ્વર વિચલિત થયો નહિ, પોતાની ધોરતાની સીમા અતિક્રમ કરીને ચપળતાનો પરિચય

આપ્યો નહિ. તેણે સ્નેહની સાથે ધીર-ગંભીર સ્વરથી કહ્યું "યુવક તારા સાહસની પ્રસંસા કરછું. પરંતુ અંગ્રેજ દૂતની સાથે હું બંધુતા-પાશમાં આબદ્ધ થયોછું, તેનું કોઈ રીતે અનિષ્ટ કરી શકતો નથી. હું આયું આપવાને તૈયાર છું. તારી તરવાર મારે ગળે મૂક." મહારાજ રણજિતસિંહનાં આવાં સ્નેહ ભરેલાં વચનથી યુવકનું ઉત્તેજિત હૃદય થોડુક શાંત થયું. યુવકે બીજો કોઈ રીતનો ઉદ્ધત ભાવ ન દેખાડતા ઉન્નત મસ્તકને અવનત કર્યું. રણજિતસિંહે સંતોષની સાથે તેને એક જોડો શોનાથી ભરેલો આપ્યો અને તેના અનુચરોને યથાયોગ્ય દ્રવ્ય આપ્યું. યુવક ધીરભાવથી મહારાજ પ્રદત્ત મહાપ્રસાદ લઇને ચાલ્યો ગયો.

એ તેજસ્વી યુવકનું નામ ફુલાસિંહ હતું. ફુલાસિંહ જાતનો ટક હતો. શિખ્ખગુરૂ ગોવિંદસિંહે અકાલી નામનો જે સંપ્રદાય સ્થાપન કર્યો હતો, તે સંપ્રદાયનો ફુલાસિંહ હતો. અકાલીઓનો પોશાક કાળા રંગનો હોય છે. એઓ સાહસમાં અટલ, વિક્રમમાં અજેય અને કર્તવ્ય પ્રતિપાલનમાં અનલસ હોય છે. શત્રુના વ્યૂહભેદમાં, શત્રુનો દુર્ગ અધિકારમાં એઓના કેવા પરાક્રમનો વિકાશ થાય છે, કેવી રીતે ક્ષમતા-બળથી વિપક્ષની વિજયિની શક્તિ વિલુપ્ત થઈ જાય છે, તે ઐતિહાસિકો આહ્લાદ અને પ્રીતિની સાથે વર્ણન કરેછે. એઓ દુર્બલ ગરિબ દુઃખીના પરમ બંધુ, અને જુલમી ધનશાલીના પરમ શત્રુ હોયછે. કર્તવ્ય-પ્રતિપાલનમાં એઓ પોતાના પ્રાણને પણ તુચ્છ સમજે છે. ગુરૂ ગોવિંદસિંહ પોતાના સ્થાપેલા આ મહાસંપ્રદાયના પરાક્રમની ઉપર નિર્ભય કરીને બાદશાહ ઔરંગઝેબની ક્ષમતાના ગતિ રોકવાને ઉદ્યત થયો હતો. અને ઓગણીસમી શદીમાં ફુલાસિંહે એ દલના અધિનેતા થઇને એઓના સાહસ, એઓની કર્તવ્ય-બુદ્ધિ અને એઓનું વીરત્વ પવિત્ર ઇતિહાસની સાથે પરિચિત કરી મૂક્યુંછે. જે દિવસે ફુલાસિંહે મહારાજ રણજિતસિંહની સામે પોતાના અસાધારણ સાહસ અને તેજસ્વિતાની ઓળખાઆપી હતી, તે દિવસથી અકાલીઓમાં તેની પ્રતિપત્તિનો સંચાર થયો. તે દિવસથી અકાલીઓએ સંમિલિત થઇને તેને પોતાનું અધિનેતા પદ અર્પણ કર્યું. ક્રમે કરીને તેનું દલ પુષ્ટ થયું, ક્રમે કરીને ચારસો અકાલી સર્વદા તેનો હુકમ પાળવામાં તત્પર થઈ પડ્યા. ફુલાસિંહ એ અનુચરોથી પરિવૃત

યવનને નોના સ્થાનમાંથી અર્થસંગ્રહ કરવા લાગ્યો. નિરાશ્રય દુઃખીઓની રક્ષા કરવી એ તેઓનું પ્રધાન કર્તવ્ય હતું. તે સર્વ વખતે સર્વાન્તઃકરણથી ઉપલા કર્તવ્ય પ્રતિપાલનમાં તત્પર થયો. જ્યાં નિર્ધન, નિરાશ્રય અને નિપીડિત માણસ દુઃસહ યાતનામાં નિરંતર દગ્ધ થતા, તે જગ્યા ઉપર રક્ષા કર્તા ફુલાસિંહનો આવિર્ભાવ થવા લાગ્યો; જ્યાં ક્ષમતાશાળી ધનવાન લોક વિલાસના તરંગમાં ડોલતા ડોલતા પોતાની ધનવૃદ્ધિનું સુખકારક સ્વપ્નુ જોતા, ત્યાં ફુલાસિંહ તેનું ધન લેવાને અને ક્ષમતા નષ્ટ કરવાને હાથ વધારવા લાગ્યો; જ્યાં નિઃસંબલ, નિઃસહાય અનાથિની પવિત્ર શોકની પ્રતિમૂર્તિ સ્વરૂપ નિર્જ્જન પર્ણ-કુટીરમાં નીરવે બેસી રહેતી હતી, અને પોતાના હૃદયની પ્રચંડ હુતાશન હોલવવાને માટે નિરંતર નયન-સલિલથી સમુદય દેહ પ્લાવિત કરતી, તે જગ્યા ઉપર ફુલાસિંહની દયા તેને શાંતિના અમૃતમય ક્રોડમાં આશ્રય આપવાને અગ્રસર થવા લાગી. ફુલાસિંહનુ એ સર્વે કાર્યનું વિવરણ ક્રમે કરીને પંજાબ કેશરીના કર્ણગોચર થયું. રણજિતસિંહે તેને બોલાવી મગાવ્યો, અને પૂર્વના પ્રમાણે સ્નેહની સાથે તેને પારકાની સંપતિ ગ્રહણમાં વિરત રહેવાને અનુરોધ કર્યો પરંતુ ફુલાસિંહ એ અનુરોધ રક્ષા કરવામાં સંમત થયો નહિ. રણજિતસિંહે તેને ઘણો સમજાવ્યો, પુષ્કળ ધન આપવા ચાહ્યું. વાગ્જાલ વિસ્તરીને શાંતિમય જીવનની શ્રેષ્ટતા સાબેત કરવા લાગ્યો, પરંતુ કંઈજ માન્યું નહિ. તેની સલાહ, તેનું અંગીકૃત પુરસ્કાર, તેની વાક્ચાતુરીની મોહિની શકિત સર્વ ફુલાસિંહની આગળ પરાભવ સ્વીકાર કરી ફુલાસિંહ રણજિત્સિંહનો વશીભુત થયો નહિ. તે અટલપર્વતની પેઠે પોતાના સાધનમાં અટલ રહીને પેહેલાના પ્રમાણે વિપન્નની વિપદ ઉદ્ધારમાં, દરિદ્રના દુઃખ મોચનમાં, અને ઉદ્ધત અને ગર્વિત ધનવાનોના ગર્વ હરણમાં વ્યાપૃત થયો. એ વખતે ફુલાસિંહના દલમાં ચાર પાંચ હજાર મનુષ્ય હતા. એઓ સઘળાઓ પોતાના દલપતિનો હુકમ પાળવામાં તૈયાર રહેતા. મહારાજ રણજિત્સિંહે જાણી લીધું હતું કે ફુલાસિંહને ભય બતાવ્યાથી કંઈ ફળ થશે નહિ પરભાવથી સ્નેહની સાથે નાના પ્રકારની લાલચ બતાવ્યાથી તેને વશમાં રાખી શકાશે. રણજિતસિંહે ફુલાસિંહના વિરુદ્ધમાં પેહેલા સૈન્ય મોકલ્યું હતું પણ તે વશમાં આવ્યો નહિ, ત્યારે છેલીવારે એ

શિપાય અવલંબન કર્યા. એ ઉપાયથી તેની વાસના ફલવતી થઈ. ફુલાસિંહ પંજાબ-કેશરીનો અનુગત અને ક્રમે કરીને તેનો પરમપ્રિય મિત્ર થઈ પડ્યો.

એ સમયથી મહારાજ રણજિત્‌સિંહની ક્ષમતા પરિવર્દ્ધિત થઈ. એ સમયથી ફુલાસિંહ અને તેના દળના લોકોનું અસાધારણ સાહસ અને પરાક્રમના ઉપર નિર્ભય કરીને રણજિત્‌સિંહ દુર્જ્જય આફગાનોના વિરુદ્ધમાં સમર્થિત થયો તેણે અનેક યુદ્ધમાં એ સૈન્યદલમાં વીરત્વથી વિજય-લક્ષ્મીનો અધિકાર કર્યો હતો. ફુલાસિંહના દલના એક વીરપુરૂષના લોકાતીત સાહસથી મુલતાન અધિકૃત થયું અને ફુલાસિંહે પોતાનું અસાધારણ પરાક્રમ બતાવીને ભૂલોક—સ્વર્ગ કાશ્મીરને હાથ કર્યું. મહારાજ રણજિત્‌સિંહે જ્યારે સિંધુ નદી ઉતરીને આફગાનિસ્તાનમાં પ્રવેશ કર્યો, બહુ યુગના પછી પંચનદના હિંદુ ભૂપતિના આધીનમાં જ્યારે હિંદુ સૈન્ય જેઓ શેરના યુદ્ધ-ક્ષેત્રમાં આફગાનોની સામે થયા, ત્યારે ફુલાસિંહે જેવું લોકાતીત વીરત્વ દેખાડીને વિજય-લક્ષ્મીની સંબર્દ્ધના કરી, અને જેવી રીતે લોકાતીત સાહસની સાથે યવન સૈન્યને નિર્મૂલ કરતો કરતો છેલે તે નઓશેરના સમરસ્થળમાં તે પવિત્રતામય પરમ તીર્થમાં, અજ્ઞાતરથી અમલને ભાવથી અનંત નિદ્રામાં નિદ્રિત થયો, તે ઇતિહાસના પાનાં સ્વર્ણાક્ષરથી અંકિત કરવા યોગ્યછે. એ મહાયુદ્ધમાં પેહેલા શિખોનું પરાક્રમ વિચલિત થયું હતું, પેહેલા પડાનો જય થશે એવી આશા કરી હતી. રણજિત્‌સિંહના યુરોપિયન સેનાપતિ વેણ્ટુરા અને એલાર્ડ પણ પેહેલા આફગાનોના આક્રમણ નિરસ્ત કરવામાં પરાઙ્મુખ થયા હતા. એ સંકટાપન્ન સમયમાં રણજિતસિંહ વિપક્ષિની ગતિ રોકવાને માટે પોતાના સૈન્યોને એકઠા કરવાની વૃથા મેહેનત કરતો હતો, વૃથા ઇશ્વરનું અને પોતાના ગુરૂનું પવિત્ર નામ ઉચ્ચારણ કરીને સૈન્યોને અગ્રસર થવાનો અનુરોધ કરતો હતો, વૃથા અશ્વ ઉપરથી ઉતરીને નિષ્કાષિત તરવાર હાથમાં પકડીને, ભૈરવ રવથી સેનાઓને તેની પછવાડે આવવાને હુકમ કરતો, તેનાં તે અપૂર્વ વિક્રમથી, અપૂર્વ વિસ્તારથી અને અપૂર્વ સાહસથી કંઇપણ ફળ ફલ્યું નહિ. રણજિત્‌સિંહ છેલીવારે હતાશ થઇને પડ્યો, સૈન્યોને યુદ્ધમાં વિમુખ્ખ જોઇને ક્ષોભથી અને રોષથી એકલો તરવાર ફેરવતો ફેરવતો વિપક્ષના વ્યુહમાં પ્રવેશ કરવામાં ઉદ્યત થયો. એવા સમયમાં જ્યારે

ગુરૂજિકી ફતે" ! એ આશ્વાસપ્રદ વાક્ય તેના કર્ણગોચર થયું, એ વાક્ય દૂરાગત વજ્ર-નિર્ઘોષના ગંભીર રવથી તેના હૃદયના અંતરસ્થળમાં પ્રવેશ કર્યું અને તેથી એકવારે આશા, ભરોશા અને આનંદનો તરંગ નાંખી મૂક્યો. રણજિત્‌સિંહ સવિસ્મયથી વિસ્ફારિત ચક્ષે જોવા લાગ્યો, ફુલાસિંહે કાલા રંગનો વાવટો ઉડાડીને મુષ્ટિમાત્ર અકાલી—સૈન્યની સાથે "વારે ગુરૂજિ-કિ ફતે !" શબ્દ બોલતો બોલતો તે ગમનાતીત પઠાન—સૈન્યના વિરૂદ્ધમાં અગ્રસર થાય છે. તેણે ફુલાસિંહને વિપક્ષના આઘાતથી અશ્વ ઉપરથી પડતો જોયો હતો, એ આઘાતથી ફુલાસિંહનો પગ ભાગી ગયો હતો લોકો તેને ધરીને સ્થાનાંતરિત કર્યા હતો. રણજિત્‌સિંહે તેને જોયો હતો. આ વ-ખતે તેને જોયું કે ફુલાસિંહ હાથીના ઉપર બેસીને વિપુલ ઉત્સાહની સાથે પોતાના સૈન્યોને ચલાવવા લાગ્યા. ગોળીઓના આઘાતથી તેનું દેહ ક્ષત વિક્ષત થયું છે, તેમા ભ્રૂક્ષેપ નથી, પ્રશસ્ત લલાટે ભીતી—વ્યંજક રેખાનો આવિર્ભાવ નથી, વિસ્તૃત લોચન હૃદયમાં દુશ્ચિંતા તથા નિરાશા—સૂચક કાલિમાનો આવેશ નથી. ફુલાસિંહ હાથી ઉપરથી નિર્ભયમા જલદ—ગંભીર સ્વરથી કહ્યું કે "ઓરે ગુરૂજિકિ ફતે ?" તેના સૈન્યો ગુરૂ ગોવિંદસિંહના મંત્ર પૂત છે—એ પ્રાતઃસ્મરણીય વાક્યથી ઉત્સાહિત યવન પઠાન—સૈન્ય નિર્મૂલ કરવામાં અગ્રસર થાય છે. ફુલાસિંહની આ તેજસ્વિતા જોઇને પંચ-નદનો અધીશ્વર પ્રીત, ચમત્કૃત અને આશ્વાસયુક્ત થયો. કેવા બળથી ગોવિંદસિંહનુ મૃત્યુ થયું છે ! કેવા બળથી ગુરૂ ગોવિંદસિંહની મહાપ્રાણતા તેના દેહની સાથે ચિર દિવસને માટે વિલુપ્ત થઈ ગયું છે ? ઓગણીસમી શદીમાં—નઓશેરાના આ પવિત્ર યુદ્ધક્ષેત્રમાં પણ ગોવિંદસિંહ વર્તમાન રહ્યો છે; નદીય છવંત ઉત્સાહપૂર્ણ વાક્ય અને સમરભૂમિમાં પણ તેનું પ્રતિષ્ઠિત સંપ્રદાયને મનાવી મૂક્યો છે. ફુલાસિંહ આજ ગુરૂ ગોવિંદની મહાપ્રાણતાની માહમાન્વિત થઇને તેનો મંત્ર પૂત શોણિત અકલંકિત રાખવાને ઉદ્યત થયો છે, આ વિનશ્વર જગતમાં શિખ—ગુરૂની એ મહિમાનો વિલય થશે નહિ. મહારાજ રણજિત્‌સિંહ ફુલાસિંહને પઠાનના વ્યૂહ ભેદમાં અગ્રસર થતો જોઇને અસામાન્ય વિક્રમથી યુદ્ધ કરવાનો આરંભ કર્યો. આ વખતે ફુલાસિંહનું પરાક્રમ પઠાનો સહન કરી શક્યા નહિ. અકાલીઓ મુહૂર્ત મુહુ-ર્તમાં યવન-સૈન્ય નિર્મૂળ કરવા લાગ્યા. ક્રમે કરીને રણજિત્‌સિંહનું બીજું

સૈન્ય આવીને અકાલીઓની સાથે મળી ગયું. ફુલાસિંહ જે હાથી ઉપર બેઠો હતો, તેના માહુતના શરીરમાં એક કરીને ત્રણ ગોળી પ્રવેશ કરી હતી ફુલાસિંહ પોતે પણ એક ગોળીથી આરગી થયો હતો. તથાપિ તેણે દઢતાની સાથે હાનુમાં હાથી ચલાવવાને માહુતને હુકમ આપ્યો. આહત માહુત આ વેળા હુકમ પાલવામાં અશક્ત થયો. ફુલાસિંહના પુનઃપુનઃ હુકમથી પણ માહુત જ્યારે અગ્રસર થયો નહિ, ત્યારે ફુલાસિંહ સક્રોધથી માહુતનું મસ્તક લક્ષ્ય કરીને પિસ્તોલ છોડી. માહુત પડી ગયો. ફુલાસિંહે હસ્તસ્થિત તરવારના અગ્ર ભાગદ્વારા હસ્તી ચાલતા કરીને શત્રુમાં પ્રવેશ કર્યો. સાહસિક વીરપુરૂષ એવી રીતે વિપક્ષિયોમાં ઉપસ્થિત થઇને સૈન્યોને ઉત્સાહિત કરવા લાગ્યો. એ વખતે શત્રુના પક્ષની એક ગોળી આવીને તેના લલાટમાં પ્રવેશ થઈ. વીર-કેશરી એ આ ઘાતથી પરિત્રાણ પામ્યોનહિ. તેના પ્રાણ-શૂન્ય દેહ હાઓદાર મધ્યે પડી ગયો. અધિનાયકના મરણથી અકાલીઓનો છત્રભંગ થયો નહિ. તેમણે પૂર્વાપેક્ષા સાહસ અને રોષની સાથે વિપક્ષીઓનું આક્રમણ કર્યું. આફગાન-સૈન્ય એ આક્રમણથી સ્થિર નરહી શકતા રણક્ષેત્રથી પળાયન કરવા લાગ્યું. નઓશેરાના સમરાંગણથી ફુલાસિંહના લોકાતીત રાક્રમથી વિજય-લક્ષ્મી પંજાબ-કેશરીના અંકશાયિની થયો.

પઠાનોએ ઘણા વિસ્મય સહકારે ફુલાસિંહના આવા લોકાતીત વીરત્વની પ્રસંશા કરી હતી. જે સ્થળમાં ફુલાસિંહનું મૃત્યુ થયું, તે જગ્યા ઉપર એક સ્તંભ બનાવ્યો હતો. એ જગ્યા હિંદુ અને મુસલમાન બંનેનું એક પરમ પવિત્ર તીર્થમાં પરિગણિત થયું છે. હિંદુ અને મુસલમાન, બંને સંપ્રદાય આ પવિત્ર તીર્થમાં આવતા હતા, અને ઉભય સંપ્રદાય ભક્તિ-રસાર્દ્ર હૃદયથી ફુલાસિંહના ઉદ્દેશથી સ્તુતિવાદ કરતા હતા. જ્યાં સુધી એક ચક્ષુ-વૃદ્ધ શિખભૂપતિ જીવતો હતો, ત્યાં સુધી જ્યારે નઓશેરાના યુદ્ધના પ્રસંગમાં ફુલાસિંહની વાત થતી ત્યારે તેની ઉજ્જ્વલ આંખ ઉજ્જ્વલ તર થતી, અને તેથી અવિરલ ધારાથી મુક્તાફલ બાહર પડીને ગંડ દેશમાં પડતા. વીર-ભક્ત વીર-કેશરી એવી રીતે પવિત્ર શોકાશ્રુથી ફુલાસિંહનો પરલોકગત પવિત્ર આત્મા સંતૃપ્ત કરતો.

શ્રી નારાયણ હેમચંદ્ર.

---

# સારસંગ્રહ.

**હિંદુસ્તાનમાં ખ્રીસ્તીઓની વસ્તી કેટલી છે.**—હિંદુસ્તાનની છેલી વસ્તીના ચોકસ હિસાબ ઉપરથી જણાય છે કે આ દેશ ખાતે ૧૮, ૬૨૫૨૫ ખ્રીસ્તીધર્મ માનનારા જૂદા જૂદા ટોળાઓ વસે છે. ૧૮૭૨ ની ગણત્રી મુજબ તેમની સંખ્યા ૮૯૭૨૧૬ ની હતી, માટે છેલાં દશ વર્ષોમાં તેઓની સંખ્યામા નજદીક ૧૦ લાખ માણસોનો વધારો થયો છે. ઉપલા ૧૮।। લાખમાંના ૧૪૨૦૦૦ યુરોપીઅનો, ૬૨૦૦૦ યુરેશીઅનો, ૮૯૦૦૦૦ દેશીઓ, અને ૭૬૦૦૦૦ "બીજાઓ" છે, જેઓ વિષે કશું ચોકસ જણાવવામાં આવ્યું નથી, ઉપલા ૧૮।। લાખમાં મોટો ભાગ યાને ૯૬૩૦૫૮ રોમનકાથોલિક પંથને લગતા છે. આપણા દેશમા ખ્રીસ્તીઓનો સર્વેથી મોટો ભાગ મદ્રાસ ખાતે વસે છે. ત્યાં ૭૧૦૮૦૭૮, ત્રાવણકોર ખાતે ૪૯૮૫૪૨ મુંબાઈ ખાતે, ૧૩૮૩૧૭, કોચીન ખાતે ૧૩૬૩૬૧, બંગાળ ખાતે ૧૨૮૧૩૫, અને બીજે ઠેકાણે ઘણી નાની સંખ્યામાં ખ્રીસ્તીઓ વસે છે. દેશીરાજ્યોમાં ખ્રીસ્તીઓની વસ્તીમાં માઇસોર,હૈદ્રાબાદ અને ત્રાવણકોર ખાતે હજારોની મોટી સંખ્યામાં માત્ર સાતસો માણસોની છે. મુંબાઈ ઇલાકાના ખ્રીસ્તીઓમાં ૮૧૧૯૦ મરદો અને ૫૭૧૨૭ સ્ત્રીઓ છે. આ ઇલાકામાં એકંદર ૧૯૦૦૦ પાદરીઓ અને ૩૦૦૦ પાદરેણો વસે છે.

ફૂટબાલ ની રમતમાં કેટલીકવાર રમનારાઓના જીવ જવાના દાખલા વિલાયત ખાતે બનેલા જણાય છે. પણ તેવોજ એક દુઃખ ભરેલો દાખલો કલકત્તાની ડાવેટન કાલેજના એક જવાન વિદ્યાર્થિના સંબંધમાં બન્યો છે. આ રમતની દરમિઆન આ વિદ્યાર્થીના પેટમાં તેના હરીફ તરફથી બે મરતબે લાતો ખાની પડી હતી, જે વખતે જો કે તેને કશી જીવ જેવી ઇજા થએલી જણાઈ નહિ. તો પણ ત્યારબાદ ચાર દિવસ રહીને તે મરણ પામ્યો હતો.

**નવા રેલવેઓમાં દેશીઓનું સાહસિકપણું** વધતુંજ જાય છે. કાનપોરથી અચનીરા સૂધીના સરકારી રેલવેની એક પા મૈલની નવી લાઈન મનડોપીઆથી બીયુર સૂધીની બાંધવાની છે, અને તે પાછળ રૂ ૧૭૦૦૦૦

નો ખર્ચ ગણાયો છે. આ ખર્ચનો અર્ધો હિસ્સો બીધુરના બે સુબેદારો વસદેવરાવ અના અને પુરૂશોત્તમરાવ તાતીઆએ આપવા કબુલ કર્યું છે.

કોલેરા ઉપર ગંધક અને કપુરની અસરઃ—મી. એસ. એફ. ગજ્જર નામે એક તબીબ મુંબાઈ ગેઝેટમાં કોલેરાના દરદી ઉપર ગંધકથી થતી ઉત્તમ અસરોની થોડીક સમજણ આપે છે. તે પોતાના અનુભવ મુજબ ગંધકથી જેટલા દરદીઓ સાજા થઈ શકે છે તેટલા બીજા કશા ઈલાજોથી થતા નથી. માત્ર દરદીને ગંધકની ધૂણી આપવાથીજ સરતું નથી પણ દરદીને તે દવા તરીકે પણ આપવા તે ભલામણ કરેછે, અને જો દરદની શરૂઆતમાંજ એ વસ્તુનો પૂરતો ઉપયોગ કરવામાં આવે છે તો તેથી સારૂં પરિણામ નીપજે છે. વળી ગંધક પોતાની સ્વચ્છ હાલતમાં જેટલી સારી અસર કરી શકે છે તેટલી બધી તેની મેળવણી વાળી દવાથી થતી નથી, એવો આ તબીબનો અભિપ્રાય છે.

એક ગમથી જ્યારે આપણી તરફ આ રીતે અનેક તર્ણાંશો ગંધકના ગુણ દરશાવે છે ત્યારે બીજી તરફથી એક યૂરોપીઅન તબીબ કપૂરને કાલેરા ઉપર બહુ અકસીર ઈલાજ દાખલ જણાવી ગયો છે. છેક ૧૮૩૨ની સાલમાં આપણી તરફના કોલેરા વિષે લખતાં હાનિમાન નામે એક તે વખતના પ્રખ્યાત તબીબે એવું ગ્રાહેર કર્યું હતું કે કોલેરા ઉઠે છે તે એ રોગ માહેલાં બહુજ બારીક અણદીઠ જીવજંતુને લીધે છે, જેનો સહેલો ઉપાય કપૂરછે. આ તબીબના જણાવ્યા મુજબ જ્યારે જ્યારે યુરોપમાં કોલેરા ફેલાતો હતો ત્યારે આ ઈલાજ કામે લગાડવામાં આવતો અને તે ગુણકારી માલમ પડતો હતો. જેમ છૂટથી કપૂરનો ઉપયોગ થાય તેમ કોલેરાના રોગનાં આ સૂક્ષ્મ બીયાં અથવા જીવડાં વધારે નિર્બળ અને નિર્જીવ થઈ જતા હતા, અને તેટલા માટે દરદીને કપૂર દવા દાખલ આપવામાં આવતો હતો, તેની ચામડી ઉપર મસળવામાં આવતો અને દેવતા ઉપર મૂકીને દરદીના ઓરડામાં તેનો ધૂમાડો કરવામાં આવતો હતો.

# પુસ્તકોની પહોંચ.

સ્ત્રીધર્મ નીતિ, એ નામનું એક મહા ઉપયોગી, સુરસ, તથા સુબોધકારી પુસ્તક પ્રખ્યાત પંડિતા રમાબાઇએ કેટલાક વખતપર મરાઠીમાં રચેલું છે તેનું આ ભાષાંતર ભાઈ મુકુંદરામ નિત્યારામ મહેતાએ રચીને ગૂજરાતી પ્રજા ઉપર મોટો ઉપકાર કર્યો છે. સ્ત્રી સુધારણાના વિષયપર હાલ જે પુસ્તકો ગૂજરાતી કે કોઈ પણ પ્રાકૃત ભાષામાં લખાએલાં છે તેમાં આ નિઃસંદેહ સર્વોપરી છે અને વળી તે કરતાં એ એટલું ચડિયાતુ છે કે તેની સાથે મુકાબલો કરવો એજ એને અપમાન આપવા બરાબર છે. સ્ત્રીઓની સ્થિતિ કેવી રીતે સુધરે એ બાબતમાં ઊંડાણથી ઉતરી અત્રે પંડિતા રમાબાઇએ પંડિતાઇથીજ પોતાની સુરસ કલમ ગંભીર જુસ્સાભેર ચલાવી છે, તથા એનું ભાષાંતરકર્તા પણ ગૂજરાતી ભાષાનો એક સારો લખનાર જણાય છે. મૂળ મરાઠીગ્રંથ અમારી પાસે હાજર ન હોવાથી આ ભાષાંતરમાં યથાર્થતા કેટલી આવી છે તેનો નિર્ણય કરી શકતા નથી, પણ એનું ગૂજરાતી અત્યંત શુદ્ધ, રૂઢ, તથા મિષ્ટતા ભરેલું પણ થયું છે એતો અમારે કહેવુંજ જોઇએ. એ ભાષા બીજા જુવાન બી. એ. એને બોધ લેવા લાયક નીવડી છે.

અમે દિલગીર છીએ કે આવા ઉંચા શૈલીના લોકોપયોગી સુરસ તથા સુબોધકારી ગ્રંથની ગૂજરાતી પ્રજા તરફથી જોઇએ તેવી ખબર લેવાતી નથી, અને તેનું કારણ એમ સંભવે છે કે એ ગ્રંથકર્ત્રી હાલ વિલાતમાં જઇને ખ્રીસ્તી થઈ ગઈ છે. પંડિતા રમાબાઈનું એ કૃત્ય હિંદુપ્રજાને ગમે એવું અપ્રિય હોય, તો પણ આ રૂડા ગ્રંથને તો ઉપકાર સાથે સાથે ચડાવવો એમાંજ તેમની સુજ્ઞતા રહેલી છે. ગાંધી સાથે લડાઈ, માટે તેની સાકરને પણ કડવી કહેવી એ આપણી રસેંદ્રિયમાંજ ખામીછે એમ બતાવી આપે, પણ તેથી કાંઈ તે સાકર કડવી થઈ જતી નથી. માટે અમે સર્વે ગૂજરાતી સ્ત્રી પુરૂષોને આ પુસ્તક આદરપૂર્વક વાંચવાની ભલામણ કરીએ છીએ. એનાં પૃષ્ટ મોટાં કદનાં ખારપેજી ૧૫૯ તથા કિંમત ા રૂપિઓ છે.

ખજાને હુનર, અથવા, હુન્નરોનો ખજાનો. બનાવનાર શા. મોતી·

લાલ કશળચંદ, મદ્રાસ એગ્રીકલચરલકાલેજનો ગ્રાજ્યુએટ છે. આ ગ્રાજ્યુએટે પોતાની હુનરી કેળવણી દેશકલ્યાણ અર્થે સફળ કરી છે. આ ચોપડીમાં ઘણી ઘણી જાતના હુનરો ચલાવવાની રીતો ટુંકામાં સારી રીતે આપી છે. એમાં શું શું બનાવવાની રીતો બતાવી છે તે જો લખવા માંડીએ, તો ઘણાં પાનાં ભરાય, અને વિશેષ ફળ કાંઈ હાસલ થાય નહિ. હુનરરત્નાકર નામનું પુસ્તક થોડાક વખત ઉપર છપાયું હતું તેનાં કપકર એ છે અને કેટલેક ઠેકાણે તેથી સારૂં પણ લાગે છે. એના પૃષ્ટ નાના કદના બારપેજી ૧૪૯ અને કિંમત રૂ. ૧—૪—૦ છે.

અનસુયાભ્યુદય તથા ભોગવતી ભાગ્યોદય. મોરબીવાળા શીઘ્રકવિ શ્રી શંકરલાલ મહેશ્વરે સંસ્કૃતમાં પાર્વતીપરિણય એ નામનું એક મોટું પુસ્તક બનાવવા માંડ્યું છે તેનો આ એક ભાગ છે. હાલ એ ભાગ તથા તેનું ગૂજરાતીમાં છુટું ભાષાંતર પ્રગટ થયું છે તે બન્ને પુસ્તકો તેના બનાવનાર તરફથી અમને મળ્યા તે માનપૂર્વક સ્વીકારીએ છીએ. મુંબાઈના આર્યધર્મ પ્રકાશ નામના માસિકમાં આ લઘુગ્રંથ છપાઈ ગયો છે તેથી ઘણા વાંચનારાને એનો સવિસ્તર ઓળખાણ આપવાની કાંઈ જરૂર નથી, પણ અત્રે એટલુંજ કહીએ છીએ કે એ પુસ્તક સઘળા કુટુંબમાં અવશ્યે કરીને રાખવા જોગ છે. સ્ત્રીઓને એમાં વિવિધ પ્રકારનો પુરાણી ઢબે બોધ કરવામાં આવ્યો છે, અને તે છતાં ભાષા પુરાણી ઢબની છેક નથી. સંસ્કૃતમય ગૂજરાતી લખીને આપણી ભાષાને બગાડનારા કોડીલા અધકચરા જુવાનો આ સંસ્કૃતનિપુણ શાસ્ત્રીનીજ ભાષાનું અનુકરણ કરે તો કેવું સારૂં !



## નિશાળોના ઇનામ પત્રક.

(પાછળ પાને ૧૧૪ થી).

મુજપુર.—દીલ્હીના શાહજાદા મીરજા કમરૂદીન તરફથી રૂ ના મીઠાઇ. —સંકેશ્વર. દીવાનજી સાહેબ શીવલાલ ખુશાલચંદ તરફથી રૂ ૯) ચોપડીઓ. અમદાવાદના વકીલ રાજશ્રી ચીમનલાલ કપુરચંદ તરફથી રૂ ૦॥ ઇનામ. વરાહી થાણદાર આજમ દ્વારકાંદાસ ભોગીદાસ તરફથી રૂ ૧—૫—૩—કુંવારદ.

મહેરબાન નાદેઅલી ખાનજી સાહેબ તરફથી ૨૩) ચોપડીઓ. ૨૨) મીઠાઈ, મેહેરબાન દલીખાનજીના કારભારી હરિલાલ જગજીવને ૨૫) ચોપડીઓ. ૨૩) મીઠાઈ ૨૨) મેહેતાજી.—થરાદ પરીખ અંબાલીદાસ મોતીચંદ તરફથી ઉનાળામાં પાણીસાર રૂ૨.—વાવ. થરાદ થાણદાર ધરમચંદ એલજીએ રૂ. ૧) મીઠાઈ.—વારાહી. મેહેરબાન પાલણપુરના પોલીટીકાલ એજંટ સાહેબ પધાર્યા ત્યારે દરબાર તરફથી ૨૭) ચોપડીઓ ૨૩) મીઠાઈ. મેહેરબાન જુની-અર આસિસ્ટંટ સાહેબે પરીક્ષા કરી તે વખતે મલક રવાજી તથા મરાકમ ઝાલીબાઈ તરફથી ૨૦ાા ચોપડીઓ ૨૨ાા મીઠાઈ.—સુઇગામ. વાવના કારભારી પીરજારામ માહેબરામ તથા સોજ્ટ ઇન્સ્પેક્ટર સાહેબ અને ઠાકોર વેગરે મળી ૨૨ા મીઠાઈ.—સાંતલપૂર. ગણવાના ઠાકોર દવીશંગજી તરફથી (૧) મીઠાઈ ૨૨) મેહેતાજીને. આડીસરના ઠાકોર લખાજી તરફથી ૨૨) મીઠાઈ ૨૨) મેહેતાજીને. સ્કુલ કમિટીના મેંબરો તરફથી ૨૨) મેહેરબાન પાલણપૂરના પોલીટીકાલ સુપ્રિન્ટેન્ટ કરનલ લીજીટ સાહેબ પધાર્યા ત્યારે (૩) મીઠાઈ.—ટેરવાડા. દીવોદર થાણદાર પીતાંબર ઝુમચંદ તથા મેંબરો અને ઠાકોરો તરફથી ૨૯) ચોપડીઓ ૨૨) મીઠાઈ—દીવોદર મુખ્ખી તાલુકદાર ચતરસંગજી તરફથી ૨૧) મીઠાઈ. રવાના ૨૪મી આગષ્ટ સને ૧૮૮૪ મુ. સાદરા.—

(ઇંગ્રેજી સહી) , જીવચરામ સતવચ્છરામ.
ડે. એ. ઇન્સ્પેક્ટર. મહીકાંઠા. તથા
પાલણપુર વિભાગ.

જાo નંo ૨૭

ખેડાવિભાગ.

અનારા.—સ્કુલ કમિટિના મેમ્બરો તરફથી ૨'૫) ચોપડીઓ.—પીપલવાડા પબ્લીક વર્ક ખાતાના કારકુન કાલીરામ જેભાઈ રૂ ૦-૮-૦ પતાસાં—પીપલગવર્ણ બાજીભાઈ ગલાબાઈ ૦-૧૫-૯ ચોપડીઓ તા. મીઠાઈ. શીંહુજ. પટેલ રણછોડ ગલાભાઈ રૂ ?) પતાસાં. શા. કાળીદાસ પરભુદાસ ૦-૮-૦ મીઠાઈ. શા. નાનચંદ ચતુરચંદ રૂ ૦ાા મીઠાઈ.—રતનપુર. મે. ડીસ્ટ્રીકટ ડેપ્યુટી કલેકટર સાહેબ. ખેડા રૂ ૦ાા ખજુર.—દેવાતજ. રા. સા.

મામલતદાર સાહેબ માતર ૦-૭-૦ પતાસાં. સોજીત્રાના હેડમાસ્તર વલભદાસ નંદલાલ ૦-૭-૦ પતાસાં.—ભોગર. ઠાકોર એદરસંગજી તથા ઠાકોર સરદારસંગજી માધવસંગજી રૂ. ૧) સાકર.—વેહેરા. મે.કેનેડીસાહેબ આસીસ્ટંટ કલેકટર સાહેબ ખેડા ૦-૧૩-૬ ચોપડીઓ.—ખંભાત. મીરજાકુમક મહમદ રૂ ૭-૧૫-૧૧ ચોપડીઓ. રૂ ૬-૮-૦ પતાસાં.—વાંધરોલી. શા. નરેસી અમથાજી રૂ ૧ા પતાસાં.—ક્રેસરા. મે. ડી. ડીપ્યુટી કલેકટર સાહેબ ખેડા. રૂ ાા ચોપડીઓ, રૂ ાા પતાસાં અને મુંડાવણસોલમાં રૂ ા અજુર ાા પૈસા.—કાળસર. મૂખી જોરભાઈ જેસંગભાઈ રૂ ૩) ચોપડીઓ. આગરવા.—મૂખી જીજીભાઈ રામદાસ ાા ચોપડીઓ. તલાટી મગનલાલ નહાનચંદ ા શેક. જગજીવન પરભુદાસ ા કાછીઆ દાળજી મોરાર ા વડથલ.—વ્યાસ રણછોડ બેચર રૂ ૧ા ચોપડીઓ.—સાંઢેલી. મલેક. અહમદ હમીદ મુખી રૂ ૦-૪-૬ શા. કાળીદાસ નાનચંદ રૂ ૦-૪-૬ ચોપડીઓ.

ખેડાના તા. ૭—૪—૮૩ (ઇંગ્રેજી સહી.) રેવાશંકર ત્રીપુરાશંકર. દવે.
આ. ડે. એ. ઈ.

## અમદાવાદ વિ.

ઘોઘા.—ખાનસાહેબ મામલતદાર સાહેબ રૂ૨) પતાસાં.—દહેગામ. શ્રી વળા દરબાર સાહેબ રૂ૦ાા સાકર.—ભુવાલડી—સ્કુલ કમિટિના મેંબરો વગેરે રૂ૫-૯-૦ ચોપડીઓ તથા મીઠાઈ.—અડવાલ.શા. પોચાલાલ વ્રજલાલ તથા ઝવેરદાસ દાજીભાઈ રૂ૩-૬-૩ ચોપડીઓ તથા પતાસાં.—માંડળ. વિરમગામ તાલુકાના અવલ કારકુન સાહેબ રૂ૨) સાકર તથા કસરત કરનારને.—સરોડા. ગામ લોકો તરફથી રૂ૧) ચોપડીઓ.—પાટડીકન્યાશાળા. વીરમગામ તાલુકાના મામલતદાર સાહેબ. રૂ૧) પતાસાં.—અડવાળ. અડવાલના તાલુકદાર ઝાલા નાગભાઈ બાણાભાઈ તથા ઝાલા અભાભાઈ બગતભાઈ રૂ૧) મીઠાઈ.—ગામડી. અણીટીંબાના વેપારી ગાંધી હંસરાજ જેઠાભાઈ મેતા ચતુર વાઘજી તથા શા. વાઘજી પુંજા રૂ૧ાા પતાસાં—ભુવાલડી. શા. હરજીવન નથુભાઈ રૂ૦ાા પતાસાં તથા વિદ્યાર્થીઓના બંડોજ. માંથી શેઠ દેવજીને સાંથી રૂ૪-૬-૦ પતાસાં દાકટર હરગોવન નથુભાઈ રૂ. ૧).—પોસેરા. રા. રા. દેવશંકર પોષ્ટમાસ્તર રૂ૦ાા ઠાકરગોવનજી નાગજીએ

બ્રાંચ નંબર ૧લામાં રૂ૦ાા શેઠ દેવજી ગીગા બ્રાંચ નંબર ૨ જામાં રૂ૧) અને કન્યાશાળામાં ચાણદાર સાહેબ વ્રજભૂખણદાસ મકનદાસ. રૂ૧) રા. રા. ઉત્તમરામ અંબાલાલ સરકારકુન રૂ૧) ખોજા ખુશાલ ઝવેર રૂ૧) શા. મૂળચંદ વેનલી રૂ૧) પરી. ગોવંનજી ઝવેર રૂ૧) કુલ રૂ૮) પતાસાં તથા કન્યાશાળામાં રૂમાલો વગેરે.—છર્નાધ્યાર. વીરમગામ' તાલુકાના અવલકારકુન મોહનલાલ કલ્યાણજી રૂ૧) સાકર.—ઓડામા કન્યાશાળા. મ્યુનિસિપાલીટી તરફથી રૂ૧૦-૧૪-૦ રેજા તથા મીઠાઈ.—ઉવારસંદ. ગામના સદગ્રહસ્થોએ રૂ૦) મીઠાઈ.—આંબલી. મેંબર શા. ખીમચંદ નથુભાઈ 'તથા શા. હીરાચંદ ધનજી રૂ૧) સાકર મુખી રાજારામ દેસાઈભાઈ રૂ૦ાા મેહેતા બકોર ભવાનીશંકર રૂ૦ાાા.—નાહાનીબોર. જોશી શીવશંકર બાપુજી'રૂ૦ાા શા. ત્રીભોવન દેવચંદ રૂ૦ાા કુલ રૂ૨ા ચોપડીયો.—ગોધાવી ઇંગ્લીશ સ્કુલ. સાણંદ દરબારના કારભારી દેવકરણ આદિકરણ રૂ૧) પતાસાં.—ખારાઘોડા. ગામના તલાટીએ રૂ૧) પતાસા.

## પ્રાંત હાલાર.

૨૦—૪—૮૪

બેડી.—મિસીસ મેકર્વાલીન્ડ સાહેબ રૂ૪) મેવો.—અંબાલીયા. મહારાજા જામસાહેબ તરફથી રૂ૧૨) પેંડા. ઠા. દયાળજી ધનજી રૂ૧૦) પતાસાં ઠા. જગજીવન પ્રેમજી રૂ૪) શેરડી.—લાલપુર. આજમ મૂનસફ 'સાહેબે ગામલોકો તરફથી રૂ૨) ચોપડીઓ.—અંબાલીયા કન્યાશાળા.—અવલ કારકુન નરભેશંકરભાઈએ રૂ૩) મીઠાઈ. મહારાજા જામસાહેબ તરફથી રૂ૧૭ —જોડીઆ. ઠા. કેશવજી જેરામ રૂ૨) દ્રાક્ષ. ઠા. ત્રીકમજી તુળસી રૂ૪) ઠા. પુરશોતમ રૂ૦ા દ્રાક્ષ. જોશી ત્રીકમજી રૂ૪) દ્રાક્ષ—જોડીયા કન્યાશાળા.—ઠકર ત્રીકમજી રૂ૦ાા ખજુર. ઠકર બેચર ઝીણા રૂ૧) ખજુર.—જાલીયાવવાણી. મે. પ્રોલના મુખ્ય કારભારી મહાદેવભાઈ ખજુર શેર ૨૦) —ગોંડળ. મહારાજા ઠાકોર સાહેબ તરફથી રૂ૯) પતાસાં અને કન્યાશાળામાં રૂ૨૦) પતાસાં તથા કપડાં.—સુલતાનપર. સ્કૂલકમિટિ તરફથી રૂ૦-૯-૦ —મોવૈયા સ્કુલ કમિટિ તરફથી મહેરબાન રેવન્યુકમિશનર સાહેબ રૂ૨) પતાસાં.—વીરપુર. ઠાકોર સાહેબ તરફથી છીટ તથા પેંડા રૂ૧૬-૧૨-૬

—છત્રાસા. પાટણવાવના વહીવટદાર સાહેબ ૩૧) સાકર.—પાનેલી. સ્કૂલકમિટિ તર્ફથી ૩૨ા પતાસાં.—મોરબી. રાજેશ્રી પેલાબાઈ ગુજરી જતાં તેમની માતુશ્રી માણેકબાઈ ૩૨૦) મીઠાઈ.—ટંકારા. આ. વહિવટદાર વિશ્વનાથ શંકરજી ૩૫) પતાસાં.—સરધાર. શા. લક્ષ્મીચંદ ભગવાનજી ૩૧) પતાસાં.—ખંભાળીઆ. શેઠ નારણજી પ્રેમાનંદ.—ભાટીઆ. લાંબા બંદરના રહેવાશી જમનાદાસ નારણ ૩૬) શાકર.—મેમાણા. આકટીંગ મહેતાજી જાનું અંબારામ ૩૦—૬—૦ પથરપેન.—જોડીઆ. ઠકર પેમર ઝીણા ૩૪) ખંજુર.—આમરણ બાદનપરના દરબાર અખુભા ૩૩ા.—કાલાવડ. મહારાજા જામસાહેબ તર્ફથી ૩૨ા શાકર તથા રૂમાલ અને કન્યાશાળામાં ૩૧ા રૂમાલ.—મોરબી. અસ્મતપના બાઈ શ્રી મોંઘીબા તર્ફથી ૩૪) શેરડી અને બાંચસ્કુલમાં ૩૨ા) રૂમાલ દ. જશુ રવજી ૩૨) શેરડી.—ચરખડી. સ્કૂલકમિટિ તર્ફથી ૩૧) મીઠાઈ.—ભડિર. સ્કૂલકમિટી તરફથી ૩૫) મીઠાઈ.—લોધીકા. સ્કૂલકમિટી તર્ફથી ૩૬—૨—૦ ચોપડીયો તથા શાકર.—ખીરસરા. મે. કા. પ્રાં. સ. સુ. સા. હેડકલાર્ક રાજેશ્રી જીવણલાલ હરજીવન ૩૧) શાકર.—મેગણી. દરબાર તર્ફથી ૩૧) શાકર.—સીસાંગ. સ્કુલકમિટી તર્ફથી ૩૩—૧૦—૦ ચોપડીઓ તથા શાકર.—રાજકોટ સ્ટેશન. પ્રાગધરાના મહારાજા જામસાહેબ તર્ફથી ૩૧) પતાસાં.—ખંભાળીઆ. મુંબાઈના શેઠ મી. નારણજી પરમાણંદ ૩૬૬) કપડાં તથા મીઠાઈ.—જાંબુડા. ઠાકરીઆ ડોસા જસાણી ૩૧ા મીઠાઈ. ગઢવી દેવીદાન નારણ ૩૧ા મીઠાઈ ગઢવી લગધીર રાજાણી ૩૧ા મીઠાઈ.—કાલાવડ. મહેરબાન રાઘવ જેઠાણી વજીર, સાહેબ ૩૭) કપડાં તથા મીઠાઈ અને કન્યાશાળામાં ૩૭ા કપડાં તથા મીઠાઈ.—કોટડા સંગાણી. દરબાર તર્ફથી ચોપડીયો તથા મીઠાઈ.—રાજપરા. તાલુકદાર તર્ફથી ૩૧) સાકર. રવાના તા. ૨૦—૪—૮૩.

(અંગ્રેજી સહી.) ગણપતરામ અનુપરામ ત્રીવેદી.

ડે. એ. ઈ. હાલાર વિભાગ.

## ભરૂચ વિભાગ.

ભરૂચ ગામઠી નિશાળ.—રાવસાહેબ પેટલાદના મુનસફ પરમાનંદ-

દાસ ભોળાભાઈના ચારણજીવી ઈચ્છાલાલ પરમાનંદદાસ રૂ૭) ચોપડીઓ. —આછોદ. ગુલાબચંદ કપુરચંદ. કમીટીના મેંબરો મીઠાઈ.—અંકલેશ્વર કન્યાશાળા. દામોદરદાસ કચનદાસ રૂ૨) ચોપડીઓ તથા મીઠાઈ.—દોરા. બાપુ નારણ રૂ૧) પા. ઈશ્વર નારણ ઉઘરાતદાર રૂ૧) તલાટી નગીનદાસ જશુભાઈ રૂ૧) પા. પરશોતમદાસ રૂ૧) પા. ઉકાશંકર રૂ૧) ભગવાન નાગર રૂ૧) દરભાઈ રૂ૦॥ પા. નાથા જીભાઈ રૂ૦॥ ધમણાદના ઠાકોર શજાણસીંગ રામશીંગ રૂ૦॥ પા. ખુનાજ બેચર રૂ૦॥ વેરાગી મનોરદાસ નરસીદાસ રૂ૦॥ ઠકર ઈશ્વર તળશી રૂ૦॥ સોની લાલભાઈ ખુશાલ રૂ૦॥ ચોપડીઓ ફ્સેદો તથા મીઠાઈ.—ટંકારીઆ. શેઠ પરશોતમદાસ દ્વારકાંદાસ રૂ૦-૧૪-૬ પટેલ દાદાભાઈ લક્ષ્મીદાસ રૂ૨-૧૨-૬ શેઠ પ્રેમાનંદ દામોદરદાસ જંબુસરના રૂ૦ ચોપડીઓ તથા સાકર.—હાંસોટ કન્યાશાળા. મહાલકરીની કચેરીના કારકુન ત્રીભોવનદાસ તથા કૃષ્ણાવલ્લભદાસ રૂ. ૧) મીઠાઈ.—સમની. ગુલાબદાસ કપુરચંદ કમીટીના મેંબર તથા જેઠાભાઈ દેવચંદ રૂ૦-૧૨-૦ મીઠાઈ.

—ભરૂચ કન્યાશાળા નં. ૧. રાવસાહેબ લલુભાઈ મથુરાદાસ રૂ. ૨) રાવસાહેબ દામોદરદાસ જમનાદાસ રૂ૧) શેઠ નશરવાનજી ખરશેદજી રૂ. ૩) રાવસાહેબ ચંદુલાલ મથુરાદાસ રૂ૨) લલુભાઈ ધરમચંદ રૂ૧) શેઠ અરદેસર ડોસાભાઈ રૂ૧) રાવસાહેબ હરીલાલ મનસુખરામ રૂ૨) રાવસાહેબ અમૃતલાલ મોતીલાલ રૂ૧) શેઠ મોટાભાઈ નવરોજજી રૂ૦॥ રાવસાહેબ નરભેરામ વકીલ રૂ૧) વકીલ ત્રીમંતરામ રૂ૧) મોહનલાલ રૂ૧) રાવસાહેબ ચીમનલાલ લલુભાઈ રૂ૨) માસ્તર લલુભાઈ હરજીવનદાસ રૂ૦-૧૧-૦ રાવસાહેબ ભગવાન પેહેલાભાઈ રૂ૨) ચોપડીઓ તથા મીઠાઈ.—દીશાનાડ દોલતરામ હીમતરામ ભરૂચના કારકુન રૂ૦-૯-૦ પોલીસ પટેલ. ગુલાબ હરીભાઈ રૂ. ૦॥ ગરાસીઆ નીજામખાં નથુ રૂ૦। ગરાશીઆ ખામીઆ નુરખાં રૂ. ૦-૫-૦ સાકર, રેજા તથા ચોપડીઓ.—દેરવાડા. પોલીસ પટેલ હીમચંદ દેવચંદ રૂ૦॥ વારા ગામના તલાટી જીવનદાસ દાજી રૂ૦॥ શેઠ ગુલાબચંદ નારણજી રૂ૦॥ ગણપતરામ નરભેરામ રૂ૦॥ પતાસાં તથા ચોપડીઓ.—હાંસોટ કન્યાશાળા. મહાલકરી સાહેબ મોતીલાલ દ્વારકાંદાસ તથા હરકીસન વનમાળી તથા પ્રાણજીવન હરગોવનદાસ રૂ૧) મીઠાઈ.—દેશલુ. પટેલ દર-

બાઈ હાથીબાઈ રૂ૧) મીઠાઈ.—અમલેશ્વર. ભરૂચના પ્લીડર દામોદરરાવ દાદાજી રૂ૧) મીઠાઈ.—આછોદ. કમેટીના મેંબર રૂ૧) મીઠાઈ.—કતપોર. પોલીસ પટેલ લાલભાઈ નરસિંહભાઈના ચારણજીવી રૂ. ૩-૯-૦ ચોપડીયો.—સીમલીયા. મજકુર ગામના માજી મુકરદમ નાગર નથુ રૂ૦ા પતાસાં—દેગામ. બાઇ સદાશેઠ કરસનદાસ ગીરધરની વીધવા ૩૪-૧૪-૮ સદરહુ બાઇએ દર વરસ એ રકમ સીવાય ઈનામ માટે રૂ૩) આપવાનો ઠરાવ કર્યો છે ચોપડીઓ.—મેહેગામ. કાશીદાસ મકનદાસ રૂ૦ા નરશીહ અમાઇદાસ રૂ૦ા છીતા ખોડા રૂ૦ા દીઆળ નરશીંહ રૂ૦ા કેશવ નથુ રૂ૦ા પટેલ રામશંગ વજુ રૂ૦ા પટેલ પરાગા માનશીંગ રૂ૦ા મનાડના પોલીસ પટેલ હીમત પરતાપ ભરૂચના શેઠ ઈશ્વરદાસ મકનદાસ રૂ૧) ભરૂચના શેઠ ભીખાભાઈ કેશવજી રૂ૦ા પટેલ રણછોડ ખુશાલ રૂ૧) મીઠાઈ, પતાસાં, પેન, સાકર, ખાંડ-ખજુર.—દેહેજ. મેહેરબાન પોસ્ટ ખાતાના ઈન્સ્પેકટર સાહેબ રૂ. ૦-૧૧-૦ ચોપડી તથા નાણું.—વહાલુ. ટલાટી જમનાદાસ પરશોતમદાસ રૂ૧) પોલીસપટેલ બાપુ વલીઈરા રૂ૧) મેહેતાજી પ્રેમાનંદ શીવકરામ રૂ૨) કમેટીના બાકીના મેંબરો તથા ગામલોક તરફથી રૂ૨ાા ચોપડીઓ.—આમોદ. રાજેશ્રી ઉધરાતદાર પટેલ દલપતરામભાઈ રૂ૧) એ ગૃહસ્થ બીજા કામમાં મદદ કરે છે શેઠ દીપચંદ તલકચંદ રૂ૧) પોલીસ પટેલ પરબત અપેશીંગ રૂ૧) મોહનદુર્લભ રૂ૦ાા જીણોરા પહાડશીંગ અનોપ રૂ૦ાા મુળજી ઉમેદ રૂ૦ાા વિદ્યાર્થીને પાણી પીવાસાર રૂ૨) હરસાલ આપવા ઠરાવ્યા છે. તથા વિદ્યાર્થીને બેસવાને માંડવો બંધાવ્યો ને અડચણ દુર કરી.—દેહેજ. પોસ્ટ ખાતાના ઈન્સ્પેકટર સાહેબ ફરામજી દીનશાજી રૂ૦-૧૧-૦ દેહેજના કારબારી માણેકચંદ ભગવાન રૂ૧ાા નાણું તથા ચોપડીઓ.—પાનોળી. સ્ટેશન માસ્તર ધીરજરામ ગોકળદાસ રૂ૦ાા પતાસાં.—મણુંબર. પા. મુસેઆદમ અસમાલ રૂ૨) ચોપડીઓ.—ત્રાલસા. પટેલ નરોતમદાસ ઉગક રૂ. ૧) મીઠાઈ.—સીમલીઆ.—રામદાસ સખીદાસ રૂ૦ા ચોપડીઓ.—અંકલેશ્વર ઉર્દુ. અંજુમની અહેવ્યાબ નામની મીટીંગના ચેરમેન તથા બીજા મેંબર રૂ૧૩ા ચોપડી, સ્લેટ, પતાસાં, સુરવાલ તથા પેહેરણનું કપડું.—કહાનવા. વડોદરાના રેહેનાર શ્રીમંત નારાયણ રામકૃષ્ણ મુનશી તથા જંબુ-

સરના મામલેતદારે સાહેબ રૂ૦ા મીઠાઈ.—દાંદા. પટેલ મુળજી નારણ રૂ ૦ાા મોહન જીભાઈ રૂ૦ા ચાબુક સવારે સેખ નીજામદીન બાપુમીઆ રૂ૦ા મીઠાઈ.—હીકરીઆ. પોલીસપટેલ મહાશંકર વલભરામ રૂ૦ાા મતાદાર પટેલ રણછોડદાસ આશારામ રૂ૦ાા પટેલ રાજારામ ભગવાન રૂ૦ાા પંડ્યા પ્રાણશંકર રેણછોડ રૂ૦ાા ભટ મહાશંકર આતમારામ રૂ૦ાા પટેલ કાશીભાઈ ઈશ્વર રૂ૦ાા ચોપડીઓ તથા પતાસાં. તા. ૨૬-૩-૮૩

(ઇંગ્રેજી સહી.) ગણપતરામ ગવરીશંકર શાસ્ત્રી.
ડે. એ. ઇન્સ્પેકટર ભરૂચ વિભાગ.

## जाहेरखबर,

લોઅરગ્રેડની સરકારી નોકરીમા દાખલ થવાને સારૂ પહેલા અને બીજા વર્ગના સર્ટિફિકેટ મેળવવા ઇચ્છનારા ઉમેદવારોની પરીક્ષા નીચે લખેલી જગાએ ૮ મી સપ્ટેંબર ૧૮૮૪ ને રોજ વાર સોમે તથા પછીના દિવસોએ થશે —

અમદાવાદ, નડીઆદ, ભરૂચ, સુરત, ગોધ્રા, અને રાજકોટ.

૨. ઉમેદવારોએ ૮ મી આગષ્ટ સને ૧૮૮૪ સુધીમા ઉમરના સર્ટિફિકેટ મુકરર કરેલા આકારમા કમિટિના પ્રમુખ ઉપર મોકલવા. ઉમેદવાર જ્યા જન્મ્યો હોય તે જિલ્લો, તાલુકો, અથવા એજન્સી, તથા ગામ કે શહેર તેણે સ્પષ્ટ રીતે લખવુ. જે મધ્યસ્થળે ઉમેદવાર પરીક્ષા આપવાની ઇચ્છા રાખતો હોય ત્યાના પ્રમુખને અર્જ કરવાથી ઉમરના સર્ટિફિકેટનાં ફાર્મ તે મફત પૂરા પાડશે.

૩. મહીકાંઠા અને પાલણપોર ઇલાકામા રહેનારા ઉમેદવારોએ પરીક્ષા આપવા અમદાવાદ આવવુ.

જે મહેતાજીના હાથ નીચે પ્રથમ અભ્યાસ કર્યો હોય તેના સિવાય બીજા કોઈની પાસેથી ઉમર બાબતનુ સર્ટિફિકેટ આણ્યું હશે, અને જો તે સર્ટિફિકેટમાં લખેલી ઉમર ઓછી પડતી તથા નિશાળના રેજીસ્ટર સાથે ન મળતી માલમ પડશે, તો તે સર્ટિફિકેટ રદ ગણી તે ઉમેદવારની પરીક્ષા

નહિ લેવામાં આવે તથા પ્રેસિડેન્ટને જે ફી આપી હશે તે પાછી મળશે નહિ.

મુ. વલસાડ } (સહી) ગોપાળજી સુરભાઈ દેશાઈ.
તા. ૩૦—૫—૧૮૮૪ } આક્ટિંગ એજ્યુકેશનલ ઇન્સપેક્ટર. ઉ. પ્રાં.

-----

## इनामना निबंधोनी जाहेरखबर.

### ઈનામ ૧ લું રૂ. ૮૦) નું.

"પુરૂષે ભણીને શું કરવું !" એટલે વિદ્યા ભણવાના હેતુ અને ભણેલા પુરૂષના કર્તવ્ય વિષે શુદ્ધ અને સરળ ગુજરાતી ભાષામાં ઉત્તમ નિબંધ લખનારને શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું સને ૧૮૮૪ ની સાલનું ઉપલું રૂ. ૮૦)નું ઈનામ આપવામાં આવશે. એ નિબંધનું કદ બુદ્ધિપ્રકાશ જેવડાં છાપેલાં પૃષ્ટ ૮૦ થાય એટલું ઓછામાં ઓછું જોઇયે, તથા તા. ૩૧ મી અક્ટોબર સન ૧૮૮૪ સુધીમાં નીચે સહી કરનારને તે પહોંચાડવો જોઇયે. મુદત વિત્યે આવેલો નિબંધ નકામો ગણાશે. જેનો નિબંધ સૌથી સરસ અને ઈનામને ઈનામ લાયક જણાશે તેનેજ ઈનામ મળશે.

-----

### ઈનામ ૨ જું રૂ ૨૦૦) નું.

"સ્થાનિક સ્વરાજ્ય" વિષે શુદ્ધ અને સરળ ગુજરાતી ભાષામાં ઉત્તમ નિબંધ લખનારને શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઈનું સને ૧૮૮૪ તથા ૮૫ એ બે સાલોનું ઉપલું રૂ ૨૦૦)નું ઈનામ આપવામાં આવશે. એ નિબંધમાં રાજ્યનું હેતુ, સ્વરાજ્ય ને સ્થાનિક સ્વરાજ્ય એટલે શું ! તથા તેનો ઉપયોગ અને લાભાલાભ, એ વિષયોમાં સમાવેશ થાય તેવી દરેક બાબતોનું સપ્રમાણ અને વિગતવાર વર્ણન ખુલાસાથી કરવું. એનું કદ બુદ્ધિપ્રકાશ જેવાં છાપેલાં પૃષ્ટ ૭૫ થાય એટલું ઓછામાંઓછું થવું જોઇયે, અને તા. ૧૫ મી ડીસેમ્બર સને ૧૮૮૪ સુધીમાં નીચે સહી કરનારને તે પહોંચાડવો જોઇયે. મુદત વિત્યે આવેલો નિબંધ નકામો ગણાશે. તથા જેનો નિબંધ સૌથી સરસ અને ઇનામને લાયક જણાશે તેનેજ ઈનામ મળશે.

-----

## ઈનામ ૩ જું રૂ ૧૨૫) નું.

"સ્ત્રીજાતિની યોગ્યતા અને સ્ત્રીઓનાં કર્તવ્ય" એ વિષે સહેલી, શુદ્ધ અને સરળ ગુજરાતી ભાષામા ઉત્તમ નિબંધ લખનારને પાર્વતીકુંવર સ્મારકફંડનું ઉપજનુ રૂ ૧૨૫) નુ ઈનામ આપવામા આવશે. એ નિબંધ લખાવવાની મુખ્ય મતલબ સ્ત્રીઓની ઘરસંસારી તથા નીતિસબંધી હાલત સુધરે એ છે. માટે એ મતલબ પાર પડે તેવો નિબંધ લખવો જોઇએ. એનુ કદ બુદ્ધિપ્રકાશ જેવડા છાપેલા પૃષ્ઠ ૧૨૫ ઓછામાઓછા થાય એટલુ જોઇએ, અને તે તા. ૧૫ મી ડીસેમ્બર સને ૧૮૮૪ સૂધીમા નીચે સહી કરનારને પહોચાડવો જોઇએ. મુદત વિત્યે આવેલો નિબંધ નકામો ગણાશે, તથા જેનો નિબંધ સૌથી સરસ અને ઈનામ લાયક ઠરશે તેનેજ ઈનામ મળશે.

સૂચના—દરેક નિબંધ લખનારે પોતાનુ નામ ઠામ ખુલ્લુ નહિ જ જણાવતા નિશાની દાખલ એક કહેવત પોતાના નિબંધ ઉપર લખવી, અને એજ કહેવત બીજા એક ઘુલાયદા પરબીડિયા ઉપર લખી તેમા પોતાનુ પૂરૂ નામ ઠામ લખેલો કાગળ બીડી તે પરબીડિયુ નિબંધ સાથે મોકલવુ. નઠારા અક્ષરથી અને અશુદ્ધ તથા અસ્પષ્ટ લખેલો નિબંધ નકામો ગણાશે.

ગ. વ. સોસાઈટીની ઓફિસ. અમદાવાદ, તા. ૧૯—૪—૮૪. | (સહી) મહીપતરામ રૂપરામ નીલકંઠ. ઓનરરી સેક્રેટરી, ગૂ. વ. સોસાઇટી.

# જાહેરખબર.



આ ગ્રંથ જેપુરના મહારાજાએ મારવાડી ભાષામાં રચ્યો હતો. તેનું ગુજરાતીમા ભાષાંતર થઈ છપાઇને બહાર પડી ચૂકેલુ છે. એના ૨૫ પ્રકરણ એટલે ભાગ છે, અને મોટા નાના સર્વ રાગોની ઉત્પત્તિ, લક્ષણ, ઉપાય એ સારી પેઠે વિસ્તારથી તથા ધાતુઓ અને ઉપધાતુઓ મારવી તથા શુદ્ધ કરવી, તથા મોટા નાના રસ, ઉકાળા, ચૂર્ણ, ગોળીઓ, અર્ક, તેલ, ઘી વગેરે દવાઓથી બનાવવાની તરેહવાર વિધિ એમા લખેલી છે. માટે એ ગ્રંથનો અભ્યાસ કીધાથી મેટો વિદ્વાન વૈદ થઈ શકશે. એનાં શાબાપત્ર જેવડા સર્વ મળીને ૭૨૫ને સુમારે પૃષ્ટ છે. પુંઠું કપડાનુ પાકું, પાકે સોનેરી અક્ષર પાડેલા છે. એની કીમત ઘણીજ જુજ રૂ. ૬) કંપની ટપાલખર્ચ મુદ્દાંત રાખેલી છે. એ પુસ્તકની હવે ફકત જુજ નકલો બાકી છે, માટે જેને જોઇએ તેણે નીચે સહી કરનાર પાસેથી ટપાલમા મનીઆર્ડર કરાવી તાકીદ મંગાવી લેવું. નહિતો પછી પસ્તાશો !!

મુ. બોરસદ જીલ્લે ખેડા. ત્રીભોવનદાસ ગીરધરદાસ.



# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER

AUGUST 1884.

પુસ્તક ૨૩ મું. ઑગષ્ટ. અંક ૮ મો.

શાળાજી એહુ મોટું ગુજ નામ, તેમ છે કામ;-
કરે અંતે મન ક્ષેમની, ખરી એંતી પરી હામ

અનુક્રમણિકા — પૃષ્ટ



CONTNTES





( કેળવણી ખાતાના હુકમથી )

## अमदावादमां

બાગાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની
લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું

મૂલ્ય { (રૂ ૧) વરસનો આગાઉથી જ. / (રૂ ૦)= છૂટક એક અંકના } ટપાલ ખર્ચ જુદું.

# જાહેરખબર.



આ ગ્રંથ જેપુરના મહારાજાએ મારવાડી ભાષામાં રચ્યો હતો તેનું ગુજરાતીમાં ભાષાંતર થઈ છપાઈને બહાર પડી ચૂકેલુ છે. એના ૨૫ પ્રકરણ એટલે ભાગ છે, અને મોટા નાના સર્વ રોગોની ઉત્પત્તિ, લક્ષણ, ઉપાય એ સારી પેઠે વિસ્તારથી તથા ધાતુઓ અને ઉપધાતુઓ મારવી ને શુદ્ધ કરવી, તથા મોટા નાના રસ, ઉકાળા, ચૂર્ણ, ગોળીઓ, અર્ક, તેલ, ઘી વગેરે દવાઓથી બનાવવાની તરેહવાર વિધિ એમાં લખેલી છે. માટે એ ગ્રંથનો અભ્યાસ કીધાથી મોટો વિદ્વાન વૈદ થઈ શકશે. એના શાળાપત્ર જેવડા સર્વ મળીને ૭૨૫ને સુમારે પૃષ્ઠ છે. પુંઠું કપડાનું પાકું, પીઠે સોનેરી અક્ષર પાડેલા છે. એની કીમત ઘણીજ જુજ રૂ. ૬) કંપની ટપાલખર્ચ સુદ્ધાંત રાખેલી છે. એ પુસ્તકની હવે ફક્ત જુજ નકલો બાકી છે, માટે જેને જોઈએ તેણે નીચે સહી કરનાર પાસેથી ટપાલમાં મની આર્ડર કરાવી તાકીદે મંગાવી લેવું. નહિતો પછી પસ્તાશો !!!

મુ. બોરસદ જીલ્લે ખેડા.   ત્રીભોવનદાસ ગીરધરદાસ.



સજો પેઠો નહોત, તો લોકની એ સઘળી તૃષ્ણાઓ તેમના મતમાંજ રહેત એમ લાગેછે.

લસ્કરમાં કુસંપ ક્રામ્વેલ મૂઓ ત્યારથીજ ઉભો થયો હતો. મોતીની માળાનો દોરો તૂટ્યો કે મોતી વેરણ ખેરણજ થઈ જાયછે. હજી આ ભકત જોદ્ધાઓનું શૌર્ય, હજી તેમની પ્રજાસત્તાક રાજ્યપર ભક્તિ, હજી તેમનો ધર્મોત્સાહ, એક અણુમાત્ર પણ ઓછો થયો નહોતો, તોપણ યોગ્ય નાયક વિના એ આખાં સેના નિર્માલ્યજ થઈ રહી હતી. સમયનાયકો સમયને દોરેછે એ વાત તો ખોટીછે, અને ખરૂં તો તેઓજ કેવળ સમયથી દોરાય છે, તોપણ એ નાયકોમાંજ સમયમૂર્તિ સંપૂર્ણપણે પ્રકાશવાને લીધે તેઓ તે સમયમાં તો સર્વમાન્ય ને સર્વ શકિતમાન થઈ પડેછે. સમયના સઘળાં બળોને એક કેંદ્રમાં આણનાર તેઓજ હોયછે, અને તેઓ ગયા કે સઘળાં બળ છૂટાં પડી સામસામા આવી જાયછે.

આ પ્રમાણે આ ભકતસેનાને થયું. ક્રામ્વેલની પછી એ લંશ્કરને એક તંતે રાખી શકે એવો કોઇપણ સરદાર રહ્યો નહિ. ક્રામ્વેલની પેઠે આપણે પણ મોટા સત્તાધીશ થઈ પડીએ એવી લલુતા રાખનાર તો ઘણાએ હતા, પણ જેનો ભાર એવો પડે કે તેને બધાએ આધીન રહે, એવો સરદાર આ સમે કોઈ પણ નહોતો. જે હતા તે સાધારણ બુદ્ધિના અને સાધારણ શકિતના હતા. લામ્બર્ટ, ફ્લીટ, વગેરે સરદારો પોતપોતાના સ્વાર્થની તજવીજો કરવા લાગ્યા, અને તેથી કોઇપણ એક જણ સર્વ સત્તાધીશ ન થતાં જૂદી જૂદી પલટનો જૂદા જૂદા સરદારોને પક્ષે ચડી જવાથી આખા સેના છિન્નભિન્ન અવસ્થામાં પોતાની મેળેજ આવી પડી.

આ સરદારો પરસ્પર લડીને છેવટે પોતાની તથા દેશની નિશ્ચય ખરાબી કરવાના છે એમ બધાને લાગ્યું, પણ કરવું શું! આ વિચારમાં આખો દેશ ગિરફતાર થયો. એવામાં સેનાપતિ મોંક દેશભક્તિથી કે સ્વરક્ષણના ભાવથીજ રાજપક્ષ પકડ્યો, અને તે અર્થે એણે એવી પક્કાઇથી પોતાની ગત ચલાવી કે લોહીનો એક પણ છાંટો પડ્યાવિના જૂનું રાજકુળ પાછું આવીને ઇંગ્લાંડની ગાદીએ બેસી ગયું.

જનરલમોંકને સ્કાટલાંડમાં બંદોબસ્ત સારૂ ક્રામ્વેલ રાખ્યો હતો એતો આપણે પ્રથમ કહી ગયા છઇએ. એની પલટનોમાં પ્રજાસત્તાક મતની ઝનુન

મૂળથીજ થોડી હોય એમ લાગે છે, અને કદાપિ કેટલીક હશે, તો પણ તેમને લાગ્યું કે લંડન તર્ફની પલટનો પોતાની મેળે એકલીજ મરજીમાં આવે તેમ રાજ્યની ઘડભાંગ કર્યા કરે છે. એ કાંઈ વાજબી નહિ: સીમાડાપરની બીજી પલટનો પણ એવાજ વિચારથી ઘણી દુભાઈ રહી હતી.

તેથી હાલે જે લશ્કરી કમિટિ લાંબર્ટે નીમી હતી, તેનો અધિકાર *જનરલમૉન્કે કબુલ રાખ્યો નહિ, અને ૭૦૦૦ હજાર ઘડાએલા સિપાહીઓની* સાથે તે ઈંગ્લાંડનો બંદોબસ્ત કરવા ધસી આવ્યો. લશ્કરમાં ખુલ્લી ફાટ પડવાના આ શુભ સમાચાર સાંભળતાંજ તમામ રૈયતનો જુસ્સો જે અત્યાર સુધી તેના નામનોજ દહેશતે દબાઈ રહ્યો હતો તે છટકારાની સાથે બહાર નીકળી આવ્યો. લોકે કર આપવાની ટેપોટપ ના કહેવા માંડી, અને સ્વતંત્ર પાર્લામેંટને માટે ભારે પોકાર ઉઠાવ્યો. નૌકાસેન ટેમ્સનદીમાં આવી સૈન્યસત્તાનો તિરસ્કાર કરવા લાગ્યું. લામ્બર્ટ જે જનરલ માનકની સામા લડવા ગયો હતો, તેને તેના સિપાહીઓજ છોડીને જતા રહ્યા, અને તે કેદી પકડાયો. હુંઠી પાર્લામેંટવાળાએ પાછા આવી પોતાની મેળેજ પાર્લામેંટ ભરી, અને તેને કેટલીક પલટનોએ પણ કબુલ રાખી, કેમકે પરસ્પરના કુસંપથી દરેક પલટન પોત પોતાનીજ ફિકરમાં પડી હતી, કે રખેને આપણે એકલા પડી ગયા તો આ ચોતર્ફ લોકનો પ્રકોપ ઉઠવા માંડ્યો છે તેમાં આપણેજ માર્યા જઈશું.

ફેરેફાકસ પોતાની તર્ફનું નવું લશ્કર એકઠું કરી જનરલમૉન્કને મળી ગયો. વાટમાં ગામેગામના લોક સ્નેહસત્કારથી મૉન્કને વીનવવા લાગ્યા કે તમે અમને સ્વતંત્ર પાર્લામેંટ અપાવો. આ બધો રંગ જોતો, મૂગો મૂગો, જનરલમૉન્ક લોકના હર્ષનાદની સાથે બિન હરકતે લંડનમાં આવી પહોંચ્યો. (૩ જી. ફે. ૧૬૬૦.) લંડનમાં આવીને પણ પોતાના મનનો પાર કોઇને ન આપતાં એણે પ્રજાસત્તાક રાજ્યની પાછી પ્રતિજ્ઞા લીધી, અને પોતે સેનાધિપતિ નીમાયો. હવે એણે જાહેર કર્યું કે સ્વતંત્ર પાર્લામેંટ જોઇએ, અને તેનીજ સાથે લોકમાં આનંદની હેલી થઈ રહી. ઈંગ્લાંડના તમામ દેવળોમાંથી હરખભેર ઘંટોનો ઘણઘણાટ ગાજી ઉઠ્યો, નાચરંગ ઘેરઘેર ચાલ્યા, અને લાગલાગટ કેટલાક દિવસ સુધી રાત્રે આતસબાજીઓથી આકાશ

ચોતર્ફ ઝળાં ઝળાં થઈ રહ્યું. જનરલમૉન્ક જ્યાં જ્યાં જાય, ત્યાં હજારો માણસનાં ટોળાં જયજયકારનો પોકાર કરતાં એનીજ પૂઠેજ ગાંડાનીપેઠે ફર્યા કરે.

હજી પણ પોતાના મનનો પૂરો પાર કોઇને ન આપતાં એણે હવે બ્રેદરબાનેથી ચાર્લ્સ સાથે પત્ર વ્યવહાર ચલાવવા માંડ્યો, અને આ લાંબી પાર્લામેંટમાંથી અસલ કર્નલ પ્રાઇડે જે જે સભાસદોને કાઢી મૂક્યા હતા તે સઘળાને પાછા આવવાની છૂટ આપી. આ પાર્લામેંટ આખી એકઠી થઈ, તેની સાથેજ બધાને ખાતરજ પડી, કે હવે આ પાપી સૈન્યસત્તા જવાની, અને રાજાનું રાજ પાછું થશે ખરૂં. બીજી પાર્લામેંટ મળવાના હુકમ કાઢી, આ લાંબી પાર્લામેંટ, જે છેક ૧૬૪૦ માં નીમાએલી, જે પોતા સિવાય કોઇનાથી વિસર્જન કરાય નહિ એવા અખત્યાર મેળવી બેઠેલી, જેણે પોતાના રાજાને હરાવી કાયર કાયર કરેલો, અને જે પોતેજ પોતાના લશ્કરથી હારી કાયર કાયર થએલી, જેને કર્નલપ્રાઇડે ભાગી તોડી નાંખેલી, અને જેનો એક કકડો બેબેવાર સૈન્ય સત્તાથી કાઢી મૂકાએલો અને પાછો આણાવેલો, તે લાંબી પાર્લામેંટ આ વખત પાછી અખંડિત થઈ પોતાની મેળે રાજીખૂશીથી પોતેજ વિસર્જન પામી ગઈ (૧૬મી માર્ચ ૧૬૬૦).

કામ ચલાઉ પાર્લામેંટ.—હવે જે નવી પાર્લામેંટ મળી તેને કામ ચલાઉ પાર્લામેંટ કહે છે, કેમકે ઇંગ્લાંડના કાયદા મુજબ રાજાના બોલાવ્યા વિના ખરેખરી પાર્લામેંટતો મળી શકે નહિ. આ કામ ચલાઉ પાર્લામેંટમાં અસલના અમીરો તથા રાજભક્તો રાજી રાજી થતા આવ્યા. ખરૂં કહીએ તો આ સમે ઇંગ્લાંડમાં આખો દેશજ રાજભક્ત હતો. પ્રજાસત્તાક મતવાળા કોઈ કોઈ રહ્યા હતા તે દેશ છોડીનેજ નાઠા, કે કાંતો ખૂણામાં જિવ લઇને સંતાઈ પેઠા.

ફક્ત પેલા ભક્ત સિપાહીઓ, જે હજીપણ પોતાના નિરંકુશી મતમાં અડગજ હતા, તેની સામા કેટલીક તૈયારીઓ કરવાની જરૂર હતી. જનરલ મૉન્કે પોતાની પલટનોજ લંડનમાં મૂકી, અને તેને ચડાવી પટાવી સઘળા લોકે ચુપ રાખવાની અનેક તજવીજો કરવા માંડી. શ્રીમંત ગૃહસ્થો રાતો દગલો જોય કે તેને હેતથી બોલાવી હોંસે હોંસે ખવાડવા પીવાડવા લાગ્યા.

દારૂના શીસા તેમણે એવા છૂટા મૂકયા કે કેટલાક ભગતો તો ભાન વિનાના થઈ ગટરોમાં આલોટતા થયા. બીજી તરફથી પ્રગણાઓમાં ઠેકાણે ઠેકાણે મિલિશિયા લશ્કર ઉભું કર્યું, અને ધારવા મજે તે એક લાખને વીશેક હજારથી ઓછું થયું નહિ હોય. લંડન શહેરમાંજ આવું ૨૦૦૦૦ માણસ બરાબર સજ્જ થઇને ફરવા લાગ્યું. સૈન્યની કેટલીક પલટણો જે બહુજ બેફેદ હતી, તેને તજવીજથી રજા આપી. હવે રાજકુળને પાછું આણવામાં કાંઈ હરકત જેવું રહ્યું નહિ.

રાજાનું પુનરાગમન હરકત વગર થઈ શકવાનુંજ એમ જ્યારે આ રીતે નિશ્ચય થયું, ત્યારે જનરલ મૉન્કે ચાર્લ્સને લખ્યું કે હવે તમે તમારી તર્ફનાં કહેણ પાર્લામેંટ ઉપર મોકલો. એ ઉપરથી એણે પાર્લામેંટને એક કાગળ લખ્યો, અને તેમાં પોતે કબુલ થયો કે પાર્લામેંટ બાતલ કરે તે સિવાયના તમામ માણસોને ગઈ ગુજરી વાતને માટે મારી તર્ફની સંપૂર્ણ માફી છે, તથા પ્રજા સમસ્તને ધર્મની છૂટ તથા લશ્કરને ચડેલો પગાર આપવા હુ રાજી ખૂશી છું. પાર્લામેંટ જેને માત્ર નામની ખાતરજ કાંઈ ચાર્લ્સ તર્ફનું કહેણ જોઇતું હતું, તેણે આ કાગળ સર્વાનુમતે મંજુર રાખ્યો, ને બીજી કાંઈ પણ પાકી બોલી કરાવી લીધાવિના બીજા ચાર્લ્સને રાજા તરીકે સ્વીકારી તેના નામનાં એકદમ જાહેરનામાં કાઢ્યાં પછીથી તુર્તજ એને આદરસત્કારથી તેડી લાવવા કેટલાક અમીરોને સામા મોકલ્યા. બીજો ચાર્લ્સ ઈંગ્લાંડની ભૂમિપર પગ મૂકયોકે વાટમાં ગામે ગામના લોક જયજયકારના પોકારથી એને વધાવી લીધો, અને તા. ૨૮ મી મે સને ૧૬૬૦ને રોજ બિન હરકતે જાણે સહેલગા ઉપરથીજ પાછો આવતો હોય તેમ—આખી પ્રજાના પરિપૂર્ણ હર્ષનાદની સાથે પોતાના રાજનગરમાં એણે પ્રવેશ કર્યો. આ જોઈ એણે સ્મિતહાસ્ય કરીને કટાક્ષમાં કહ્યું કે જેને જોઉંછું તે મારા આગમનને માટે આટલા બધા ઇંતેજાર જણાયછે, તો હું આવી વફાદાર રૈયતને અત્યાર સુધી આવીમળ્યો નહિ એમાં મારીજ કસુર જણાયછે.

આ રીતે ઈંગ્લાંડમાં પાછું સારેતોરે રાજાનું રાજ દાખલ થયું. લોકવિચાર જીત્યો, અને પેલા લોકવિરૂધી થોડા પ્રજાસત્તાકીઓના સ્વપ્નાં પર્યંતે સ્વપ્નવતુજ સાબીત થયા.

ભક્તસેના આ સમે કેમ કાંઈ પણ બોલી નહિ એવું કદાપિ કોઈ પૂછશે, પણ તે બિચારી શું બોલે? એ સેનાનો પ્રાણાત્મા ક્રામ્વેલ ગયો ત્યારથીજ તે નજીવી થઈ રહી હતી, અને હાલનું આ ચોઘડીયું તો તેના સંપૂર્ણ અસ્તનું, કેવળ લજ્જાસ્પદ નૈસ્તેજ્યનું હતું. આ ચોઘડીયે તો આ પ્રજાસત્તાકી જોદ્ધાઓને રાજાના પુરપ્રવેશનો ઠાઠ પરિપૂર્ણ કરવાને અર્થેજ રસ્તાની બે બાજુએ હારોહાર ઉભા રહેવાનું સર્જિત હતું! કાળનો મહિમા કેવો અજબ છે, કે જેણે હાથમા હથીયાર પકડ્યાં ત્યારથી પરાજય એ શબ્દ જાણ્યો નહોતો, જેણે સેંકડો લડાઇઓ મારી દૂર દેશાવરોમાં પણ પોતાનો પ્રતાપ બેસાડ્યો હતો, જેના અજિક્ય નામમાત્રથીજ આખો રાજપક્ષ આશા મૂકી વીસ વીસ વર્ષ સુધી ખૂણામાં ધૂણ્યાજ કરતો હતો, તે ઊછંકળ નિરંકુશી ધર્મમસ્ત સાચા શૂરવીરોને આ ચોઘડીએ શેહમાતજ થઈ રહેવું પડ્યું! પ્રજાસત્તાક રાજ્યની ધર્મમસ્ત લહેરમાં જે ભક્તસેનાએ એકવાર પોતાના પ્રાણપ્રિય અગ્રણી ક્રામ્વેલને પણ રાજપદ ધારણ કરવા દીધેલું નહિ, તે ભક્તસેના આ સમે પોતાને જેની સાથે હાડવેર, જે પોતાના ધર્મનું વિરોધી, ને આપ અખત્યારી રાજ્યનુંજ પ્રતિપાદક એવું જે જૂનું રાજકુળ, તેના સમીપાણને શોભાવવા ખાતરજ પોતાના લશ્કરી લેબાસમાં અસ્ત્રશસ્ત્ર ધારણ કરીને ઉભી રહી! જે થયું, તે આ સિપાહીઓએ ધુરકતી નજરે, પણ નીચી ડોકે ને ઉદાસી ચહેરે જોયાજ કર્યું!

કુમેપથી છિન્નભિન્ન થઈ ગએલી આ સેના, લોકવિચારનું પૂર ચોતરફથી પોતાની આસપાસ ઉલટેલું જોઈ સમજી ગઈ હતી કે હવે—ઇશ્વરેચ્છા એમજ છે. ઇશ્વરેચ્છા જાણી પૂર્વે એ ભક્તસેના જેવો જુદ્ધમાં ધીરવીર પણે વર્તી હતી, તેવીજ આ સમે તે પોતાની પરમ પડતીમાં પણ ઇશ્વરેચ્છાને ધીરવીરપણાથી તાબે થઈ. ઇંગ્લાંડના લોકો રાજાને પાછો ગાદી ઉપર આણ્યા વિના રહેવાના નથી, અને ક્રામ્વેલના મરણથી ધણીવિના ઢોર જેવા છેક નિરાધાર થઈ ગએલા જે આપણે તે કાંઈ તેને અટકાવી શકવાના નથીજ એવી જ્યારે એના ખાત્રી થઈ ત્યારે તેણે તુર્તજ ઊંડો નિસાસો મૂકી પ્રજાસત્તાક રાજ્યની સઘળી આશા તથા પ્રયત્નો છોડી દીધાં, અને અકળાઇને પોતાના મનમાં એટલુંજ બોલવા લાગી કે હે ઇશ્વર તને જે ગમ્યું તે ખરૂં.

થોડા માસ પછી જ્યારે આ લશ્કર ઘણું ખરૂં કમી કરવામાં આવ્યું, ત્યારે પણ આ ભક્ત જોદ્ધાઓ મૂગે મોઢેજ ઘેર જઈને પોત પોતાને ધંધે વળગ્યા. ભાગ્યેજ કોઈ દેશમાં આવી મદોન્મત્ત સેના ઉભી થઈ હશે, અને કોઈ પણ સેનાએ આવી શાંતિથી પોતાના હથીયાર છોડ્યાં તો નથીજ. સિપાહીઓને જ્યારે સામટા બેરોજગારી કરવામાં આવે છે ત્યારે તેઓ બંડફિસાદ અને તેમ નહીં તો લટફાટને મારામારીનો ધંધો લઈ બેઠા વિના કદી પણ રહેતા નથી. જેણે સિપાહીગીરીના ફક્ત ડાઈચીજ પેટ ભરેલું, તેનાં હાડકાં મહેનત મજુરીમાં ભાગ્યેજ વળી શકેછે પણ ધન્ય છે આ ક્રોમ્વેલના જોદ્ધાઓને કે તેમણે તો હથીઆર છોડ્યાં તેની સાથેજ તુર્ત ઓજારો પાછાં હાથમાં લીધાં! એમાંનો એક પણ ચોરી કરતો કે ભીખ માગતો માલમ પડ્યો નથી! અરે! તેઓ તો પોત પોતાને ઉદ્યોગે એવી એક નિષ્ઠાથી લાગ્યા કે હવેથી જો કોઈ મજુર કારીગર અસાધારણ મેહનતુ કે દયાનતદારી ભરેલો માલમ પડતો, તો લોકો એમજ અનુમાન બાંધતા કે એ કોઈ પેલી ભક્ત સેનામાંનો હશે!

ખરે ગમે તેમ કહો, પણ આ જોદ્ધાઓ ધર્મીષ્ટ તો સાચા, અને તેમણે પોતાની ઝનુનીમાં ગમે એવી ક્રૂરતા કે મૂર્ખાઇના કેટલાંક કામો કર્યાં, તોપણ ભક્તસેના એવું જે નામ તેમણે ઉપહાસમાં મેળવ્યું છે તે ગંભીર પક્ષે પણ વાજબીજ છે અને ઈંગ્લાંડના ઇતિહાસમાં તેને વિચારવંત પુરૂષો સદા સર્વદા પૂજનિકજ ગણશે. તેઓ પોતાની સમજ પ્રમાણે ઇશ્વરના તથા જનસ્વાતંત્ર્યના ખરેખરા ભક્તજ હતા. એ વાત ખરી કે તેમની સમજ કાળવિરૂદ્ધ હોવાથી તે ફળીભૂત થઈ નહિ, અને પ્રજાસ્વાતંત્ર્ય ઉલટું હવે પછીના લગભગ ત્રીશ ચાળીશ વર્ષ સુધી તો ઈંગ્લાંડમાં શૂન્ય જેવુંજ થઈ રહ્યું. તો પણ તેમની મેહનત બરબાદજ ગઈ એમ સમજશો નહિ. રૂડું કે ભૂડું કોઇએ કાંઈ પણ કર્મ કર્યું, તો તેનું ફળ જગતમાં પરિણામે થયા વિના રહેતું નથી—પછી મોડું કે વહેલું. એમણે જે પ્રજાસ્વાતંત્ર્યના વિચાર દેશમાં રોપ્યા તેનો ૫૦ વર્ષે કાંઇક અંકુર ફૂટ્યો; અને પર્યંતે હાલ ઈંગ્લાંડની ચાલુ રાજ પદ્ધતિમાં રાજા તથા અમીરોની સત્તા માત્ર નામનીજ રહીને સઘળું કર્તાહર્તાપણું આમની સભાના હાથમાં, અને આમની સભાના હાથમાં એટલે છેક્ષે સ-

વાળે એ સભાને પસંદ કરનાર જે સાધારણ રૈયત તેનાજ વિચાર ઉપર આવી રહ્યું છે. તે સઘળાનું, અને એથી પણ વિશેષ તો પ્રથમ એ મુદ્દો ઉઠાવવાનું તથા તદર્થે પહેલવહેલો મહા ભગીરથ પ્રયત્ન કરવાનું માન આ ભકત સૈનાનેજ છે..



# ग्रंथकार रूपे रा.रा. गौरीशंकर उदयशंकर

## ओझा. सी. एस. आई.

ભાવનગરના માજી દિવાન, અને મુંબાઈ ઇલાકા ખાતે હિંદુસ્તાનના આ એક મોટા રાજનીતિજ્ઞ પુરૂષે ગ્રંથકાર રૂપે દેખાવ આપી આખી પ્રજામાં સાનંદાશ્ચર્ય ઉત્પન્ન કર્યું છે. એ ગુર્જરરત્નની અસાધારણ રાજ્ય પ્રકરણી બુદ્ધિનું તો પ્રત્યક્ષ પ્રમાણ ભાવનગરની વર્તમાન સ્થિતિજ છે કે જે જ્યારે એમના હાથમાં આવ્યું ત્યારે ગણ્યા ગાંઠ્યા થોડાંજ ગામનું નાનુંસરખું એક અજાણ્યું રાજ્ય હતું. અને હાલ તે કાઠીયાવાડમાં પહેલા વર્ગનું સુધારા વધારામાં સૌથી આગળ પડતું અને રાજા પ્રજાની આબાદીમાં નમુના લાયક રાજ્ય સરકાર મુધી મનાઈ ચૂક્યું છે. રાજ્યશ્રી ગગાભાઇનું નામ યૂરોપમાં પણ અજાણ્યું નથી. પાર્લામેંટમાં પ્રસંગોપાત એમની રાજ્ય પ્રકરણી બુદ્ધિના હર્ષભેર વખાણ થએલાં છે. પણ હાલ સ્વરૂપાનુસંધાન એ નામનું એક સમર્થ પુસ્તક વેદાંત જેવા ગહન વિષય ઉપર લખી એ ગૃહસ્થે પોતાનો પારમાર્થિક અભ્યાસ, અદ્ભુત સ્મરણ શક્તિ, તથા વૃદ્ધાવસ્થામાં પણ અખંડિત ઉદ્યોગ એ નિર્વિવાદપણે જાહેર કર્યાં છે.

રાજ્ય પ્રકરણી પુરૂષો ગ્રંથકાર થાય એમાં વસ્તુતઃતો કાંઈ આશ્ચર્યકારક નથી, પણ હાલ જ્યારે આપણા દેશી રજવાડાના સાધારણ કારભારીઓ જેવું તેવુ ગુજરાતી લખી જાણવું અથવા ઘણું તો મહેતાગીરીની કેળવણી એનેજ પોતાના કામને માટે યોગ્યતા મેળવવાની પરિસીમા ગણે છે, તે સમે આવા એક રાજદરબારી પુરૂષની તરફથી તત્વવિદ્યા જે વિદ્યાની

વિદ્યા કહેવાય છે તેનું પુસ્તક પ્રગટ થાય એ ઘણુંજ પ્રશંસનીય તેમજ આનંદાશ્ચર્ય ઉત્પન્ન કરનારૂં છે.

બાકી આપણા દેશમાંજ આદિકાળનું જોઇએ, તો સઘળા રાજ્ય પ્રકરણી પુરૂષો વિદ્વાન, વિદ્યાને ઉત્તેજન આપનારા, અને જાતે પણ ગ્રંથો રચી શકે એવાજ હતા. જો એક પોતાના નાના સરખા ઘરનું પણ કામકાજ યથાયોગ્ય રીતે ચલાવવાને માટે સારી કેળવણીની જરૂર પડે છે, તો જેની ઉપર લાખો માણસના સુખ દુઃખ અવલંબન કરીને રહ્યાં છે એવા રાજ્ય રૂપી મહા વિસ્તીર્ણ ને કોટ્યાવધિ સાંધાવાળા ગ્રાગને આ વિચિત્ર સંસાર સાગરમાં સલામતીથી ચલાવવાને માટે તેના નાવિકમાં કેટલી અસાધારણ કેળવણી, ચતુરાઈ, તથા સમય સૂચકતા હોવી જોઇએ? જેમ માત્ર અનુભવથી ખલાસીજ થઈ શકાય છે, પણ મહાસાગરમાં વહાણ એડનારો કપ્તાનનું પદ મેળવી શકાતું નથી, તેમ વિદ્વત્તા-ખંતી, ખાસ, ને પોતાના વિષયની અસાધારણ—વિદ્વત્તા વિના કદી પણ કોઇથી સારા રાજ્યકાર્યભારી થઈ શકાતું નથી. અભણ રાજા અભણકે કારભારીને હાથ તેનું રાજ્ય મોડું વહેલું પણ ડુબેજ, અને તેનો પ્રત્યક્ષ પૂરાવો જોઇતો હોય, તો પાછલા સો દોઢસો વર્ષમાં દેશી રાજ્યો ડખોડખ કેવી રીતે ડૂબ્યા તેનો ઇતિહાસ લક્ષ પુર્વક તપાસી જોવો.

જ્યારે દેશનું ભવિતવ્ય સારૂં હોય છે, ત્યારે તેના રાજા અને રાજ પુરૂષો વિદ્વાન, તથા વિદ્યા તર્ફ સદા સર્વદા ઉમળકાથીજ જોનારા હોયછે. ભર્તૃહરિ, શ્રી હર્ષ, ભોજ વગેરે અનેક રાજાઓનાં નામ સમર્થ ગ્રંથકાર તરીકે આપણા પ્રાચિન ઇતિહાસમાં અદ્યાપિ ઝળકી રહ્યાં છે. મંત્રીઓ તો સંપૂર્ણવિદ્વાન સિવાય કોઈ થઈ શકનુંજ નહિ એના દાખલા આપણને ઠેકાણે ઠેકાણે મળેછે. ચાણાક્ય, યોગંધરાયણ, શુકનાશ, વગેરે મંત્રીઓને કેવા વિદ્વાન ચીતરેલા છે! અકબરશાહના વખતમાં પણ અબુલફજલ, ફૈઝી, તોડરમલ, રાજા માનસિંહ વગેરે દરબારીઓ કેટલી બધી કેળવણી પામેલા ચતુર પુરૂષો હતા! હાલ ભરતખંડના દુર્ભાગ્યે કારભારી વર્ગ બહુધા સાક્ષર શત્રુજ દીઠામાં આવેછે, તો તેનું માઠું ફળ પ્રત્યક્ષજ છે.

યૂરોપમાં જોવા જઇશું તો વિદ્યાનંદી રાજપુરૂષોના આ વાતના ડગલે ડગલે દાખલાઓ મળી આવશે. આપણો હાલનો લોકપ્રિય પ્રધાન ગ્લાડસ્ટોન અનેક

પુસ્તકો તથા ચોપાનીયાના લખનાર તરીકે પ્રખ્યાત છે. એણે હોમર કવિ ઉપર જે ટીકા લખી છે તે ઘણીજ વખણાય છે. એ રાજ્યપ્રકરણી બુદ્ધિથી તેટલોજ પોતાની વિદ્યાને બળે હાલની સ્થિતિએ પહોંચ્યો છે. એણે મિડલોથિયનમાં આપેલા એક ભાષણથીજ આખા દેશને કેવો સમવિચારી કરી નાખ્યો હતો! બલગેરીઆમાં તુર્ક.લોકો તરફથી ગુજરેલા જુલમ વિષે એણે જે ચોપાનીયું લખ્યું હતું તેની અસર કેટલી બધી થઈ હતી તે હજી અમારા વાંચનારની યાદદાસ્તમા હશેજ એમ અમે ધારીએ છીએ. એમાં એણે કલમનું જોર એવું ચલાવ્યું કે તેથી આખો યૂરોપખંડ ભેળથલ થઈ ગયો, તુર્કસ્તાનની સામા જબરદસ્ત ફિટકાર ઉઠ્યો, ઇંગ્લાંડમાં રાજ્ય ચલાવનારા એના પ્રતિપક્ષીઓ ગ્રેહમાતજ થઈ ગયા, ને નીચે મોઢે એણે બતાવેલ માર્ગે ચાલવાનું પ્રયત્ન કર્યું, તોપણ છેવટે હારી રાજની લગામ એનેજ સોંપવી પડી. આતે વિદ્વાન રાજ્ય કારભારીઓના પરાક્રમ કહેવાય. માજી પ્રધાન લાર્ડ બિકન્સફિલ્ડ જે ડીઝરેલી એ નામે પ્રથમ સાક્ષર પ્રયત્નોથીજ પ્રસિદ્ધિમાં આવ્યો હતો, તેની રચેલી અનેક કાદંબરીઓ હાલ ઇંગ્રેજી ભાષામાં હર્ષથી વંચાય છે, અને આવતા જમાનામાં પ્રધાનપદા કરતાં એ કાદંબરીઓને લીધેજ એનું નામ અમર રહેવાનો વધારે સંભવ દેખાયછે. આપણા દેશનો એરખાં પેલી ભલો ફાસેટ જે હાલ પ્રધાન મંડળમાં પોસ્ટ ખાતું સમાલે છે, તેણે અનેક લખાણો કર્યાં છે. તેમાં એનું અર્થ વિદ્યા સંબંધીનુ સઘન પુસ્તક કોઈ પણ તચ્છાસ્ત્રના અભ્યાસીને અજાણ્યું નથી. એની સ્ત્રીએ પણ એજ શુષ્ક વિષય ઉપર એક રસાલું પુસ્તક રચ્યું છે. એ સિવાય બ્રાઈટ, લિટન, રિચાર્ડ ટેમ્પલ, વગેરે ઘણાએ હયાત રાજકારભારીઓના નામ દઈ શકીએ જે રાજ્ય પ્રકરણમાં તેટલાજ પોતના સાક્ષરત્વને માટે પ્રખ્યાત થએલા છે.

આવા રાજ્યપ્રકરણી તેમજ વિદ્વાન પુરુષોની હારમાં રાજ્યશ્રી ગૌરીશંકર ઓઝાનુ નામ નોંધાએલું જોઈ કયા ગૂજરાતીને આનંદ ઉત્પન્ન થયા વિના રહે! ગોકુળજી ઝાલા વેદાંત જ્ઞાનમાં બહુ સારા કહેવાતા હતા, પણ તે બાબત દિલગીરી એટલી રહી ગઇ કે તેનો લાભ પોતાના દેશીઓને આ.

પવા તે અકાળ મૃત્યુથી કે કોઈ બીજા કારણથી શક્તિમાન થયા નહિ. પણ ગગા ભાઇએતો; રાસ્તગોફતાર કહેછે, તેમ ધર્મ, અર્થ, કામ, ને મોક્ષ એ ચારે પદાર્થ સમાન રીતિ સાધી પોતાના જિવનને સંપૂર્ણ કૃત કૃત્ય કર્યું છે.



## પુસ્તકોની પહોંચ.

કાદમ્બરી. પંડ્યા છગનલાલ હરિલાલ બી. એ. એ આ નામાંકિત પુસ્તકનો તર્જુમો કરીને ગૂજરાતી ભાષાના ટુંકા ગ્રંથભંડોળમાં અગત્યનો વધારો કર્યો છે. એ મૂળગ્રંથનો કર્તા સંસ્કૃતમાં બાણપંડિત છે; એણે પોતાના કાવ્યમાં શોધી શોધીને એટલા બધા અલંકાર ભર્યાછે કે હવે પછીના કવિને નવું એક પણ ઉપમાન ઉપમેય મળવું મુશ્કેલ થઈ પડ્યું છે. એ ઉપરથી વિદ્વાનવર્ગમાં એક કહેવત ચાલે છે કે बाणोच्छिष्टं जगत्सर्वं, એટલે, દુનિયામાં બીજા કવિયોમાં જે જે રસાલંકાર હોય તે બાણના ઉચ્છિષ્ટ એટલે તેના ગ્રંથમાંથી લીધેલાજ સમજવા.

આ ગ્રંથ રસચાતુર્ય શૈલીનો એક સર્વોત્તમજ નહિ, પણ અનુપમ નમુનો છે. એની જગતમાં જોડીજ નથી. જેમ દુનિયામાં તાજમહેલ, ઇજીપ્તના પિરામીડ, ને ચીનનો કોટ, તેમ આ કાદંબરી ગ્રંથ તે સાક્ષર વિષયમાં એકોજ, અનુપમ, ને જેનો વિચાર વાંચ્યા વિના બંધાઇજ શકે નહિ એવો એક ગ્રંથ છે.

આવા ગ્રંથનું વિવેચન કરવું કાંઈ હાંસિખેલ નથી. જે ગ્રંથ લખતાં કવિની આખી જીંદગી પૂરી થઈ અને તેના પંડિત પુત્રે મહા પરાકાષ્ટાએ પૂરો કર્યો, તે ગ્રંથનું યથાર્થ વિવેચન ઘણા અભ્યાસ અને મનન વિના કરવું એ અનાહૂત અન્યાયજ કહેવાય. માટે હાલતો અમે એના આ ભાષાંતર વિષેજ કાંઈક અમારા વિચાર આપીએ છઇએ, અને એ દરમ્યાન આપણા પેસા જુવાન ચોડીલા લખનારાઓને માત્ર એટલી ચેતવણી આપીએ છઇએ કે તમે

એની નકલ કરવાપર ઉતરી પડશે નહિ, કેમકે એ ચાતુર્ય શૈલી બાણ ક-વિને હાથે રસમય નીવડીએ ખરૂં, પણ તે એવી અસ્વાભાવિક છેકે એનું છેવટ બહુધા રસહીન કંટાળાભરી શબ્દને અર્થની ક્લિષ્ટતામાંજ આવી રહેછે.

આ ભાષાંતર અસાધારણ કાળજી, સમજ, તથા ચતુરાઇથી કરેલું જણાય છે. કાદંબરીની ગુંથણી સંક્ષિપ્ત અને ડગલે ડગલે શબ્દાલંકારથી ભરપૂર હોવાને લીવે એનુ ભાષાંતર કરવુ બહુજ મુશ્કેલ અને સંસ્કૃત સાથે નિકટનો સંબંધ ધરાવનારી આપણી પ્રાકૃત ભાષાઓ સિવાય બીજીઓમાં તો તે થવોજ અશક્ય એમ અમારો દૃઢ મત છે. તે છતાં આ ભાષાંતરતો ગૂજરાતી વિદ્વાનને હર્ષથી વાચવા યોગ્ય થયું છે, એ આ ભાષાંતરકારની અત્યંત કાળજી તથા ચતુરાઇનુંજ ફળ છે. ભાષા સર્વત્ર પ્રૌઢ, શુદ્ધ, અને રૂઢ પણ છે. એમાં સંસ્કૃત શબ્દો પુષ્કળ છૂટથી વાપરેલા છે એમાં જરા પણ સંદેહ નથી, પણ તે સંસ્કૃત શબ્દો બહુધા ગૂજરાતી શિષ્ટ ગ્રંથો કે શિષ્ટ મંડળમાં વપરાતા અથવા વપરાઈ શકે એવા છે. શ્લેષપદના ભાષાંતરમાં તો ઘણીજ ચતુરાઈ વાપરી છે. આવે સ્થળે ભાષા કાઠિન્ય આ-વ્યાવિના રહેજ નહિ, પણ તે છતા નોટની મદદથી ગૂજરાતી વાંચનારને તે સમજાઈ શકે એવા છે.

ભાષાંતરકારે પ્રથમતો મૂળ ગ્રંથનો રસ પોતે સમજવા સારી મહેનત લીધેલી જણાય છે, અને એ પ્રમાણે રસવૃત્તિનો ગ્રંથકારસાથે સમભાવ કરી નાંખવાથીજ આ ભાષાંતર સરસ નીકળ્યું છે.એ રસ વાચનારને દેખાડવા નોટમાં સ્થળે સ્થળે સંક્ષિપ્ત પણ સફળ ઈસારા કર્યા છે. ગ્રંથને અંતે નાનોસરખો કઠિણ શબ્દોનો કોષ આપ્યો છે, તેપણ સાધારણ વાંચનારને ઘણો ઉપયોગી થઈ પડશે.

ગ્રંથને આરંભે બાણભટ્ટનું જિવન ચરિત્ર તથા તેની ગુણ ગણના જે કરીછે તે સમયોચિતજ છે. સાર પછી કાદંબરીની કથાનો સાર સંક્ષેપ રૂપે પ્રથમ આપ્યો છે તેતો જરૂરનોજ હતો. બાણભટ્ટે વસ્તુસંકળના એવી યુક્તિથી આડી અવળી કરી છે, અને પૂર્વાર્ધના લગભગ અંત સુધીતો તે એવી અકલિતને અકલ્પિતજ રહેછે, કે કેટલાક શાસ્ત્રીઓ પણ એનો કથાભાગ બરાબર જાણતા નથી. એની કથાનો સાર એકઠો કરવો એ

દરિયામાં ડૂબકી મારી મોતી કાઢવા બરાબર છે. વિાતનોતો કાંઈ પત્તો લાગતો નથી એમ કહી ઘણા સાધારણ વાંચનારને સંસ્કૃત કાદંબરી છોડી દેતા અમે જોયા છે, અને એમ છેતો ગૂજરાતી વાંચનારનેતો બેશક આ-વી સહાયતાની જરૂરજ હતી.

અર્થાત:—આ કાદંબરીનો દુર્લભ સ્વાદ ગૂર્જર પ્રજા ચાખે તેને માટે જેટલી સુગમતાઓ કરી આપી શકાય તેટલી કરી આપવામાં ભાઈ છગનલાલે કાંઇ પણ કસર રાખી નથી, અને હવે એનો સ્વાદ પરિપૂર્ણ ચાખવો એ વાંચનારની શક્તિ ઉપરજ આધાર રાખેછે, કેમકે ગમે એટલી સુગમતા ભાષાંતરકાર કરી આપે, તોપણ કાદંબરી એ ગ્રંથજ એવો છે કે સંપૂર્ણ લક્ષ અને ક્ષણેક્ષણ વિચાર કર્યાવિના સાધારણ વાંચનારથી કદી પણ પૂરેપૂરો તેના રસની સાથે તે સમજાય એમ નથી. એક વૃજભાષાના કવિએ નીચલો સોરઠો લખ્યોછે તે આવા કાવ્યને બરાબર લાગુ પડેછે.

मिस्रीपान समान, छूवत कठिन लागत कहति;
जौ कीजे रसपान, तौ जानै रसना रसहि.

ભાવાર્થઃ—"ખરેડી અડકયાથી કઠિણ લાગેછે અને તેને ચાવતા મહેનત પડેછે, પણ જ્યારે તેના રસનું પાન કરીએ છીએ, ત્યારે જીભ જાણેછે કે આ સ્વાદ કાંઈ ઓરજ છે. તેમ કાવ્યના રસનું છે." અમે કહીએ છઇએ કે બીજા કાવ્યનું તો હો કે નહિ પણ બાણભટ્ટની વાણીનું તો એમજ છે.

બાળરોગ ચિકિત્સા મરાઠીમાંથી ભાષાંતર કરનાર બાંટવાના ડાકતર રઘુનાથ વિનાયક શાસ્ત્રી. બાળકને કેવા કેવા રોગ શાથી થાયછે તે અને તેના ઉપાય અહિંયા ટુંકામાં પણ ઠીક વર્ણવેલાં છે. કોઈ કોઈ ઠેકાણે મૂળનાજ શબ્દ વાપર્યા છે તે ફેરવ્યા હોત તો વધારે સારૂં. પૃષ્ટ ૧૬૯ ને કિંમત રૂ૧.

ધ્રુવ ઇશ્વરભક્તિ નાટક બનાવનાર કહાનજી ચંકરજી હાથી. એના નામ ઉપરથીજ એનો વિષય શો છે તે સમજાયે. પૃષ્ટ ૧૩૧ કિંમત રૂ૧).

બાળા ગરબાવળી બનાવનાર કાનજી શંકરજી હાથી. એમાં છોડીઓને ગાવા લાયક યાગોપયોગી ગરબીઓ છે. ભાષા તથા પદ્યબંધ સારોછે.

રાજકોટ રાજકુમાર કાલેજનું વર્ણન રચનાર કવિ શિવલાલ ધનેશ્વર. એમાં એ રાજકુમાર કૉલેજનું મકાન, માસ્તરો, રાજકુંવરો વગેરેનું નામ ઠામ સહિત મોજાલસી ઢપેવર્ણન કર્યુંછે, પરંતુ તેમાં ઠેકાણે ઠેકાણે ઉત્પ્રેક્ષાદિ અલંકારો આણી કવિતા બીજાને પણ વાંચવા લાયક બનાવી દીધીછે.

વકીલ દામોદરદાસ દેવચંદનુ વૃત્તાંત. થોડાંક વર્ષ ઉપર કીડી ઉર્ફે માણેકબાઈ નામની સ્વજ્ઞાતિની વિધવા સાથે પુનર્લગ્ન કરી આ વકીલ સુધરેલી દુનિયામાં જાણીતા થયાછે, કેમકે કાઠીઆવાડખાતે એ કામમાં પ્રસિદ્ધ પહેલ કરનાર એજ શખ્સજ છે. આ સાહસ કૃત્યથી મોહિત થઈ બાવળાના કોઈ કવિ જેસંગદાસ ત્રીકમદાસ પટેલે તેનું આ જન્મચરિત્ર ઉપજાવી કાઢ્યું છે. એમાં સુધારાનો જુસ્સો તેમજ મરી મસાલો પણ ખૂબ જણાય છે, એ વરવધૂના લાગતા વળગતા તથા પ્રતિસ્પર્દ્ધીઓ ઉપર જે છૂટથી ટીકા કરી છે તે વાજબી હશે, તોપણ મર્યાદામાં રાખી હોત તો ઠીક, કેમકે એ સઘળાં પાત્રો હજી હયાત છે.

સ્વદેશ હિતબોધક એ નામનુ ત્રિમાસિક પણ ઉપલાજ કવિ જેશંગભાઈ ત્રીકમદાસની મદદથી આષાઢ માસથી પ્રગટ થવા માંડ્યું છે તેનો ૧ લો અંક અમને પહોંચ્યો છે. એ અંક શુદ્ધ ને રસિક ભાષામાં લખાએલો છે, અને તેના સઘળા વિષયો વાંચવા લાયક છે. સંસાર સુધારો એ એનો મુખ્ય ઉદ્દેશ જણાય છે, અને એ કામને માટે એક ખાસ ચોપાનીયાની જરૂરજ હતી. એની કિમત પોસ્ટેજ સુદ્ધાં વર્ષ દહાડે ફકત ૨॥ આનાજ રાખેલી છે તે જોતાં એ બેશક સસ્તામાં સસ્તુંજ અને હાલ જે રીતથી લખાએલું છે તે પ્રમાણે લખાશે તો એ કદના સર્વે ચોપાનીયામાં સારામાં સારૂં પણ એ નીવડશે એમ અમને લાગેછે.

---

# सारसंग्रह.

**અમદાવાદમાં ભયંકર આગઃ**—અમદાવાદમાં તા. ૧૬ મી જ્યુને રાતના સુમારે આઠવાગે એક ભયંકર આગ ત્યાંની રતનપોળમાં લાગી હતી, તેથી બધું મળી રૂપિઆ પંદર લાખનું નુકશાન થએલું હાલમાં અટકળવામાં આવે છે. એ પોળમાંની મોટા શેઠ શાહુકારોની શોભીતી અને સુંદર હવેલીઓ આગના કોપથી બળી ખાખ થવાથી શહેરની શોભાને મોટી હાની પહોંચી છે. એવી ઈમારતો ફરી ત્યાં ઉભી થઈ શકવાની નથી.

**વિલાયતમાં ચાકરી ધંધો કરનારી સ્ત્રીઓઃ**—વિલાયતમાં ઉદ્યોગ, ધંધો અને ચાકરીમાં દિનપરદિન સ્ત્રીઓનો પ્રવેશ અધિક થતો જાય છે. સન ૧૮૭૧ થી તે સન ૧૮૮૧ સુધીના દશ વરસમાં સરકારી ચાકરીમાં ૩૩૧૪ સ્ત્રીઓ હતી તે હાલમાં ૭૩૭૦ થઈ; ચિત્રો કાઢવાં અને બીજી કળા કૌશલ્યનાં કામ કરનારી ૯૩૬ હતી તે ૧૮૩૫૩ થઈ; શીખવવાના કામમાં ૯૪૨૩૫ હતી તે હવે ૧૨૩૯૯૫ થઈ. વેપારી લોકને ત્યાં મહેતાગીરીના કામપર ૧૭૧૫ હતી તે ૬૦૭૮ થઈ; છાપખાનાના ધંધામાં ૭૪૧ હતી તે ૨૨૦૨ થઈ.

**આનંદીબાઈ જોશીઃ**—એ બાઈ જે વૈદક વિદ્યાનો અભ્યાસ કરવાને અમેરિકા ગઈ છે તે ફીલાડેલફીયાના પેન્સીલવેનીયા ખાતેની "સ્ત્રીઓને માટેની વૈદક શાસ્ત્ર શીખવવાની કાલેજમાં" માટ્રિક્યુલેશનની પરીક્ષામાં ફતેહમંદ ઉતરી છે. તેના ભરથારે પોતાની આ ભાગ્યશાળી ધર્મપત્નિની મુલાકાત લેવાનું બની આવે એ કારણથી પોતાની સરકારી નોકરીપરથી રજા મેળવી છે, અને તે અમેરિકા જનાર છે.

**પંડિતા રમાબાઈઃ**—આ વિદુષી બાઈની ચેલટન હામની સ્ત્રીઓની પાઠશાળામાં સંસ્કૃત તથા પ્રાકૃત ભાષાઓના પ્રોફેસર તરીકે નીમણુક કરવામાં આવી છે.

**દેશી સ્ત્રી એડીટરઃ**—"ભારતી" નામનું એક માસિક ચોપાન્યું શ્રીમતી સુરનો કુમારી ઘોસ નામની ઉત્તમ કેળવણી પામેલી બંગાળી સ્ત્રી

તરફથી હાલમાં બહાર પાડવામાં આવ્યું છે. તેનું તંત્રીપણું તેણીએ પોતે લીધું છે. સદરહુ ચોપાનીયાનો પહેલો અંક જે બહાર પાડવામાં આવ્યો છે, તેમાંના લખાણની કલકત્તા ખાતે સારી પ્રશંસા થાય છે.

**સનંદી નોકરીઃ**—આ દેશની સિવિલ સરવીસની પરીક્ષા માટેના ઉમેદવારોની ઉમરની હદમાં વધારો કરવા બાબતની ચર્ચા આ દેશમાં ચાલે છે, એટલુંજ નહિ પણ વિલાયતમાં વસનારા દેશીઓ તથા હિંદુસ્તાનનું હિત ઈચ્છનારા અંગ્રેજોની સભા સર વીલફ્રીડ લોસનના પ્રમુખપણા હેઠળ મળનાર હતી; પણ પ્રસિદ્ધ બાબુલાલ મોહન ઘોસ ગેરહાજરી હોવાથી તે સભા મુલતવી રાખવામાં આવી હતી.

**ખંભાતના નવાબ સાહેબઃ**—જાણવાને ઘણી ખુશી ઉપજે છે કે ખંભાતના નવાબ સાહેબને હિંદુસ્તાનની સરકારે "હીઝ હાઈનેસ" નો ખેતાબ આપ્યો છે, જેથી હવે પછી એ સાહેબ "હીઝ હાઇનેસ ધી નવાબ ઑફ કેમબે"ના ખેતાબથી ઓળખાશે.

**મહારાણીનું પુસ્તકઃ**—આ પુસ્તકનો ગુજરાતીમાં તર્જુમો કરવાની પરવાનગી નામદાર મહારાણીએ મીસ પુતલી બાઈને આપી છે.

**વીજળી પેદા કરવા માટે પાણીનું બળઃ**—નાયગરાના નામીચા પાણીના ધોધનું બળ એવડું મોટું છેકે તેની મદદથી વીજળી પેદા કરવાનો આજ બે વરસની વાત ઉપર ન્યુયોર્કના એક રહેવાશીએ સવાલ ઉભો કીધો હતો, અને આજે તેની ગોઠવણ મુજબ નાયગરા ખાતેથી યુનૈટેડ સ્ટેટસના ૬૫ જુદાં જુદાં શહેરો ખાતે વીજળી રવાના કરી શકાશે. એ માટે જોઈતી વીજળીની બાટરીઓને ધોધવાળી જગા આગળ ગોઠવવા ધારી છે, જેઓ ધોધના પાણીના બળથી ચાલશે. આ રીતે પેદા થએલું બળ જમીનમાં દાટેલા એક રૂપાના તારની મારફતે આસપાસ રવાના કરી શકાશે. અને કહેછે કે નાયગરાથી રોચેસ્ટર શહેર ખાતે ચાર કલાકમાં એટલી બધી વીજળી રવાના કરી શકાશે કે જેથી સો બાર કલાક સુધી ચાલે એટલી બધી વીજળીક રોશની પૂરી પાડી શકાશે.

**ભૂરા રંગના પાણીનો વરસાદઃ**—કલકત્તાવાળા ઇંગ્લિશમેન પત્રને તેનો એક ખબરપત્રી જણાવે છે કે, ગઈ તા. ૧૦મી જ્યુનને દિને જબલપુર ખાતે કાદવ જેવા ભૂરા રંગના પાણીનો વરસાદ પડ્યો હતો. ઝાડોનાં

પાતરાં, ઘાસ તથા ખુલી જગામાં સુકાવા મેલેલાં કપડાંપર એ વરસાદથી ભૂરા રંગના ડાઘા પડી રહ્યા હતા.



## निशाळोना इनाम पत्रक.

જા. નં. ૪૬૨.

### પ્રાં. ઝાલાવાડ.

વાંટાવદર—શા. કરશનજી પાથવી તર્ફથી રૂ ૧l મીઠાઈ.—ધ્રાંગધ્રા. નામદાર કચ્છના રાવ હિંદુસ્તાનની મુસાફરી કરવા પધારતાં કોરી ( ૨૦ ) મીઠાઈ, અને કોરી ( ૩૦ ) મહેતાજીને પાઘડીના.—ગુજરવદી. શા. માણેકચંદ પાનાચંદ પોતાના દીકરાને નિશાળે બેસાડી રૂ ૦ll મીઠાઈ.—લીંમડી કંન્યાશાળા. સ્કુલ કમિટિ તર્ફથી રૂ ૧૩—૩—૨ મીઠાઈ.—હડાળા. આ. વહીવટદાર સાહેબ તા. મેંબરોએ પાણી પાવા માટે પરબ મંડાવી રૂ ૧ll તથા રૂ ૧) મે. વિનાયકરાવ તર્ફથી ગરીબ છોકરાઓને ઈનામ.—ટોકરાળા. મહેરબાન પ્રેસીડેન્ટ સા. તથા મેંબરોએ રૂ ૧ll મીઠાઈ, રૂ ૨ll મહેતાજીને કુ. રૂ ૪).—પાણશીણા કંન્યાશાળા. આ. બલોચ ટપાફોજદારે તથા કારકુનોએ મહેરબાન દરબાર સાહેબ તર્ફથી રૂ ૨).—વઢવાણ કંન્યાશાળા. ગુંદીઆળીના તાલુકદાર કશળસિંહજીએ રૂ ૫) ની ચોપડીઓ રૂ ૧) મીઠાઈ તથા ગઢડાની ન્યાયકોર્ટના કારકુન દેવશંકર આણંદજી તા. છોટાલાલ મુળજી તથા ગઢડા તાલુકા માસ્તરે મળી કુલ રૂ ૧) મીઠાઈ.—નાગનેશ. મે. વહીવટદાર સાહેબ રૂ ૧) સાકર રૂ ૨) ડાકતર જગન્નાથ ફુલજીએ પોતાને ત્યાં દીકરાનો જન્મ થવાથી રૂ ૨) સાકર કુલ રૂ ૩).—ખોડુ. શા. ચતુર્ભુજ નાનુએ પોતાના દીકરાને નિશાળે બેસાડી રૂ ০l સાકર. તથા શા. કુંવરજી લાધાએ પોતાના પડળ ઉતરાવ્યાં તેથી દેખતા થયા તેની ખુશાલીમાં રૂ ૧l સાકર વહેંચી.—રામપુરા. આ. વહીવટદાર સાહેબ તથા તેમના કારકુનોએ રૂ ૧ll ચોપડીઓ તથા સાકર.—ખારવા. રૂ ૫) ખુ. નામદાર ઠાકોર સાહેબે ચોપડીઓ તથા મીઠાઈ અને નિશાળનું વાસ્તુ કરી ગામ આતેથી રૂ ০ll મીઠાઈ કુલ રૂ ૫ll).—એમકા. પટેલ કાનજી તથા

કલ્યાણજી તર્ફથી રૂ ાા મીઠાઈ.—કક્ષમ. મહેતાજી કહાંનજી ચતુરે નિશાળીઆની પ્રિતી વિદ્યાભ્યાસ તર્ફ વધારવા સારૂ રૂ ૨-૧૨-૬ ચાપડીયો.—નારીચાણા. રૂ ૧) મજકુર ગામના ગરાશીઆ તર્ફથી વારશીક પરીક્ષા વખતે રૂ ૧) મીઠાઈ.—સુરેલ. જરીફ જ્યેચંદ મુળજીએ રૂ. ૨ા ચોપડીયો.—જરવલા. કામદાર રણછોડદાસ પરભુદાસે રૂ ૦ા મીઠાઈ.—આણંદપુર. મે. ચોટીલાના થાણદાર સાહેબે રૂ ૧) સાકર.—વઢવાણ કંન્યાશાળા. કુંવરી શ્રી મણીકુંવરબાને તા. ૧૯-૫-૮૩ ને રોજ નિશાળમાં બેસાડ્યાં ત્યારે રૂ ૭-૧૫-૦ પાઘડીઓ ત્રણ મેહેતાજીને તા. પેં. આસિસ્ટંટ તા. બી. આસિસ્ટંટને ત્રીજા આસિસ્ટંટને રૂ ૨-૧૨-૦ ઘરચોળું આપ્યું તથા શિવણ શીક્ષકને રૂ ૨) રોકડા સાડલાના કહીને આપ્યા રૂ ૧) મેહેતાજીને રોકડો આપ્યો. રૂ ૯-૨-૦ સાકર તથા દ્રાક્ષ મળી મણ રૂ ૧ાા કુલ રૂ ૨૨-૧૪-૦ ઇનામ વહેંચ્યું.—માથક. સ્કૂલ કમિટીના પ્રેસિડેન્ટ રાણા શ્રી હરિસીંગજી તર્ફથી રૂ ૧) કુંવર શ્રી નારશંગજી તા. કુંવર શ્રી બાપુભા તર્ફથી મળી કુલ રૂ ૩).—ગુજરવદી. આ. મે. સરદાર નાનામીઆંએ રૂ. ૩ાા મીઠાઈ.—પાણશીણા. બલોલ ટપાકારકુન રૂ ૧) મીઠાઈ અને કંન્યાશાળામાં રૂ ૪) ચુંદડીઓ તથા છોંટ.—નાગનેશ. કંટ્રાકટર મેહેચરલાલ શીવલાલે રૂ ૧) મીઠાઈ.—બોરડીયાદ. મહેરબાન રા. બા. ગોપાળજીભાઇએ રૂ ૦-૭-૦ મીઠાઈ. રૂ ૩) મેહેરબાન ઠાકોર સાહેબે રૂમાલ તથા મીઠાઈ.—લીલાપુર. પટેલ કાનજી વાલજી તર્ફથી રૂ ાા મીઠાઈ.—બજાણા. મેં. પ્રાં. સા. પધારતાં રૂ ૧૦) રૂમાલ રૂ ૩) મીઠાઈ, મે. દરબાર શ્રી તર્ફથી તથા રૂ ૧) રાજકોટના આ. કારભારી સાહેબ મોતીચંદભાઇએ મીઠાઈ રૂ ૧ રાજકોટના પારેખ મૂળચંદભાઇએ કુલ રૂ ૧૫ાા—અખીઆણા. રાજકોટના મે. કારભારી સાહેબ રૂ ૧ મીઠાઈ.—વણોદ. મે. પ્રાં. સા. પધારતાં તાલુકદારો તર્ફથી રૂ ૧૮-૪-૯ મીઠાઈ તથા રૂમાલ તથા ચોપડીઓ.—ઠસાડાં શીપાઈ મોહોબતખાં હેમતખાંએ વારશીક પરીક્ષા વખતે રૂ ૧) સાકર.—પાળીઆદ. દશાડાના કામદાર ગોવિંદજી શંકરજીની જાન આવવાથી સાકર વહેંચી. રૂ ૧) ધ્રાંગધ્રા કંન્યાશાળા.—આજમ હેડમાસ્તર જીવણલાલભાઇએ રૂ ૧) મીઠાઈ.—ભાળોદ. સ્કૂલ કમિટીના મેંબર સોના ગેકર કુવરજીએ પોતાના દીકરાને પરણાવ્યો તેની ખુશાલીમાં સ્કૂલના છોકરાઓને

જમાડ્યા.—દીગશર. વડોદરાના વૈદ છોટાલાલ હરેનાથ તર્ફથી રૂ ૧) રાધનપુરના મહેતાજી જગજીવન તર્ફથી રૂ ૧) વડોદરાના વકીલ ધીરજલાલભાઈ તર્ફથી રૂ ૧) કુલ રૂ ૮) ઈનામ.—ધાંધલપુર. પાળીયાદથી કાઠીની જાન આવતાં તેમના કામદાર કાળીદાસ ભુરા તથાં છગન હરીચંદ તથા જગજીવન પુરૂષોતમ વિગરે રૂ ૧) સાકર. રવાના તા. ૧૯-૩-૮૩ મુ.રાજકોટ.

કોઠ.— મહેતાજી તથા જમીદારે થઇને રૂ૦॥ મીઠાઈ.——ગુજરવદી. બજાણાના આજમ કારભારી સાહેબ રૂ૧) શાકર—વઢવાણ. મહેરબાન ઠાકોર સાહિબની જન્મ ગાંઠને દિવસે રૂ૧૦) મીઠાઈ રૂ૩) મીત્ર તકત્તા વિગરે તેમના માતુશ્રી તર્ફથી કુલ રૂ૧૩) અને નંબર ૧ લાની બ્રાંચમાં રૂ૧૦) મીઠાઈ અને કુંન્યાશાળામાં રૂ૨) મીઠાઈ તથા રૂમાલ ઓનિરેબલરાજા ગન્પતી રાવના ચીફ મેનેજર મહેરબાન રામાસાહેબ તર્ફથી રૂ૨) મહેરબાન ઠાકોર સાહેબની જન્મ ગાંઠને દીવસે તેમના માતુશ્રી બાબઈ શ્રીમાજી રોજબા તર્ફથી—રામપુરા. રૂ૧ મીઠાઈ પટેલ ખીમા જેઠા તર્ફથી—બાપોદરા. રૂ૨॥ મીઠાઈ તથા રૂમાલ શેઠ વધા રતનશીને ત્યાં છોકરાનો જન્મ થવાથી તેની ખુશાલીમાં.—સાયલા. રૂ૧૧) મીઠાઇ તથા રૂમાલ મહેરબાન પ્રાંતનો સાહેબ પધારતાં દરબારશ્રી તર્ફથી સરા. રૂ૧॥ મીઠાઈ શા. લવજી હીરાણી તર્ફથી.—મૂળી. રૂ૨) મીઠાઈ મહેરબાન ઠાકોર સાહિબ તર્ફથી મે. રા. બા. ગોપાળજીભાઇએ સ્કુલને વિકટ કરી ત્યારે.—બજાણા. રૂ૬। મીઠાઈ ચોપડીયો વિગેરે દરબારશ્રી તર્ફથી વાર્ષીક વખ્ત રૂ૧॥ મીઠાઈ રા. હીમતલાલ જગજીવનદાસ તર્ફથી.—અખીયાણાં. ગામ ખાતે રૂ૦॥ મીઠાઈ આજમ કારભારી સાહિબ તર્ફથી રૂ૦॥। રૂ૦ ગરીબ છોકરાઓને.—સેદલા. આજમ બજાણાના કારભારી સાહેબ માણેકચંદભાઈ તર્ફથી રૂ૨-૧૫-૩. —આદરીઆણા. વાર્ષિક પરીક્ષા વખ્ત શા. મગનચંદ લક્ષ્મીચંદ તર્ફથી રૂ૧) મીઠાઈ.—વડગામ. વારસીક પરીક્ષા વખત મહાજન તર્ફથી રૂ૪) મીઠાઈ તથા રૂમાલ.—દરમડ. તાલુકદાર રાણાશ્રી દાદુબા બાપુબા તર્ફથી રૂ૧૨॥ મીઠાઈ તા. કપડાના તાકા બે રૂ૧) જાડેજાશ્રી રેવુબાઈ તર્ફથી રૂ૧) પરમાર રધાભાઈ તર્ફથી રૂ૧) ઠકર મોતીચંદ અમરશી રૂ૧) શોની છગન ગણેશ.—લખતર. મહેરબાન ઠાકોર સાહેબના રાણી સાહેબ બાઈશ્રી રામબા તર્ફથી રૂ૨) છોકરાઓને કેરી વહેંચી,—વણા. રાણાશ્રી અ-

મુંબાઈ પોતાના દીકરાને નિશાળે બેશાડી ૩૨) મીઠાઈ વહેંચી.—વઢવાણ બ્રાંચ. નં. ૧ શા. છગન ઝંઝાને ત્યાં દીકરાનો જન્મ થવાથી ૩૨) મીઠાઈ અને કંન્યાશાળામાં ૩૧) મુંબાઈના શેઠ જીવરાજ બાલુની કંન્યાશાળાના હેડમાસ્તર મણીશંકર મહાનંદ નિશાળમાં પધારી ૩૧) મીઠાઈ વહેંચી વઢવાણના રહીશ પાઠક જદુરામ કાશીરામે સ્કૂલમાં પધારી ચોપડીયો તથા મીઠાઈ મળી કુલ ૩૧૦) નું આપ્યું.—ખોડુ, મુદ્રાના શેઠ જયરામ રામજીની તર્ફથી વજેશંકર ન્યેશંકરે પધારી મીઠાઈ વહેંચી.—ભાલોદ. ૩૦॥ વાર્ષિક પરીક્ષા વખત ગામલોકો તર્ફથી ૩૦॥ મીઠાઈ.—લીમડી. ગામલોકો તર્ફથી ૩ ૦॥ મીઠાઈ. રવાના ૧૧-૬-૮૩.

કૃષ્ણલાલ ગોવિંદનાથ
ડે. એ. ઈ. પ્રાં૰ ઝાલાવાડ.

**પ્રાંત હાલાર.**

જા. નં. ૪૧૭

સલાયા.—શેઠ નારણજી પરમાણંદ તર્ફથી ૩૭૬) ચોપડીયો તથા કપડાં—બેલા. ઠ. કાના દેવકરણ ૩૪) મીઠાઈ.—કાલાવડ. મહારાજા જામસાહેબ તર્ફથી ૩૨૦) મગજના લાડુ.—ધ્રોળ. ઠ. દેવરામ કરસનજી ૩૨) ગોળ.—સરધાર. મેહેરબાન ઠાકોર સાહેબ તર્ફથી ૩૨), સાકર—ઓવૈઆ. શેઠ રતનશી ડાહ્યા ૩૦॥ પાણી પવરાવ્યું.—ગણોદ. જાડેજા શ્રી ભગવત સિંહજી અભેસિંહ ૩૧) પતાસા.—ખેડ. આજમ પડાણા મહાલકરી સાહેબ. ૩ ૩-૨-૦ મીઠાઈ.—સલાયા. મેતા. છબીલદાસ કહાનજી ૩ ૦-૮-૬ પેન. ઠકર દેવજી ભીમજી ૩ ૦-૪-૬ સાકર. ઠકર. પરસોતમ માવજી ૩. ૧-૧૪-૦ પતાસાં. આજમ પ્રાણશંકર પરભુદાસ તથા મહાલકરીએ ૩. ૧-૧૪-૦ પતાસાં. ઠકર બાણજી મેઘજી તથા ઠકર વાલજી મેઘજી પાણી પાય છે.—ગઢકા. ઠ. જીવા લાવાણી ૩ ૦॥ સાકર. પડાણા મહેરબાન મહાલકરી સાહેબ દુલેરાય યશવંતરાવ તથા ન્યાયાધીસ સાહેબ હીરાલાલ દેવચંદ ૩ ૧૦) રૂમાલ.—આમરણ. શ્રી દરબાર શ્રી તર્ફથી ૩ ૨૧-૭-૦ છીંટ તથા સાકર.—બેલા. ગામ લોકો તર્ફથી ૩ ૧) સાકર.—દુધઈ. સ્કુલ કમિટી તર્ફથી ૩ ૦॥ સાકર વહેંચી.—બાલંભા. આ. મહાલકરી સાહેબ ઘેલજી રણછોડ ૩ ૧॥ પતાસાં.—રાજકોટ. મહારાજા ઠાકોર સાહેબ તર્ફથી ૩ ૦॥

મીઠાઈ.—ગોંડલ. શ્રી દરબાર તર્ફથી દરેકને રૂ ૨) મુજબ કુલ રૂ ૨૫) અને બ્રાંચ સ્કૂલમાં રૂ ૧૦) સાકર.—ભોવૈયા. બાડવા દરબાર તર્ફથી રૂ. ૧) સાકર. શા. રેતનશી ડાહ્યા રૂ ૦॥ પાણી પાયું.—સુલતાનપુર. શેઠ ઝીણાશા રૂ ૦॥ ગોળ.—ભાયાવદર. ગોંડળના મહેરબાન રેવન્યુ કમિશનર સાહેબ રૂ ૨) પતાસાં. અને સંસ્કૃતશાળામાં રૂ ૧॥ પતાસાં.—જોડીયા. મહારાજા જામસાહેબ તર્ફથી રૂ ૫) પતાસાં. ઠ. નરશી હરખાણી રૂ ૫) પતાસાં. રવાના તા. ૨૫–૭–૮૩ મુ. નવાનગર.

ગણપતરામ અનુપરામ.
સ. ડે. એ. ઈ. પ્રાં. હાલાર.

જા. નં. ૫૬૨.

સોરઠ પ્રાંત.

૧૬—૭—૮૩.

પોરબંદર.—મહેરબાન રાણા સાહેબ બાહાદુર તર્ફથી રૂ ૧૦) મદ્રાશી ફેંટા તથા મીઠાઈ. મે. ડાકટર સાહેબ કેખશરૂ એદલજી તર્ફથી રૂ ૧) સાકર.—માધવપુર. મુંબાઇના શેઠ હરિદાસ ખીમજી તર્ફથી રૂ ૯) ચોપડીયો. —જુનાગઢ. ખુદાવંત નવાબ સાહેબ તર્ફથી રૂ ૪૬) ચોપડીયો તથા મીઠાઈ. અને બ્રાંચ સ્કૂલ નં. ૧ લામાં રૂ ૭) ચોપડીયો તથા મીઠાઈ અને બ્રેંચ સ્કુલ નં. ૨ જામાં રૂ ૭) ચોપડીયો તથા મીઠાઈ પાઠશાળામાં રૂ ૫) ચોપડીયો તથા મીઠાઈ અને ઉર્દુસ્કૂલમાં રૂ ૪) ચોપડીયો તથા મીઠાઈ. અને કંન્યાશાળામાં રૂ ૨૫) ઓઢણાં તથા મીઠાઈ.—ભેસાણા. પોલીસપટેલ જગજીવન પ્રાગજીએ રૂ ૦–૯–૦ મીઠાઈ.—વણથલી. રા. અનંતરાય ન્યાળચંદ. રૂ ૧૦) રૂમાલ તથા મીઠાઈ.—બગસરા. રૂ ૧૮) આ. મે. સર્વે ભાગદારો તર્ફથી રૂ ૩) પતાસાં રૂ ૨॥ સાકર રૂ ૧૦) મહેતાજીને પાઘડીના. અને રૂ ૫) આસિસ્ટંટને પાઘડીના.—કુકાવાવ. રૂ ૧) શ્રી વાળા આલા ભીમા.—ઢસા. દેશાઈ અંબાઈદાસ જીવાબાઈ રૂ ૦॥ સાકર.—વડેરા. સ્કુલ કમિટી તર્ફથી રૂ ૦॥ સાકર.—જાફરાબાદ. મહેતાજી તથા આસિસ્ટંટોને રૂ ૨૫) જંજીરા સ્તસ્થાનના મે. આ. પો. એ. સાહેબ તર્ફથી અને સ્કૂલમાં રૂ ૧–૫–૧૦ ચોપડીઓ તથા મીઠાઈ અને રૂ૨) શેઠ કમળશી પ્રેમજી તર્ફથી

સ્કાલરશીપ રૂ ૨) જાફરાબાદના પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ મી. દેવીદાસ જીવાભાઈ રૂ ૨૫ શેઠ. કમળશી પ્રેમજી તરફથી ચોપડીયો. રૂ ૧) મીઠાઈ. રૂ ૨) મહેરબાન રૂધનાથરાવ વિનાએક જાફરાબાદના મામલતદાર સાહેબ. અને જીવણ માવજી રૂ ૩) છોકરાઓને ઉનાળામાં ત્રણ માસ સુધી પાણી પાવુ. —જેતપુર. શેઠ. તળશી હરખચંદ રૂ ૪) મીઠાઈ. ડેરૂરવાના તલાટી શા. હેમા જીવા. રૂ ૧ાા મીઠાઈ દરબાર શ્રી વાળા દેશા ભીમા. રૂ ૪) રૂમાલ તથા ચોપડીઓ. રૂ ૧) મીઠાઈ. રૂ ૨) મહેતાજીને ધોતીયાંના.—ખીલખા. મહેરબાન દરબાર શ્રી કાલા દેવદાન. રૂ ૫) રૂમાલ તથા ચોપડીઓ. રૂ ૧) મીઠાઈ. રૂ ૨) મહેતાજીને ધોતીજોટો. મહેરબાન બીલખા બાગદારો તરફથી રૂ ૧૫) ચોપડીયો તથા રૂમાન. રૂ ૧) મીઠાઈ. રૂ ૧૦) મહેતાજીને બનાત. અને રૂ ૨) આસિસ્ટંટને ધોતીયાં. (અપૂર્ણ)

પ્રાંત કચ્છ.

તા. ૨૮–૯–૮૩

ભૂજ નં ૧.—ગુસાંઈ બાણગરે પોતાના ચેલાને નિશાળે બેસાડી રૂ. ૨) પતાસાં વહેંચ્યા. વારશીક પરીક્ષા વખતે મહારાઓળશ્રી ખેંગારજી બહાદૂર તરફથી રૂ૩૦) ચોપડીઓ. અને—ભૂજ નં ૨. સારસ્વત તુળશીદાસે પોતાના છોકરાનુ સગપણ થવાની ખુશાલીમાં રૂ૧ પતાસાં. અને વાર્ષિક પરીક્ષા વખતે માહારાઓશ્રી મેં. ખેંગારજી બહાદૂર તરફથી રૂ૩૧) પુસ્તકો શેઠ ગરસાવજી ઓધવજીના પુત્રને જનોઈ દીધી તેની ખુશાલીમાં રૂ૪) મીઠાઈ. અને મોહોમેદન સ્કૂલમાં હાજીરે મનુવાખ મીશાણીએ પોતાના છોકરાને કુરાન શરીફ પડવા બેસાડ્યો તેની ખુશાલીમાં રૂ૧ા મીઠાઈ. રા. બધુભાઈ માધવજીએ પોતાના પૌત્ર લાગીનાલ રાજારામને નિશાળે બેસાડી રૂ૫) પતાસાં. અને નંબર ૨ જાના મેહેતાજી રા. દાદામીઆં હબીબુલાએ પોતાના ભાઇએ કુરાન શરીફ પુરો કર્યો તેની ખુશાલીને માટે રૂ૧ સાટા અને રૂ૧ાા,ઉસ્તાદપીર મહમદ ગુલમહમદને પાઘડીના આપ્યા મીયાંજી હાસમ મુચાણીએ પોતાના છોકરાએ કુરાન શરીફ પુરો કર્યો તે માટે રૂ૧ાા મીઠાઈ વહેંચી. વારશીક પરીક્ષા વખતે રૂ૨૦) નુ ઈનામ વહેંચ્યું.

—❧— (અપુરૂ.)

## ગુજરાત શાળાપત્રના લવાજમ વિગેરેનાં નાણાંની પહોંચ.

તા. ૧ લી જાન્યુઆરી ૧૮૮૪ થી તા. ૩૦ મી આપ્રિલ સને ૧૮૮૪ સુધી.

| કોની તરફથી. | સને ૧૮૮૩ | સને ૧૮૮૪. |
|---|---|---|
| મે. લાઠી મુખ્યકારભારી સાહેબ. | ૦—૦ ૦ | ૨—૬—૦ |
| આ. તાલુકા સ્કૂલમાસ્તર (રાજકોટ). | | ૬—૧૨—૦ |
| મે. નાંદોદ સ્ટેટીંગ ઑફીસના સેક્રટરી સાહેબ. | | ૧—૩—૦ |
| મે. વલસાડ શ્રુ. જા. જીજીભાઈની સ્કૂલ. | | ૨—૬—૦ |
| એ. ખેડા અંગ્રેજી સ્કૂલ, | | ૦—૧૩—૦ |
| મે. વલસાડ અંગ્રેજી સ્કૂલ. | | ૧—૩—૦ |
| આ. નવસારી, સ. ગૂ. ગાયકવાડી સ્કૂલ. | | ૧—૩—૦ |
| આ. મોરબી. તાલુકા સ્કૂલ જંખી, સરખડ, આનપુર, સાપર. | | ૪—૧૨—૦ |
| આ. વઢવાણ સ્ટેશન સ્કૂલ. | | ૧—૩—૦ |
| આ. રણછોડલાલ ઈશ્વરદાસ. | | ૧—૩—૦ |
| આ. વાઘજીભાઈ વેલજી. | | ૧—૩—૦ |
| મે. અમદાવાદ બ્રાંચ સ્કૂલ. નં. ૧ના હેડમાસ્તર. | | ૧—૦—૦ |
| મે. અંકલેશ્વર. ફ. ગ્રે. એ. વ. સ્કૂ. | | ૧—૩—૦ |
| મે. ડીસા અંગ્રેજી સ્કૂલના હે. મા. | | ૧—૩—૦ |
| મે. રાદર અંગ્રેજી સ્કૂલ. ના. હે. મા. | | ૧—૩—૦ |
| મે. રા. સા. ઝાલાવાડ પ્રાં. ડે. એ. ઈ. સા. | | ૧૬૬—૧૧—૦ |
| આ. દ્વારકાંની નિશાળના મહેતાજી. | | ૧—૩—૦ |
| મે. વડોદરા કેમ્પ. એ. વ. સ્કૂ. મા. | | ૧—૩—૦ |
| મે. મોરબી. એ. વ. સ્કૂ. મા. | | ૧—૩—૦ |
| મે. મહુવા. " " " " | | ૧—૩—૦ |
| મે. નવસારી ફ. ગ્રે. એ. વ. સ્કૂ. | | ૧—૩—૦ |
| મે. ભુલેશ્વર પુસ્તકાલયના સેક્રટરી સાહેબ. | | ૧—૩—૦ |
| મે. ભરૂચ હાઇસ્કૂલના હેડમા. | | ૧—૩—૦ |
| મે. ગોંડલ અંગ્રેજી સ્કૂલના હે. મા. | | ૧—૩—૦ |
| આ. માણસા. સ. ગૂ. નિ. મે. | | ૧—૩—૦ |
| આ. નથુરામ મહાદેવ. | | ૨—૬—૦ |
| મે. રા. સા. રેવાકાંઠા. પં. ડે. એ. ઈ. સા. | | ૨૩૬—૦—૦ |
| મે. વઢવાણ સીટી સ્કૂલના હે. મા. સા. | | ૧—૩—૦ |
| આ. ધ્રાંગધરા અંગ્રેજી સ્કૂલ | | ૧—૩—૦ |
| આ. નડીયાદ લાઇબ્રેરીના સે. સા. | | ૧—૩—૦ |
| આ. લીમડી અંગ્રેજી સ્કૂલના હે. મા. સા. | | ૧—૩—૦ |
| મે. રાજકોટ લાંગ પુસ્તકશાળાના સેક્રટરી સાહેબ. | | ૧—૨—૦ |

# गुजरातशाळापत्र.

# DUJARAT SCHOOL-PAPER

**SEPTEMBER.**

| પુસ્તક ૨૩ મું. | સપ્ટેમ્બર. | અંક ૯ મો. |
| --- | --- | --- |


માતાજી બહુ મોટું તુજ નામ તેમ છે કામ;—
કર પૂરે મન ક્ષેત્રની, ખરી ખેતી ધરી હામ

અનુક્રમણિકા — પૃષ્ટ



CONTENTS.






( કેળવણી ખાતાના હુકમથી )

## अमदावादमां

માર્ગાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું

મૂલ્ય { (રૂ૧) વરસનો આગાઉથીજ. / (રૂ૦)=૦ છૂટક એક અંકના } ટપાલ ખર્ચ જુદું.

गूजरातशाळापत्र.

પુસ્તક ૨૩ મું. સપ્ટેંબર. સન ૧૮૮૪. અંક ૯ મો.

## क्रिस्टोदासपाल.

કોણ જાણે ઇશ્વરની શી ઇચ્છા છે કે ભરતખંડના રત્નપુત્રો જે મૂ- ળેજ ગણ્યાગાંઠ્યા અને ભાગ્યે ઉત્પન્ન થાયછે, તેને હાલ થોડા વખતમાં ઝપાટપ ઉપાડી લેવા માંડ્યા છે. દયાનંદ સરસ્વતિની મરણપત્રિકા અમે પૂરી નહોતા લખી રહ્યા એટલામાં તો કેશવચંદ્રના સ્વર્ગારોહણના ભણ- કારા વાગવા માંડ્યા, અને તે થોડીજ મુદતમાં ખરા પડ્યા. આ ધર્મવીર કેશવચંદ્રનો શોક હજી કાંઈ પણ વિસારે પડ્યો નથી એટલામાંજ આ અ- ભાગી ભરતખંડને એક બીજો કારી ઘા લાગ્યોછે. દેશી વર્તમાનપત્રોનો પિતા, તેને હાલની પ્રતિષ્ઠિત અને સબળ સ્થિતિમાં આણનાર, સર્વે દેશી અધિપતિઓનો રાજ્યપ્રકરણી ચર્ચામાં અગ્રણી તથા ગુરૂ, અને જેનું જુસ્સા ભર્યું પણ વિચારશીલ લખાણ વાંચવાને ગવનર જનરલો પણ આકાંક્ષિત રહેતા હતા, તથા જેની ઉપર વખતે રાજકાજમાં તે આધાર પણ રાખતા, એવો જે બંગાળાના હિંદુપેટ્રિયટ પત્રનો અધિપતિ આનર્બલ શ્રી ક્રિસ્ટોદાસપાલ તે ગયા જુલાઈ માસની ૨૪ મી તારીખે દેવલોક થયોછે. એ મધુપ્રમેહના રોગથી કેટલાક વખતથી પીડાતો હતો, અને પાછલા અઠવાડીઆમાં એને કાંઈ ફેર પડવાના સમાચાર ફરીવળવાથી આખો ભરતખંડ રાજીપો બતાવવા લાગ્યો હતો એટલામાંજ દુષ્ટ દૈવે તે મને સદાના નાઉમેદ કરી નાંખ્યા છે. ખરેખર હિંદ પોતાનો એક અમૂલો

પેટ્રિયટ (દેશાનુરાગી વીર) યશસ્વી હિંદુ પેટ્રિયટના આ યશસ્વી અધિપતિના મરણથી ખોયોછે, અને તે જાણી કેળવાએલા વર્ગમાં જે ચોતર્ફ અફશોશી ફેલાઈ રહેલી છે તે કેવળ વાજબીજ છે. ક્રિસ્ટોદાસપાલના જવાથી રાજ્યવર્ગમાં ભાર પડે એવો લખનાર કોઈ રહ્યો નથી.

આ સ્વર્ગવાસી પુરૂષે પોતાનું સઘળું આયુષ્ય દેશ સેવામાંજ અર્પણ કર્યું હતું. ક્રિસ્ટોદાસે શાળા છોડ્યા પછી તુર્તજ ઘણા લોકની પેઠે નોકરી ન શોધતાં વર્તમાનપત્રોમાં ઇંગ્રેજી લખવા માંડ્યું, અને થોડા વખતમાંજ હિંદુ પેટ્રિયટ જે બે ચાર વર્ષથી કલકત્તામાં નીકળ્યું હતું તેનું એને અધિપતિપણું મળ્યું, અને તે એણે ૨૫ વર્ષ સુધી—એટલે પોતાની આખર ઘડી સુધી— એવી એક નિષ્ટા તથા અસાધારણ કાબેલિયતથી ચલાવ્યું કે એ પત્રની આબરૂ ઝપાટાબંધ દેશી તેમજ ઇંગ્રેજ લોકોમાં દિનપરદિન વધવા લાગી, અને પર્યંતે ક્રિસ્ટોદાસનો અમુક રાજ્યપ્રકરણી બાબત ઉપર શો અભિપ્રાય છે તે જાણવાને (ઉપર કહ્યું તે પ્રમાણે) ગવરનરજનરલો પણ ઉત્કંઠિત રહેવા માંડ્યા. આથી [illegible] વર્તમાનપત્રોના સમસ્ત વર્ગને પણ ફાયદો થયો. ક્રિસ્ટોદાસના લખ[illegible] ઇંગ્રેજોને કબુલ કરવું પડ્યું કે દેશીઓમાં પણ કોઈ કોઈ લખ[illegible] ડાહ્યા, વિચારવંત, અને લક્ષ આપવા યોગ્ય હોયછે, અને તેજ વખતથી દેશી વર્તમાનપાત્રોના અભિપ્રાય ઉપર સરકારે થોડું ઘણું પણ ધ્યાન આપવા માંડ્યું છે. આ પચીશ વર્ષના લાંબા અધિપતિપણામાં ક્રિસ્ટોદાસપાલે જે જે પ્રજાહિત કામો ઉપર પોતાની કલમ ચલાવી તેનાં નામજ ગણાવવા માંડીએ, તોપણ એક મોટી ચોપડી ભરાય, અને તેમાં કાંઈ આશ્ચર્ય નથી કેમકે સાર્વજનિક કામોની ચર્ચા તથા ચિંતન એજ એનું કામ અથવા ધંધો હતો. હાલને સમે આપણા દેશમાં અધિપતિનું કામ (અલબત્ત તે એક નિષ્ટાથી યથાયોગ્ય બજી શકે તોજ) સર્વેથી વધારે પારમાર્થિક છે. અધિપતિઓ, ગ્રંથકારો, તથા શિક્ષાગુરૂઓ, એ આ કાળના પૂજ્ય બ્રાહ્મણો છે, અને જ્યારે એ બ્રાહ્મણો પૂર્વવત્ પોતાના કર્મમાં પરિપૂર્ણ કુશળ તથા સર્વ માન્ય થશે, ત્યારેજ આ દેશનું જિવન પાછું સતેજ અને પ્રતાપી થશે એમ અમારૂં સમજવું છે.

પેટ્રિયટ સરખા રોજીંદાપત્રનું અધિપતિપણું ચલાવતા થકાં પણ ક્રિસ્ટોદાસપાલને બીજાં લોકોપયોગી કામને માટે જોઇતો વખત મળતો. દરદીઓના હક સંભાળવાને સારૂ બંગાળામાં જે બ્રિટિશઇંડિયા આસોસિએશનની મંડળી છે તેના સેક્રેટરીનું કામ પણ ઘણાં વર્ષ સુધી એ ગૃહસ્થનાજ હાથમાં હતું, અને વાંચનારને યાદ કરાવવાની જરૂર નથી કે જો કોઈ સભા કામ કરવામાં ચંચળ હોયછે તો તેનો લગભગ બધો બોજો ઉઠાવનાર સેક્રેટરીજ હોયછે, અથવા બીજા શબ્દમાં કહીએ તો કોઇપણ સભાનું ચાંચલ્ય કેવળ તેની સેક્રેટરી ઉપરજ આધાર રાખેછે. ક્રિસ્ટોદાસપાલ જેવા ઉત્સાહી અને ઉદ્યોગી સેક્રેટરીના અમલમાં આ સભાએ બંગાળાનાજ નહિ પણ આખા ભરતખંડના હિતના કેટલાંક કામો આદર્યાં તથા તેને ફતેહની સાથે પાર પણ ઉતાર્યાં.

કલકત્તાની મ્યુનિસિપાલિટીના એક સભાસદનું કામ ૨૦ વર્ષ સુધી કર્યું હતું, અને ત્યાં માથું ધૂણાવવાજ આ પુરૂષ જઈ બેસતો હશે એમ તો હોયજ નહિ. ક્રિસ્ટોદાસપાલ જ્યાં જાય ત્યાં પ્રજાહક ને પોતાની ફરજ કદી પણ ભૂલતો નહિ.

આવા *ગુણ જોઈ બંગાળાની ધારા બાંધનારી સભાના મેંબર દાખલ એની નીમણુક થઈ અને ત્યાં પણ દશ વર્ષ સુધી લાગલાગટ એણે પોતાની ફરજો બજાવી. છેવટે લાર્ડરિપન સાહેબે પોતાની ખાસ સર્વોપરી હિંદુસ્તાનને માટે ધારા બાંધનારી સભામાં એક મેંબર દાખલ કોઇને પોતા તરફથી બલામણ કરવાનું બંગાળાના જમીનદારોને કહ્યું ત્યારે તેમણે સર્વાનુમતે આ હિંદુ પેટ્રિયટના અધિપતિ ક્રિસ્ટોદાસપાલનેજ પસંદ કર્યો. ત્યાં જઈ પ્રજાહકની એ કેવી હિમાયત કરતો હતો તથા એના અભિપ્રાયને માટે સઘળા કેટલું માન ધરાવતા હતા, તેનો તાજો દાખલો ઇલ્બર્ટબિલની તકરારો વેળા જોઇએ તેવો મળ્યો હતો.

---

* સરકારે રાજી થઈ (હાલ કાંઈ સાધારણ થઈ પડેલો) રાવબહાદુરનો અને પછીથી સી. એસ. આઈ. નો ખિતાબ આપ્યો હતો, પણ આવા મહાપુરૂષના ચરિત્રમાં એ કાંઈ અમને વિશેષ બનાવ ન લાગ્યાથી "નોટ"માંજ તે સૂચવવો દુરસ્ત લાગેછે.

આ પ્રતાપી ભારતભૂષણ *પ્રજાહકનોજ હમેશાં હિમાયતી છતાં, તેની શૈલી એવી હતી કે તેથી રાજાને પ્રજા સઘળાં એની ઉપર ખૂશજ થતાં. પચીશ વર્ષના અધિપતિપણામાં એને સરકારના કામકાજની સામા ટીકા કરવાનો હજારો પ્રસંગ આની જવાજ જોઇએ, અને તે આવી ગયા, તોપણ તે કદી પણ સરકારને અપ્રિય થઈ પડ્યો નહોતો. આ ઉપરથી એમ ન સમજશો કે તેમાં રાખીને બોલનારો હશે. એ તો સદા સર્વદા પ્રજાપક્ષનો સ્પષ્ટવક્તાજ હિમાયતી હતો. પણ એ પ્રજાપક્ષ એચવામા અવિચારી, ઉન્મત્ત, કે ઉછાંછળો નહોતો. એ કેટલાક મ્હોટા દેશાભિમાની પુરૂષોની પેઠે ઇંગ્રેજ અને ઇંગ્રેજી રાજ્યને વખોડવુંજ એમાં કાંઇપણ દેશને લાભ નથી એ પાકુ સમજતો હતો.

એ જેવો દેશભક્ત તેવોજ રાજભક્ત હતો. એ એ ભક્તિ ખરા અંતઃકરણની હોવાથી એના સઘળા લખાણમાં સ્વાભાવિક રીતેજ તે દેખાઇ આવતી, અને તેથી સરકારી કામકાજની સામા પ્રસંગોપાત ગમે એવી એ કરડી અને તીખી ટીકાઓ કરતો, તોપણ સરકારને એમજ લાગતું કે એ રાજ્યના લાભને માટેજ નાલે છે. તેમજ એ વગરે પાયે વગર વિચારે કાંઇટીકા કરતો નહિ. એની તોલનશક્તિ બહુ સારી હતી, અને તેથી દરેક પ્રસગે અમુક કામ દેશને ખરેખરૂં લાભકારી છે કે નહિ તે બરાબર શોધી કાઢતો, અને એ પ્રમાણે વિચાર કર્યા પછીજ પોતાની કલમ છૂટથી ચલાવતો. આવુ લખાણ પ્રતિપક્ષીઓને પણ વિચારશીલ અને લક્ષ આપવા યોગ્ય લાગે એમાં કાંઈ આશ્ચર્ય નથી, અને તેમજ છેવટે થયું. ગંવરનર ને ગવરનર જનરલ પર્યંત સઘળા અમલદારો અમુક કાયદો કે કામ કરતી વેળા ક્રિસ્ટોદાસપાલનો એ બાબત શો વિચાર હશે તે જાણવાને આતુર રહેતા. હિંદુ પેટ્રિયટથીજ ઇંગ્રેજો દેશી વર્તમાનપત્રો વાચવા તર્ફ દોરાયા.

---

બંગાળામાં જે જમીનદારો અને ખેડુતો ઝગડો ચાલેછે તેમાં એ સદા જમીનદારોનોજ પક્ષ કરતો અને એનો પક્ષ જમીનદારોના લાભમાં બહુ જબરો થઈ પડ્યો હતો એ વાત ખરી, પણ તે ઉપરથીજ એ શ્રીમંતનો પક્ષ કરનાર હતો એમ કાંઈ કહી શકાય નહિ. એ આર્થિક વિષયમાં મોટા મોટા વિદ્વાનોના મત જૂદા જૂદા છે અને તેમ એને પણ જમીનદારનો પક્ષ વાજબી લાગ્યો હોય.

અને હાલ પણ એના જેવું ઈંગ્રેજીમાં કોઇપણ દેશી વર્તમાનપત્ર વંચાતું નહિ હશે.

આ પરાક્રમ કાંઈ નાનું સૂનું નથી. દેશીઓ તે રાજ્યપ્રકરણમાં વળી શું સમજે, શું લખી શકે, કે શો વિચાર બાંધી શકે, એમ જે વેળા ઈંગ્રેજો સમજતા હતા, તે વેળા તેને પોતાનું લખાણું વાંચતાજ નહિ પણ તે તર્ફ માન ધરાવતા કરવા, એ ક્રિસ્ટોદાસપાલના ખરા બણતરની અમે કૃતકૃત્યતા સમજીએ છઇએ, અને એથી દેશી વર્તમાનપત્રો સમગ્રને ઘણો ફાયદો થયોછે. દેશીઓ તર્ફથી આવા રસમય પણ શાણા લખાણની આજકાલ ઘણી જરૂર છે. વગર વિચારે બકબક કરવાથી દેશી છાપાનો ભારબોજ પડતો નથી અને એકવાર રાજદ્રોહીમાં ગણાઈ ગયા પછી તે ગમે એવું રાજ્યને લાભકારી લખાણ કરેછે તોપણ સરકાર તેને કાને ધરતીનથી. હાલની સ્થિતિમાં આપણને આ કેમ પરવડે? આપણે તો ઘણા ઘણા પ્રકારની ઘણી ઘણી દાદો સરકારની પાસે માગવાની છે અને તેથી તે સાંભળે એજ પહેલું મોટું પગથીયું હાલ આપણે ચડવાનું છે.

બેશક ક્રિસ્ટોદાસપાલના મરણથી તેની જગો ખાલીજ છે હાલ એવો પુરૂષ એકાએક બીજો નીકળે એમ સંભવતું નથી, અને તેથીજ ભરતખંડનો ખેદ આ પ્રસંગે ઘણો ઊંડો છે. બંગાળભૂમિને સ્ત્રીરૂપે કાળી ચાદર ઓઢી અફસોસમાં ગરક થએલી પારસી પંચે એક રસિક ચિત્રમાં આળેખીછે, પણ અમે તો કહીએ છીએ કે આ ક્રિસ્ટોદાસપાલના મરણથી આખી ભરતભૂમિ હાય મારી ઊંડી મૂર્છામાં પડી છે. હાલ હવે દેશીની દાદ સરકારનું ચિત્ત હરી તેના લક્ષમાં ઉતારે એવો સફળ લખક કોઈ નથી. પણ ઇશ્વરેચ્છા. ઇશ્વર દીનદયાળુ છે અને તે દુઃખમાંથી પણ સુખ નીપજાવી શકે છે. તેનોજ ભરતખંડે ભરોસો રાખવો જોઇએ.

ક્રિસ્ટોદાસપાળના અકાળ મૃત્યુથી (આ વેળા એની ઉમર માત્ર ૪૫ વર્ષનીજ હતી) હાલ જે દેશમાં એક ચર્ચા ઉઠી છે તેનું જો યથાસ્થિત નિરાકરણ થાય અને તે ઉપર દેશી વિદ્વાનો લક્ષ આપે, તો ખરે દુઃખમાંથી ઇશ્વરે સુખ નીપજાવ્યા જેવુંજ થાય એમ છે. હાલ ચર્ચા એ ઉભી થઇ છે કે દેશી વિદ્વાનો શા માટે વૃદ્ધાવસ્થાને પહોંચતા નથી. યુરોપમાં જોઇએ

છઇયે તો ગ્લાડસ્ટોન, બિસ્માર્ક, વિલિયમ વગેરે બુઢ્ઢાઓ હેંસી હેંસી વર્ષના થયા છતાં પણ રાજકાજનો ભાર ઉઠાવવામાં જેવાને તેવાજ જબરદસ્ત માલમ પડે છે તેઓ ચાળીશ ચાળીશ વર્ષ થયા મનની બજ્ઞ મહેનતમાં રાતદહાડો ગુંથાએલા છતાં હજી તેમની કામ કરવાની શક્તિ ઓછી થઈ નથી. પણ એથી ઉલટું આપણામાં તો જે વિદ્વાનો રાજકાજ કે દેશ સુધારાના માનસિક કામમાં રાતદહાડો મંડ્યા રહેછે તે થોડાજ વખતમાં ઘસાઈ જઈ ચાળીશ પચાસ વર્ષની ઉમરે તો ચાલતાજ થાયછે. છેલ્લા દશકામાં બંગાળા ખાતે આવા કેટલાક નામાંકિત પુરૂષોના મરણ નીપજવાથી સ્વાભાવિક રીતેજ ત્યાંના અને તેનું સાંભળી આ તરફના પણ સઘળા વર્તમાનપત્રો કાન ચોકીને પૂછવા લાગ્યા છેકે આમ થવાનું કારણ શું? એના જવાબમાં વિવિધ અભિપ્રાયો નીકળવા માંડ્યા છે, અને ભારે ચર્ચા ઉઠી રહી છે. કોઈ કહે છે કે આવા અકાળ મૃત્યુઓ નીપજવાનું કારણ વિદ્યાભ્યાસનો અપૂર્ણ શ્રમ, કોઈ કહેછે કે બાળલગ્નાદિ નઠારી રૂઢિઓ, કોઈ કહે છે કે કસરત અને પૌષ્ટિક ખોરાકની ખામી, કોઈ કહેછે કે સુધરેલા દર્શીને ક્ષણ પણ ન રૂચે એવો ઘરસંસાર અને નાતજાતના બંધન, અને કોઈ કહે છે કે તિવ્ર લાગણીવાળા પુરૂષોને તિરસ્કારમય પરતંત્રતામાં પોતાની જિંદગી ગુજારવી પડે છે એજ, આવા અકાળ મૃત્યુઓનું કારણ છે. આ બધામાં કાંઇક સત્ય બેશક રહેલું છે ખરૂં, પણ એમાંના ઘણાખરા કારણોનો ઘણા કાળથી દેશમાં ચાલ્યા આવેછે તેથી હાલ જે આ વિશેષ બનાવ જોવામાં આવેછે તેનું કાંઈ વિશેષ કારણ હોવું જોઇએ.

આ ચર્ચા બહુ મોટી છે અને તે વિષે અમે અત્રે વિસ્તારથી બોલવા ચાહતા નથી, પણ આશા રાખીએ છઇએ કે દેશાનુરાગી વિદ્વાનો આ મહા ઉપયોગી સાર્વજનિક વિષયનું યથાર્થતાથી તોલન કરી એ રોગને મૂળમાંથીજ ડામવાના કાંઈ ઉપાયો દર્શાવશે. હાલ તો આપણા દેશમાં થાયછે શું કે વિદ્યા, અનુભવ, અને વય એ ત્રણેથી બરાબર પરિપક્વ થઈ દેશ સેવા ખરેખરી બજાવી શકવાનો વખત આવેછે, તે વેળા તો આપણા વિદ્વાન ને ઉત્સાહી દેશજનોને શરીરના ઘસારાથી આ દુનિયા છોડીને ચાલ્યા જવાનો વખત આવી પહોંચેછે. ચાળીશ પચાશની ઉમર

ને યુરોપમાં મહાભારત ગંભીર કામો આરંભવાનોજ યોગ્ય સમય ગણાય છે તે આપણા દેશમાં આજકાલ મરવાનોજ સમય બહુધા થઈ પડ્યો છે !



# प्राचीन भारत वर्षनां काळ निर्णय यंत्रो.

લખનાર—શ્રી નારાયણ હેમચંદ્ર.

અમે પ્રાચીન ભારતવર્ષનાં શિલ્પ વિષય લખવામાં પ્રવૃત થયાછિયે. તેમાં કાળ જ્ઞાન-સાધન શિલ્પ અમારો પ્રથમ આલોચ્યનો વિષય છે. પૃથ્વિ સૂર્યને વેષ્ટિત કરીને રાત દિવસ ઉત્પન્ન કરે છે. દિવસના પછી રાત, રાતના પછી દીવસ એ પ્રમાણે પુનઃ પુન ફરીને આવે છે. તે લઇને પખવાડીયું માસ, વર્ષ. શો વર્ષ, યુગ વગેરેની કલ્પના કરી છે, એ સઘળો સ્થુલ કાળ છે. એવી રીતનો સૂક્ષ્મકાળ પણ આદિમ માનવની કલ્પનાનો વિષય થયો હતો તે સ્પષ્ટ સાબિત થાય છે. યામ, અર્દ્ધયામ, મુહૂર્ત, દંડ, દંડાર્દ્ધપલ, અનુપલ, વિપલ, ત્રુટિ વગેરે પ્રાચીન પ્રાચીન શબ્દો એની સાક્ષી છે.

દંડ, દંડાર્ધ વગેરે સૂક્ષ્મકાળ આજના કાલિક, અથવા પ્રાચીન કાલિક માણસોને પ્રયોજનીય છે. મનમાં લાવશો ના કે પ્રથમ કાળના માણસોને એટલા સૂક્ષ્મ કાલની જરૂરજ નહોતી. સૂક્ષ્મ કાલની જરૂરત હતી તેથી તેને જાણવાળા શબ્દ-રાશિ પેદા થયા. જ્યારે જોવામાં આવે છે કે પ્રાચીન કાલમાં પણ સૂક્ષ્મ સૂક્ષ્મ કાળના વ્યવહારની જરૂર હતી અને તેના બોધક શબ્દ હતા, ત્યારે જરૂર સ્વીકાર કરવું જોઇશે કે તે તે કાળ નિર્ણય કરવાનો કોઈ જાતનો ઉપાય હતો. વૈદિક કાલની યંત્રવિદ્યા પર્યા લોચના કર્યાથી તે તે સૂક્ષ્મ કાલ વ્યવહાર-સત્તાનો નિર્ણય થાય છે. એટલા માટે સૂક્ષ્મ કાળનો વ્યવહાર અને તેના નિર્ણયોપાય આપણા પૂર્વ પુરૂષોના જાણવામાં હતા.

શોધ કર્યાથી જાણવામાં આવે છે કે, અતિ પ્રાચીન કાળમાં સૂક્ષ્મ તથા ખંડ કાલો સ્વાભાવિક બનાવથી નિર્ણય કરતા. શબ્દોચ્ચારણ, શ્વાલ-પ્રશ્વાસ, મનુષ્ય-દેહનું રક્ત ફરવું, સૂર્યની છાયા, આંખની પલકો ઇત્યાદિ.

એવી રીતે પ્રત્યેક રાત્ર દિવસ નિયમિત નૈસર્ગિક પ્રક્રિયા આદર્શ કરીને બનાવની પ્રક્રિયાનો આવિર્ભાવ થયો છે. છાયા-યંત્ર (સનડાયલ) ધનુર્યંત્ર,

ચક્રયંત્ર, તોય યંત્ર (પાણીનું ઘડીઆલ તથા તામી ઘડી ) મયૂર, નર અને વાનરાકૃતિ યંત્ર વગેરે વિવિધ કાલજ્ઞાન-સાધન યંત્રનો આવિર્ભાવ થયો. છેલ્લે તેના પછી પારો અને જલ-ઘટિત ગરમી વરસાદાદિ પરિમાપક યંત્ર (થર્મોમેટર અને બ્યારો મેટર ) યંત્ર બન્યા એ સર્વ વિશ્વાસ્ય પ્રમાણ અને નિર્માણ-કૌશલ વગેરે હવે પછી બતાવવામાં આવશે. શબ્દોચ્ચારણ, શ્વાસ પ્રશ્વાસ, નાડીની ગતિ, નેત્રોન્મેષ વગેરે નિયમિત નૈસર્ગિક બનાવના જોવાથી કાળ નિર્ણય થતો હતો-અત્રે તેનું વર્ણન કરવામાં આવે છે.

શબ્દોચ્ચારણ—શબ્દોચ્ચારણ દ્વારા કેવી રીતે ખંડ કાળનો નિર્ણય થતો હતો તે દેખાડવામાં આવે છે.

કંઠથી વર્ણ ઉચ્ચારવામાં જે સ્વરની જરૂર જણાય છે તે સ્વરને વિભજન કરીને તેના દરએક સમ સૂક્ષ્માંશને માત્રા કહે છે; છંદ ગાથાના જેવા તેના એક, બે તથા તેનાથી વધારે એકઠા કરીને જે જે વિશેષ વિશેષ માત્રા ઉત્પન્ન થાય છે, તેના વિશેષ વિશેષ નામ -હ્રસ્વ, દીર્ઘ અને પ્લુત કહેવાય છે એ -હ્રસ્વ દીર્ઘ પ્લુત કાળ-ઘટિત નિયમથી ઉત્પન્ન થાય છે એ ઉચ્ચ, નીચ, વિભિન્ન સ્વરમાં આ બદ્ધ થવાથી ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત નામથી વપરાય છે. પ્રાચીન કાળના ત્રષિઓ જ્યારે વર્ણોચ્ચારણ સંબંધમાં એવા નિયમ બાંધ્યો, ત્યારે તેઓએ જોયું કે સમસ્ત દિવા રાત્રમાં ૨૧૬૦૦૦ એનાથી વધારે ગુરૂવર્ણ ઉચ્ચારિત થઈ શકતા નથી. એક ગુરૂ વર્ણમાં બે માત્રા રહે છે, તેથી સમસ્ત રાત્ર દિવસમાં ૪૩૨૦૦૦ માત્રાત્મક સૂક્ષ્મ ખંડ કાળ છે. ત્યાર પછી તેઓએ એ પણ અવધારિત કર્યું કે, એક રાત્ર દિવસનો ૪૩૨૦૦૦ અંશનો એક અંક એક માત્રા છે. જ્યારે એવું કાળ-જ્ઞાન અને એવી જાતના વર્ણોચ્ચાર નિર્ણિત થયા ત્યારેજ તેને ભાગ કરીને તદનુગત દંડ દંડાર્ધ વગેરે કાલ-નિર્ણાયક વર્ણોચ્ચારણની વિધિ બાંધી.

दश गुर्वक्ष रोचापः कालः प्राणः षडात्मकः ।
तैः पलं स्यात् ततः षष्ट्या दंड इत्याभिधीयते ॥

એનો અર્થ આ છે કે દશ ગુરૂ અક્ષર ઠીક ઉચ્ચારણ કરવામાં જે સમય લાગે છે તેનું નામ પ્રાણ છે. છ પ્રાણમાં ૧ પલ. તેના ૬૦ પલમાં ૧ દંડ અને એવા ૬૦ દંડમાં એક રાત દિવસ થાય છે.

એવી રીતે અતિ પ્રાચીન કાળના લોકો અક્ષર ઉચ્ચારણ કરીને દંડ, પલ, દંડાધ વગેરે સૂક્ષ્મ સૂક્ષ્મ અંડ કાલનો વ્યવહાર કરતાં હતા. જેનાથી અક્ષર ઠીક થાય અર્થાત સમ રાત્રિદિવાર એક રાત્ર દિવસનો ૨૧૬૦૦૦ ગુરુ વર્ણ તથા ૪૩૨૦૦૦ લઘુ વર્ણનો ઉચ્ચારણ સમાપ્ત થાય છે, એવી રીતની શિક્ષા અને અભ્યાસ કરતા હતા. શિક્ષા અને અભ્યાસના બલથી તેઓ અક્ષર ઉચ્ચારણ કરીને સહેલાઈથી સૂક્ષ્મ કાળોને જાણતા હતાં પૂર્વે એવી શ્રેણીના શિક્ષિત લોક બહુ હતા ત્યાર પછીના વખતમાં એ કાળ નિર્ણાત્મક વર્ણ-ઘટિત એક શ્લોક તૈયાર કર્યો હતો, તે અદ્યાપિ સુધી પ્રચારિત છે તેનું નામ "પલ ભણવાનો શ્લોક છે," જેમકે,—

माक्रान्ते पक्षस्यान्ते पर्य्या काशे देशे स्वाप्सीः ।

क्रान्तं वत्क्रम् पूर्णे चंद्रे मत्वा रात्रौ चेत् क्षुत्कामः

प्राटं प्राटं श्वेतत्तो राहुः क्रूरः प्रायात् ।

तस्माद्दान्ते हर्म्ये स्यान्ते ध्येये क्रान्ते कर्त्तव्या ॥

આ શ્લોક એક વારે ૬૦ ગુરુ અક્ષરથી રચેલો છે નિયમસર એક વેળા આ શ્લોકને વાંચ્યાથી એક પલ સમય થશે ઘણાકો કહી શકશે કે ઉપલો શ્લોક એકવાર વાંચ્યાથી જે એક પલ થશે અને ૬૦ વાર વાંચ્યાથી જે એક દંડ થશે એ ઠીક પણ થઈ શકશે નહિ. ત્યારે એ સ્થૂલ સમજણ પડે છે માત્ર અમે તેમાં ઉત્તર આપીએ છીએ કે નહિ—શુદ્ધ સ્થૂલ સમજાતું નથી એમાં સૂક્ષ્મ પણ સમજાય છે અરૂ, કારણ એના ઉચ્ચારણનો જેવો નિયમ જોવામાં આવે છે કે તેમાં કમ જ્યાદા થવાની સંભાવના નથી. ઇચ્છા કરીને જલદીથી અથવા ઇચ્છાથી વિલંબિત વંચાઈ શકાતું નથી, પાઠ માત્રનો નિયમ છે અદ્રુત, અવિલંબિત, અવિસ્પષ્ટ; અતિ વિસ્પષ્ટ અલ્પ પ્રાણ ઇત્યાદિ ઘણીક જાતના નિયમ હિંદુઓના વર્ણોચ્ચારણમાં અનુગત છે તે સઘળા નિયમની રક્ષા કરીને વાંચ્યાથી, વિશેષતઃ તેવી રીતના શિખેલા અને જાણનારા માણસો અતિ સાવધાનથી વાંચ્યાથી તેમાં કંઈ ફરક પડતો નથી અમે અશિક્ષિત છિયે તથાપિ અમે પરીક્ષા કરીને જોયું છે કે, ઘણુંખરૂ ઠીક થાય છે.

૨૪ મીનીટમાં ૧ દંડ અને ૨૮ સેકંડમાં એક પલ થાય છે. ઉપલો શ્લોક ૬૦ ગુરૂવર્ણુથી કરેલા શ્લોક બોલવાને ૧ પલ અથવા ૨૪ સેકંડ થાય છે અમોને અભ્યાસ નથી અને અમે વૈદિકોના પ્રમાણે વર્ણોચ્ચારણ વિષયથી શિખેલા નથી, તથાપિ અમે ઘડીઆળ લઇને પાઠ કરીને જોયું છે, એ શ્લોક આવૃત્તિ કરવામાં બે સેંકડનો વધારે તફાવત થયો નથી.

ભારતવર્ષ વાસી પુરાતન મનુષ્યો યંત્રાદિ શોધવાની પહેલા એવી રીતે વર્ણોચ્ચારણ દ્વારા સૂક્ષ્મકાળ નિર્ણય કરતા હતા. એમાં અસુવિધા ઘણું થતું. એક માણસ કામ કરતો તો બીજો માણસ ત્યાં હાજર થઇને અનન્ય મનથી વર્ણોચ્ચાર કરતો રહેતો હતો.

વર્ણોચ્ચાર દ્વારા કાલ-નિર્ણયની રીતિ લખવામાં આવી હવે શ્વાસ પ્રશ્વાસ, નેત્ર-નિમેષ અને નાડીની ગતિ અનુસાર જે કાલ નિર્ણય થતું હતુ તેનુ બ્યાન કરવામાં આવેછે.

નાસાયંત્રના બે છેદ હોયછે શ્વાસપતન એ બે છેદથી થાયછે ખરા, પરંતુ યુગપત્ બંને છિદ્રમાંથી સમાન રીતે શ્વાસ નિકળતો નથી. આદિમ માનવોએ જોયું કે જાગ્રત સ્વપ્ન, દિવસે, રાતે સર્વ વખતે અને સર્વ હાલતમા શ્વાસ નિકળેછે. માણસ જો શ્રમ કસરત વગેરે શ્વાસ-ક્રિયાના ઉત્તક કોઈ કામ ન કરવામા આવે, સ્થિર ભાવથી રહેવામાં આવે તો દરએક શ્વાસ નિકળવાનો વ્યવધાન કાળ સરખો રહેછે. અને એ પણ તેઓએ અનુભવ કરીને જોયું છે કે, એકવારે ઉભય નાસારંધ્રથી શ્વાસ નિકળે નહિ. એક બંધ રહે, અને એકમાથી શ્વાસ બાહર નિકળે તે પરિવર્તિત થાય, બીજુ ક્રિયાવાન્ થાયછે. એ બે સ્વાભાવિક બનાવથી તેઓ જુદા જુદા બે અસાધારણ ફળ આહરણ કર્યો હતો. સર્વ હાલતમા અને સર્વ કાળમા શ્વાસપતનની અવિચ્છિન્નતા એનાથી એક રીતનો કાળ નિર્ણય થાયછે, અને નાસારંધ્રના પરિવર્તન અનુસારે બીજી એક રીતનો કાળ નિર્ણય થાયછે. નાસારંધ્રના ફેરફારથી જે કાળ નિર્ણય થાયછે તે એક સ્થૂલ કાળ થાયછે. આ સ્થૂલ કાળ કેટલા કાળના સૂક્ષ્મતમ અંશની-સમષ્ટિ છે. જેમ કે દંડ અને મુહુર્તાદિ.

શ્વાસ-પતનનો દ્વાર પરિવર્તન—વિધાતાનું કેવુ અનિર્વચનીય વિધાન છે! એ દ્વાર પરિવર્તન પણ નિયમિત રૂપથી થાય છે, કદાચિત્ નિયમમાં

ભંગ થતો નથી. પૂરા કાળના લોકો તેની શોધ કરીને જોયું કે એક મુહૂર્ત અન્તરે શ્વાસ પતનનો દ્વાર પરિવર્તન થાયછે જે મુહૂર્તમાં નાસિકાનો જે રંધ્ર શ્વાસ ક્રિયા ચાલેછે તે મુહૂર્તમાં બીજો રંધ્ર વિશ્રામ કરેછે. પૂર્વે કાળના માનવીએ નિયમને અવલંબન કરીને મુહૂર્તાદિ કાળ નિર્ણય કરતા હતાં. રાત દિવસમાં ત્રિંશત્ મુહૂર્ત છે, એટલા માટે જે મુહૂર્તમાં જે નાકમાંથી શ્વાસ નિકળશે તે તેઓ દૃઢ સિદ્ધાન્તમાં આબદ્ધ રાખતા હતા. શ્વાસપતન, અને નાસિકા રંધ્રનો પરસ્પર જેવો સંબંધ છે તે તેઓને વિશેષ પરિચિતમાં હતો, જ્યારે ત્યારે તેઓ કહી શકતા હતા કે, એ અમૂક મુહૂર્ત છે.*

અવિચ્છેદમાં શ્વાસક્રિયા—આ સ્વતઃસિદ્ધ વ્યાપાર લઇને તેઓ પૂર્વાપેક્ષા સૂક્ષ્મ કાળનો અવધારણ કરતા હતા. જેમકે.—

"षष्टिश्वासैर्भवेत् प्राणमेःषट्प्राणा नाडिका मता ।
षष्टिनाड्या ह्यहोरात्र.। अेकविंशति साहस्रं षट् शताधिक मीश्वर"

જણાય છે કે કોઈ શોધક પુરૂષ ભ્રમણાદિ રહિત થઇને સ્વાભાવિક અવસ્થામાં રહીને શ્વાસ પ્રશ્વાસ ગણના કરી હતી. તેનાથી નિશ્ચય થાય છે કે એક રાત દિવસમાં ૨૧૬૦૦ શ્વાસ થાયછે. તેનાથી વધારે તથા કમ થતા નથી. તેથી એને બાગ કરીને દંડાદિમાં આણીને તત્તાવતનો વ્યવહાર કરતાં.

---

*"प्राणगतिःश्वासःसमुहूर्त्तान् परिवर्त्तते" આ મુહૂર્ત કેટલાક કાળનું નામ છે, તે આં જગાપર નિશ્ચિત રૂપથી જણાવી શકતા નથી. કારણ શાસ્ત્રકારોએ કદિ એક દંડને મુહૂર્ત કહેછે, વળી કોઈ વેળાએ બે દંડને પણ મુહૂર્ત કહેછે અને પરિક્ષા કરીને જોયું છે, શ્વાસ પથના પરિવર્તન થાય છે. અર, પરંતુ તે કેટલી વખત અંતરથી જોવામાં આવતું નથી. પરંતુ એક રંધ્ર જે એકવારે નિષ્ક્રિય થાય છે, એવો અનુભવ થતો નથી, તોપણ એક છિદ્રમાં જ્યારે શ્વાસ ક્રિયાનું આધિક્ય રહેછે, તે વેળાએ બીજો છેદ તત્ક્રિયાનું વિશેષ ન્યુનતા રહેછે અર વસ્તુતઃશાસ્ત્રકારોએ એ આધિક્ય અનુંસારે એક બદ્ધ રહેછે બીજો ક્રિયાવાન રહેછે એવું કહ્યું છે સંશય નથી.

પતન ઉત્પતન રૂપ પ્રાણ-ક્રિયા ૬૦ વાર થતા જેટલો વખત લાગે છે તે કાલ પ્રવાહનું નામ પ્રાણ કહેવાય છે. ૭ પ્રાણ-પરિમિત કાલમાં એક દંડ થાય છે. એના ૬૦ દંડમાં એક રાતદિવસ થાય છે.

આ નિયમ આયત્ત રહ્યાથી દંડાદિ વગેરે સૂક્ષ્મ કાલ અનાયાસથી જાણી શકે છે પરંતુ તેના મામલામાં ઘણાક વિઘ્ન છે શ્વાસ પ્રશ્વાસનો કદાચિત્ શીઘ્રતા કદાચિત્ વિલંબ જોવામાં આવે છે. ભ્રમણ, કસરત વગેરે પરિશ્રમ-કાલે શ્વાસની શીઘ્રતા પેદા થાયછે અને તેના સંધિસ્થળમાં વિલંબ પેદા થાય છે એ વાસ્તે જેઓ શ્વાસ પ્રશ્વાસના દ્વારાકાલ નિર્ણય કરે છે, તેઓના પક્ષે વિક્ષેપ વિયોગ ક્રિયા કરવી વર્જિત છે. વિક્ષેપ વિક્ષેપ દૈહિક અને માનસિક ક્રિયા વર્જિત થઇને તેઓ સ્વાભાવિક શ્વાસના ગતિ રક્ષાનો અભ્યાસ કરવો, એવી વિધિ છે. અભ્યાસથી મહિમા આશ્ચર્ય છે ! જેઓ ગુરની આગળ એવી કૌશલ શિક્ષા કરીને અભ્યાસ કરી છે, તેઓ જણાય છે કે પ્રાણગતિ દ્વારા કાલનિર્ણય કર્યાથી અધિક વ્યતિક્રમ થતી નથી.

પ્રાચીન કાળના કથિત સિદ્ધાંત અનુસારે અંગ્રેજી ૨૪ કલાકમાં જો ૨૧૬૦૦ વાર પ્રાણ ક્રિયા થાય છે, તો તેથી પ્રત્યેક કલાકમાં ૯૦૦ વાર થશે. એક ઘડી (૨॥) દંડમાં અંગ્રેજી એક કલાક થાય છે. તેથી એને ૨॥ ભાગ કરીને એક દંડમાં અને અંગ્રેજી ૨૪ મિનિટમાં સ્વાભાવિક શ્વાસ પ્રશ્વાસ ૩૬૦ વાર થાય છે તે કહેવુ જોઇએ. તેમા ૧૮૦ પતન અને ૧૮૦ વાર ઉત્પતન છે. ૩૬૦ એને ૨૪ ભાગ કરી લીધાથી અંગ્રેજી પ્રત્યેક મિનિટમાં, તનંદરોસ્ત અવસ્થાપન્ન માણસના શ્વાસોચ્છાથી ૧૫ વાર થાય છે. ૮ વાર પતન અને ૭ વાર ઉત્પતન છે. અથવા ૭ વાર પતન અને ૮ વાર ઉત્પતન થાય છે. અમે પરીક્ષા કરીને જોયુંછે કે, ઇચ્છા કર્યાથી પાઠકો પણ પરીક્ષા કરીને જોઈ શકશે કે, એક મિનિટમાં ઉક્ત સંખ્યાધિક શ્વાસોચ્છાસ અસાધ્ય થતો નથી. અમે પરીક્ષા કરીને જોયુંછે ૨-૩ અંકુરનો અતિરિક્ત ફરક પડતો નથી.

પ્રાચીન ભારતવર્ષીયોના એતદ્રૂપ અનુસંધાન હતો. તેઓના એતાદૃશ સિદ્દિત્સા હતો જાણીને તેઓ પરવર્તિ પુત્ર પૌત્રગણ સમધિક ઉન્નતિની પાયરી ઉપર ચડવાને સમર્થ થઈ હતી. કેટલીક રીતની પ્રાચીનકાલ નિર્ણ-

પની રીતિ વર્ણન કરવામાં આવી છે. તેના સિવાય બીજા બેચાર છે. જેવા કે-રક્તસંચલન તથા નાડીની ગતિ, નાક્ષત્રિક ઉદયાસ્ત ઈત્યાદિ સઘળા ઘણું કરીને એવી રીતના છે, તેથી તેનો વિસ્તાર કર્યો નહિ. હાલ મધ્યકાલમાં કાળ નિર્ણયની રીતિ જેમાં શિલ્પસંયોગ છે તેનું વર્ણન કરવામાં આવે છે.

૭૫૨ વર્ષની પહેલા બાબર તથા ભાસ્કરાચાર્યની લિપિ અને તેનાથી પણ બહુ પૂર્વેસે સૂર્ય સિદ્ધાંતની રચનાવળીને ઉપલક્ષ્ય કરીને અતિ પુરાતન કાળ નિર્ણાયક યંત્રોની વાત લખશું ખરા, પરંતુ તે સર્વ વિલુપ્ત ચિન્હ યંત્રાવળીનો આકાર પ્રકાર અને નિર્માણ-પરિપાટી યથાર્થ રૂપે કહેવું હાલ અસંભવ છે. તે સઘળા યંત્ર હાલ અનાવશ્યક છે તથાપિ અજાયબીને જો કોઇ બનાવવા ચાહતો તેઓને જૂદી મેહેનતની આવશ્યક થશે.

પુરાતન જ્યોતિર્ગ્રંથમાં લખ્યું છે, કાળ વિનિર્ણયને માટે પૂર્વે ત્રણ જાતના યંત્ર હતા. છાયા યંત્ર, ઘરી-યંત્ર અને સ્વયસ્વહ યંત્ર જેમકે—

"कालस्य दिन गताब्देः सूक्ष्म ज्ञान निमित्तं स्वयस्वह गोलाति रेकानि स्वयस्वह—यंत्राणि साधयेत गणकः शिल्पादि स्वकौशल्येन कारयेत ।" (रंगनाथ)

"छाया यंत्रैर नेकधा ।"

( सूर्यसिद्धान्त )

"वटार्ध स्तनाकारं यंत्रं घटी यंत्रम् "

(रंगनाथ).

એટલા માટે કાળનો સૂક્ષ્મ નિર્ણય કરવો પૂર્વ કાળના લોકોના અસાધ્ય નહોતો, એ જરૂર માનવું પડશે.

છાયા-યંત્ર—છાયા-યંત્ર ચાર પ્રકારના હતા.

શંકુ (૧)
યષ્ટિ (૨)
ધનુ (૩)
ચક્ર (૪)

યંત્ર યષ્ટિ નામનાં છાયા-યંત્રને હમણા યુરોપની ભાષામાં "સનડાઇલ" નામ ધારણ કર્યું છે. બીજા છાયા યંત્રની કરવાની રીત અને ગણિતાદિ વિચાર સિદ્ધાંત શિરોમણિ ગ્રંથમાં લખ્યો છે. ગુરૂપદેશ સિવાય તે ઉત્તમ પ્રકારે સમજાઈ શકાતો નથી. તેથી તે અંકિત કરીને પ્રકાશે કરવાની એચ્છાથી વિરત થયા છિએ. પરંતુ કાશીમાંના વેધાલય તથા માનમંદિરમાં એ સઘળા યંત્ર ભગ્નાવભુગ્ન અવસ્થામાં બિરાજી રહેલા છે, બુદ્ધિમાન મુસાફરોને તેનું થોડું આભાસ મળી શકશે.

સિદ્ધાંત શિરોમણિ ગ્રંથમા "શંકુ" નામના છાયા યંત્રના વિષય આવી રીતનું બ્યાન કર્યું છે.

समतलमस्तक परिधिः भ्रमसिद्धो दंतिदन्तजः शंकुः ।

तच्छायातः प्रोक्तं ज्ञानं दिग् देश कालानाम् ॥ "

"શંકુ" નામનું યંત્ર હાથી દાંતથી તૈયાર કરવામા આવે છે, અને તેનો શિરો ભાગ અને પેરાવે સરખો હોય છે એ યંત્રની દ્વારા દિશાનો નિર્ણય અને કાળનો નિર્ણય થાય છે.



## વાદે વરા ન કરવા વિષે.

ગરબી.

વીરાઓ, મમતે બળી નહિ મરશો—
વાર્યું નહિ કરશો તો હાર્યું એ કરશો વીરાઓ.—(ટેક.)
પેખી ચાલો નિજની પોચ વિચારી,
શીખામણ માની અમારી સારી,
તુરત સ્થિતિ સુધરશે તમારી—વીરાઓ. ૧
કરી વાદ કામ કશું નહિ કરવું,
ખાલી અભિમાન કેમા ન ધરવુ,
અક્કલ ના હોય તો કહ્યું અનુસરવુ—વીરાઓ. ૨
જગતના જનો તમને સહુ જાણે,

ભવનમાં ન પીરશી જશે કોઈ ભાણે,
કરો પગ લાંબા તો સોડ પ્રમાણે—વીરાઓ. ૩
કનક કેરૂં પાતળું પતરૂં જો હોયે,
ટીપી ટીપી લાંબું કરે જન કોયે;
તુટી જતાં આખર તે પત ખોએ—વીરાઓ. ૪
શકિતવાળા હોય સૂઝિ તેહ કરે,
ભલે બાથમાં આભલું તેહ ભરે;
આપણી તેથી હાંસિ થશેજ આખરે—વીરાઓ.
જોડે લાંબા નરેની કદી ટુંકો જાશે;
પુરે પુરો મનમાં પછી તે પસ્તાશે;
મરે નહિ તોય અંતે માંદો થાશે.—વીરાઓ. ૬
જોડા પ્હેરી કાંટામાં જન કોઈ ચાલે,
દેખી તેનો મૂરખ વાદ કદા લે;
કોનો વાંક કાંટા વાગી પછી શાલે—વીરાઓ. ૭
તારો પડ્યો કોઈ સમુદ્રની માંહી,
વાદે અણશીખાઉ જો પડે ન્હાઈ;
બુડે જાતે દોષ તે કોણનો ભાઈ—વીરાઓ. ૮
ખાવા પીવાને સરસલા અચીત,
ધીગાણા ન્હોતેરા તે ક્યાંની રીત;
ચાનક લાગે તોતો વિચારોને ચિત્ત—વીરાઓ. ૯
બકયું બકનારનાં મુખમાં રહેશે,
નહી ગણગારો તો દુખ નથિ લેશે;
લીધું લક્ષમાંતો જરૂર દુખ દેશે—વીરાઓ. ૧૦
બારિકમાં બારિક આ સમય હવે આવ્યો,
બચાવાય તેટલું દ્રવ્ય બચાવો;
નિકર થશે પાછળથીરે પસ્તાવો—વીરાઓ. ૧૧
એતેથી વિચાર કરી સદા ચાલો,
તજો તમે ઉપરનો બંધ ઠાલો;
હજુ રેહ્યું છે તે બુલાખી સંભાળો—વીરાઓ. ૧૨

—❦—

# પાઠ ન કરી લાવવા બાબત છોકરાને શિક્ષા થાય કે નહિ. ?

કેળવણી અને નિશાળોના વહીવટ ઉપર સદા દેખરેખ રાખવી અને તેમાં આવતી ખામીઓ ઉપર સમજથી ચર્ચા ચલાવવી એ એક સુધરેલા છાપાની અચૂક નિશાની છે. નિશાળોની સ્થિતિ ઉપર કોઈ પણ દેશનું ભવિષ્ય જેટલું આધાર રાખે છે તેટલું તે કોઈ પણ બીજી એક બાબત ઉપર આધાર રાખતું નથી. આ કારણથી ઈગ્લાંડના સઘળાં વર્તમાનપત્રો જેમ રાજ્ય પ્રકરણી બાબતોને વારંવાર ચર્ચે છે તેમજ નિશાળોની સ્થિતિ ઉપર પણ પોતાની કલમ જોશથી ચલાવે છે, અને એમ થવાથી દેશને બેહદ ફાયદો થાય છે. આપણા વર્તમાનપત્રો કે માસિકો પણ હજી આ વિષયનુ અગત્ય હજી બરાબર સમજતા થયા નથી. થોડા વખત ઉપર જ્યારે સરકારે એજ્યુકેશન કમિશન બેસાડી કેળવણી તથા નિશાળોના વહીવટ સંબંધી લોકોને બોલવાનો પ્રસંગ આપો આપ આપ્યો હતો, ત્યારે પણ ગૂજરાતી વર્તમાન પત્રોને ખાસ કાંઈ પોતાને કહેવાનું હોય એમ જણાયું નહોતું. તેમણે માત્ર ઈંગ્રેજી વર્તમાન પત્રોનોજ પ્રતિધ્વનિ કાંઈ ઉઠાવ્યો, અને થોડા વખતમાં પાછા ચૂપ થઈ ગયા. ટુંકામાં હજી ગૂજરાતી પ્રજા પોતાના છોકરાં શું અને કેમ ભણે છે તેની કાંઈ પરવાહ રાખતી નથી, અથવા તે બાબત કાંઈ સમજતી નથી, અગર જો તેમાંના કેટલાક માબાપ મૂંઢે ભણેલા હશે ખરાં.

આવી જ્યાં દેશની ખેદકારક સ્થિતિ છે ત્યાં કોઈ વર્તમાનપત્ર થોડું થોડું પણ કોઈ કોઈ વખતે નિશાળોની સ્થિતિ સંબંધી લખાણ ચલાવે, તો તેની નોંધ લેવી એ અમારી ખાસ ફરજ સમજીએ છીએ. બે ત્રણ વર્ષથીઅમે ખૂશીની સાથે જોતા આવીએ છીએ કે મુંબાઈનુ લોકમિત્ર આંતરે આંતરે આ વિષય ઉપર કાંઈક લક્ષ આપે છે, અને અગર જો અમે તેના અભિપ્રાય સાથે એક મતજયઈએ છઈએ એમ નથી, તો પણ એવા વિષય ચર્ચાવા એજ જનકેળવણીના લાભનુ અને આપણા દેશના ભાવી ઉદયનું મોટું ચિન્હ છ.

એ કારણથી મથાળાના વિષયને લગતો હેવાલ હાલ લોકમિત્રમાં ઇંગ્રેજી પત્રોને આધારે છપાયો છે તેને માટે અમે અહીંયા જગો કરીએ છઇએ, અને આશા છેકે એ વાંચી આપણા ઇંગ્રેજી ગૂજરાતી મેહેતાજીઓ ઘટતો બોધ લેશે.

ઇંગ્લાંડની જાહેર નિશાળોના સંબંધમાં ત્યાંના લોકો તથા વર્તમાનપત્રો તર્ફથી, કેટલીક વખત થયાં સખત બોલોમાં ફરીઆદ કરવામાં આવે છે. ફરીઆદ એવી મતલબની છે કે, છોકરાંઓ ઉપર અભ્યાસનો બોજો તેમની શક્તિ કરતાં વધારે નાખવામાં આવેછે; અને તે જોડે શીખવામાં પાછળ પડનારાં છોકરાંઓને નિશાળમાં ગોંધી રાખીને સખત સજા કરવામાં આવેછે. ઇંગ્લાંડમાં એ ફરીઆદ આજ કાલ સાધારણ થઈ પડી છે, અને તેમાં કેટલાકો તો બહુ ઉશ્કેરાઈ પણ ગયા છે. તેઓ એટલે સુધી માનેછે કે, અભ્યાસના ભારી બોજાથી; તથા સખત સજા અને તેના ડરથી, છોકરાંઓ પોતાની તનદુરસ્તી ખોઈ માંદાં પડેછે, અને તે માંનાં કેટલાંક તો મરણ પણ પામેછે. કેટલાક લોકમાં એ વિચાર એટલો તો મજબુત બેશી ગયોછે, કે મરણ પામેલાં બે ચાર છોકરાંઓનું મોત એજ રીતે આવેલું જણાવી તેમની લાશપર કારોનરની જ્યુરી વટીક તેઓએ ભરાવી હતી. એ શાળાઓનો કારોબાર શેહેરીઓની મંડળીની માર્ફતે ચાલેછે, અને તે કારોબારીઓ એ કીસમની ફર્યાદમાં શેરાહધાત બહુ થતી જણાવી, પોતાની કરેલી અભ્યાસની ગોઠવણનો તથા તે પ્રમાણે કામ બજાવનારા શિક્ષકોનો બચાય કરેછે. તેઓના મનમાં એવો વિચાર બેશી ગયોછે કે, ખાનગી નિશાળવાળાઓ જાહેર નિશાળોની હરીફાઈ કરવાને અર્થે એવી શેરાહધાત ભરેલી વાતો બહાર પાડેછે; અને તેથી ચાલુ ફરીઆદની ઝાઝી દરકાર કર્યા વિના તેઓ પોતાનું કામ ચલાવ્યા જાયછે. પણ આખરે તેઓ ફતેહમંદ ઉતરનાર નથી, એમ અમને લાગેછે. ઇંગ્લાંડની જાહેરશાળાઓના અભ્યાસનાં ધોરણો તપાશીને અને તે જોડે દરેક ધોરણ શીખનારની તેમાં અગત્ય કરીને નીચલા ધોરણો શીખનારાં છોકરાંઓની ઉમરને ધ્યાનમાં લઇને, કોઇપણ અનુભવી પુરૂષ કહી શકશે કે, કુમળી વયનાં બાળકો ઉપર ખરેખર ત્યાં સખતાઈ ગૂજરવી જોઇએ, અને

તે વિષે ઉઠેલી ફરીયાદ ખરી હોની જોઇયે ધોરણોની ગોઠવણ પ્રમાણે અભ્યાસનો જથો એટલો મોટો થઈ પડયો છે કે, વર્ગની અંદર માત્ર છોકરાઓનો પાઠ લેવાનોજ વખત શિક્ષકને મળેછે, અને તે પાઠ શીખવાનુ કામ છોકરાઓને પોતાને ઘેરજ કરવુ પડેછે. એમ બને એ કેળવણી આપવાના નિયમથીજ ઉનટું છે. છોકરાઓ જો નવી નવી બાબતો પોતાના ઘરમાજ શીખી શકતા હોય, તો પછી તેમને નિશાળમા મોકલવાની જરૂર રહે નહિ. પણ આપણે જાણીએ છીએ કે, તે તદ્દન અસંભવિત છે. છોકરાઓ પાસે એ રીતે કામ લેતા તેઓને ઘરમા મોડી રાત સુધી અભ્યાસ કરવો પડેછે, અને તેમ કરવાનુ સઘળાજ છોકરાઓથી બની શકતુ નથી. જેમને ઘરમા કોઇપણ શીખવનારની મદદ મળી શકે, તથા જેઓની તનદુરસ્તી અને શરીરનો બાંધો મજબુત હોય અને તેમની સારી સ્થિતિને લીધે દીવાબત્તિની તથા બેસવા ઉઠવાની જગાની સગવડ હોય, તેમનાથીજ તે બની શકેછે. એ ત્રણેમાની એક પણ જોગવાઇની ખામીવાળા છોકરાથી તેમ બનતુ નથી, અને તેવાઓની સંખ્યા અનબત્ત બહુ મોટી નીકળશે તેવા છોકરાઓને, અધુરા પાઠના વાસ્તે ઇંગ્લાડની જાહેરશાળાઓમા નિશાળ છૂટયા પછી ગોંધી રાખીને પાઠ કરાવવાની તથા ફટકા મારવાની સજા કરવામા આવેછે. એ સઘળું ખોટુ, તથા કુમળા છોકરાઓપર સખતાઈ ગુજારનારૂ છે, અને તેની સામેની ફરીઆદ વાજબી તથા ઘટતી છે ઉપર જણાવેની સજાથી વધારે કંટાળીને કેટલાક માબાપોએ કાયદાની માર્ફત તેના અટકાવ કરાવવાનો વિચાર કર્યો હતો, અને તમા તેઓ ફતેહમંદ ઉતર્યા છે નિશાળમા ગોંધી રાખીને સજા કરેના એક છોકરાના માબાપે અદાલતમા ફરિઆદ કરવાથી ન્યાયાધીશે એવી સજાને કાયદાથી ઉનટી ગણીછે, તે વિષે આમા જણાની ગયા છઇએ, કોર્ટના આવા મત પછી ઇંગ્લાડની જાહેરશાળાઓમા એવી સજા વગર હરકતે કરી શકાવાની નથી અને તેના કારોબારીઓને તેની બંધી કર્યા વિના હવે ચાલનાર નથી એ પરિણામથી કેટલાકોને ખુશી થવાનુ કારણ મળશે, પણ અમે તેમ થતા નથી એમા સારાને બદલે નરસા પરિણામની વકી વધારે રહેછે. છોકરાઓને એક જાતની વાક કરવાની હાલતમા

કાયમ રાખીને તે વાંકની સજા કહાડી નાખવી, એ તે છોકરાઓને બગાડી નાખી તેમના તથા તેમની નિશાળના હકમાં નુકશાન કરવા બરાબર છે. છોકરાઓને જે જાતની સજામાંથી મોકળા કરવા હોય, તે સજાને લાયકનો વાંક કરવાને તેમનાથી બની નહિ શકે એમ કરવું એ સર્વેથી સરસ અને તદન બંધબેસતો ઉપાય છે. તેથી ઈંગ્લાંડની જાહેરશાળાઓનાં અભ્યાસનાં ધોરણોને જેમના તેમ રહેવા દઈ, તે પ્રમાણેનો અભ્યાસ કરી નહિ શકનારાં છોકરાઓને સજામાંથી મોકળાં કરવાથી તેઓમાં બેદરકારી પેદા થઈ તેઓ થોડો પણ પાઠ ઘેર-કરશે નહિ, અને તેથી તેમને તથા તેમની શાળાઓને એક વધારે ગેરફાયદો થશે. તારે ઘટતી રીતે જે થવું જોઇયે તે એકે અભ્યાસના ધોરણોને હલકાં કરી નાખવાં અને જે શીખવાનું હોય તે છોકરાંના વર્ગમાંજ શીખવવાને વધારે બની આવે, અને છોકરાઓને ઘરમાં બેશીને શીખવાનું જેમ બને તેમ બહુ થોડુંજ રહે એવું કરવું જોઇએ.

આ સઘળી સૂચના ઈંગ્લાંડની જાહેર શાળાઓ કરતાં અહીંઆંની જાહેર તેમજ ખાનગી નિશાળોને માટે અમો વધારે કરીએ છીએ. અહીંઆંની હાલત પણ એજ પ્રમાણેની બલકે એથી પણ નરસી છે. અહીંઆં પણ અભ્યાસનાં ધોરણો બહુ ખામી ભરેલાં છે. તે ખામી મુખ્ય કરી એ છે કે, છોકરાઓની ઊમરના તથા શાળામાં શીખવવાના વખતના પ્રમાણમાં અભ્યાસનો જથો બહુ મોટો છે. તે પ્રમાણે દરરોજનો પાઠ અહીંઆં પણ વર્ગમાં માત્ર તપાસવાનેજ બની આવે છે, અને તે શીખવાનું સઘળું કામ છોકરાઓને પોતાને ઘેરજ કરવું પડે છે, તથા સવારે પાછા બામદાદમાં ઉઠીને કામે લાગવાની જરૂર રહે છે. તેમ કરતાં, અને નિશાળનો વખત સાથે લેતાં, બાપડાં છોકરાઓને સવારના પાંચ કે છ વાગ્યાથી રાતના નવથી દશ વાગ્યા સુધી શીખવતા કામમાં રોકાઈ રહેવું, અને ખડે બરડે બેશી રહેવું પડે છે. કુમળી વયનાં છોકરાંઓ ઉપર એ બોજો કાંઈ જેવો તેવો સમજવો નહિ જોઇએ. એથી તેમના મનની શક્તિઓ મંદ થઈ જાય, એમાં કાંઈ શક નથી. અલબત સઘળાંજ છોકરાં એટલો વખત રોકાઈ રહેતાં નથી, પણ જેઓ તેમ કરતાં નથી, તેમનો દરરોજનો અભ્યાસ પૂરો થતો નથી, અને વર્ગમાં ચડતે નબરે તેમનાથી રહી શકાતું નથી. મુંબાઇના

જાહેર તથા ખાનગી શાળાઓની એ ખામી પણ હવે ઉતાવળે સુધારવાની અગત્ય છે. ઈંગ્લાંડની માફક અહીંઆં પણ કોઈવાર સખ્ત ઉપાયો લેવાય એ બનવા, જોગ છે, અને ત્યાં સુધી ખોટી રહેવામાં કાંઈ પણ ડહાપણ નથી. એકના દાખલા ઉપરથી બીજાએ ધડો લઈને પોતાની કસુરને દુર કરવી એ સરસ રસ્તો છે. અને તે પ્રમાણે વરતવાની મજબુત ભલામણ મુંબાઇની સરકારી તથા ખાનગી શાળાઓના કારોબારીઓને અમો કરીએ છીએ.

લોકમિત્ર.



## સરકારી જાહેર ખબરો.

### ગવર્નમેંટ સેંટ્રલ બુક ડીપો મુંબઈ.

### નવા નિયમો.

બુક ડીપો કોડના ખંડ ૧ લા ની કલમ ૧૩ તથા ખંડ ૪થા ની કલમ ૪ અને ખંડ ૫ મો પુરો એ-રદ કરીને તેને બદલે નીચે લખેલા નિયમો ઠરાવ્યા છે. તે તા. ૧ લી આગષ્ટ સને ૧૮૮૮ થી અમલમા આવશે. અને ડીપો કોડની સુધારેલી નવી આવૃત્તિ છપાવતી વખતે તેમાં દાખલ કરવામાં આવશે. એ નિયમો કેળવણી ખાતાના અમલદારો, સરકારી કામદારો, તથા બીજા લોકો, અને વેપારીઓ વગેરે સઘળા ડીપોના ઘરાકોને એક સરખા લાગુ પાડવામાં આવશે.

### જથાબંધ—ખરીદ વકરો.

૧. જથાબંધ ખરીદી એટલે પચાસ (૨૫) રૂપીઆ કે તે કરતાં વધારે કિમતની ચોપડીઓ એકી વખતે વેચાતી લેવી અગર તે વિષે માગણી કરવી.

ટીપ—સુરત તથા પુના એ બેઉ જીલ્લામાંની સર્વ બ્રાંચ બુક ડીપો બંધ કરી છે. માટે બીજો હુકમ થતા સુધી તે જીલ્લામાંના નિશાળોના માસ્તરોને વાસ્તે જથાબંધ ખરીદી એટલે દશ (૧૦) રૂપીઆ અથવા તે કરતા વધારે રૂપીઆની કિમતની ચોપડીઓ એકી વખતે વેચાતી લેવી અગર મંગાવવી.

૨. મુંબઇની ગવર્નમેંટ સેંટ્રલ બુક ડીપોએ છપાવીને પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો તથા નકશાની જથાબંદ ખરીદીપર પ્રસિદ્ધ કરેલી કિમતમાંથી સૈંકડે ૨૦ ટકા લેખે વટાવ આપવામાં આવશે. રૂપીઆના અપૂર્ણાંકપર વટાવ આપવામાં આવશે નહીં.

૩. જે પુસ્તકો તથા નકશા ગવર્નમેંટ સેંટ્રલ બુક ડીપોએ છપાવીને પ્રસિદ્ધ કર્યા ન હોય અથવા જેના વેચાણનો ભાવ મૂળ કિમત કરતાં ઘટાડેલો હશે એવાં પુસ્તકો તથા નકશાનું જથાબંધ વેચાણ કરવું અથવા તે ઉપર વટાવ આપવો અગર ન આપવો એ બાબત ક્યુરેટરના અખત્યારમાં છે.

૪. ક્યુરેટરના છાપેલાં કેટલોગમાં જે પુસ્તકો—"સરકારે છપાવીને પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો" અગર "કમિશનપર વેચવાને રાખેલાં (બીજાઓનાં) પુસ્તકો" એ મથાળા હેઠળ હશે, તે ઉપર વટાવ મળવાનો નથી.

૫. મોકલેલા માલ વિષે માર્ગમાંના નુકશાનનું કિંવા ખરાબીનું જોખમ અને સર્વ પ્રકારનો ખર્ચ ખરીદદારને શિર છે. ટપાલમાં મોકલેલી બીંડડીમાં એક રૂપીઆ કરતાં વધારે કિમતનો માલ હશે તો તે ટપાલમાં ગેરવલે પડેથી તે સંબંધે તકરાર ઉઠે નહી માટે તે અવશ્ય રેજીસ્ટર કરાવવામાં આવશે. રેલવેમાં જવાની બીંડડીમાંનો માલ, જો ખરીદદારની તેવી સુચના હશે તો તેનો વીમો ઉતરાવીને રવાના કરવામાં આવશે.

૬. જથાબંધ ખરીદી કરવી તે મુંબઇની સેંટ્રલ બુક ડીપોમાંથીજ કરવી જોઇએ. જથાબંધ (સામટું) વેચાણ કરવાને સર્વ પ્રકારની બ્રાંચ બુક ડીપોને મના છે.

૭. જ્યારે ચાલુ ખાતુ રાખ્યું નહોય ત્યારે એવો નિયમ સમજવો કે માંગણીપત્ર સાથે પૈસા મોકલ્યા નહીં હશે તો તેપર ધ્યાન આપવામાં આવશે નહી.

ટીપ—ઉધાર ખાતાવાળાને ડીપો કોડમાંની કલમ ૪ શિવાયનો ખંડ ૪ થાનો સર્વ ભાગ લાગુ છે.

૮. જથાબંધ ખરીદીપર આ નવા નિયમોમાં જે વટાવ મળશે એમ જણાવ્યું છે તે મળવો એવી ઇચ્છા હશે તો અગાઉ રોકડા પૈસા

મોકલ્યા શિવાય તે મળવાનો નથી એવો નિયમ સમજીને, પૈસા અગાઉ મોકલવા અગર આપના જોઇએ.

૯. જથાબંધ ખરીદીના નિયમો પ્રમાણે ચોપડીઓ મોકલવાની માંગણી સાથે મોકલવાના પૈસા-મંગાવેલી ચોપડીઓની કિમત, બારદાનખર્ચ, ટપાલ હાંસીલ અને ચોપડીઓના કિમત રૂ૧) કરતાં વધારે હોય તો રજીષ્ટર કરાવવા માટે પડવાની ફી અથવા રેલવે નુર વગેરે સર્વ બાબ પુરા પડે એટલા હોના જોઇએ.

૧૦. માંગણી પ્રમાણે માલ રવાના કરતી વખતે, મોકલેલા પૈસામાંથી કંઈ બાકી રહેશે તો તે જરૂર માલધણીને ખર્ચે પાછા મોકલવામાં આવશે.

૧૧. પૈસા મોકલવાના તે મુદતની હુંડીઓ, તરતની હુંડીઓ કિંવા મુંબાઈ ઈલાકામાં ચાલતી નહોય એવી નોટ એવે પ્રકારે મોકલશે તો તે મોકલનારને ખર્ચે વટાવવામાં આવશે.

૧૨. મોકલવાના પૈસાને બદલે ટપાલના ટીકીટો શિવાય બીજા પ્રકારની ટીકીટો મોકલશે તો તે લેવામાં આવશે નહી. ટપાલની ટીકીટો મોકલે તો તે દર રૂપીએ એક આના પ્રમાણે વટાવ સુધાં મોકલવી જોઇએ. નહીતો મોકલેલી રકમમાંથી દર રૂપીએ એક આના પ્રમાણે બાદ કરીને બાકીની રકમ આવી એમ માનવામા આવશે.

૧૩. બારદાન બંદોબસ્ત સામાન્ય વહીવટ પ્રમાણે કરવામાં આવશે. એટલે (૧) વરસાદના દહાડા શિવાય બીજા કોરા દિવસોમાં રેલવેમાં અગર પોસ્ટમાં રવાના કરવાની બીંડડીપર જાડા કાગળનું આચ્છાદન (લપેટો). વરસાદના દહાડામાં મીણકપડનું આચ્છાદન. (૨) રેલવેમાં જવાની મોટી બીંડડીઓને સર્વે રૂતુમાં દેવદારી પેટીઓ તથા તે ઉપર ડામર સહિત કંતાન. (કોઈ અગાઉ સૂચના કરશે તો ઉપર જણાવેલા ડામર સહિત કંતાનને બદલે પેટીઓને અંદરથી ચીનાઈ પતરાં જડાવવામાં આવશે.) (૩) નકશાને ચોમાસામાં અવશ્ય ચીનાઈ પતરાના ડબા કે ભૂંગળાં.

૧૪. એકવાર વેચેલું પુસ્તક વિશેષ કારણ શિવાય પાછું લેવામાં આવશે નહી.

૧૫. મુંબઇની ખાનગી દુકાનોમાંથી અથવા હિંદુસ્થાનમાંના કોઈ પણ ઠેકાણેથી પુસ્તકો મંગાવીને મોકલવા, એવું કોઈનું લખાણ આવશે તો તે પ્રમાણે મંગાવીને મોકલવામાં આવશે પરંતુ તેપર સેંકડે પાંચ ટકા લેખે ડીપોનું કમિશન લેવામાં આવશે.

૧૬. માલ કદી "વેલ્યુ પેએબલ પાર્સલ પોષ્ટ" થી મોકલવામાં આવશે નહીં.

કે. એમ. ચ્યાટફીલ્ડ.
ડીરેક્ટર આફ પબ્લીક ઈન્સ્ટ્રકશન.

---

## जाहेर खबर.

### રાજકોટ ટ્રેનિંગ કાલેજની પ્રવેશક પરીક્ષા.

સઘળી ગુજરાતી નિશાળના મહેતાજીઓને ખબર આપવામાં આવે છે કે રાજકોટ ટ્રેનિંગ કોલેજની પ્રવેશક પરીક્ષા તા. ૬ઠી માહે અક્ટોબર સને ૧૮૮૪ ને સોમવારને રોજ રાજકોટ ટ્રેનિંગ કોલેજના મકાનમાં સવારના દશ વાગે શરૂ થશે. આ પરીક્ષા છઠ્ઠા ધોરણમાં લેવાશે. માટે તમારે ત્યાંના આસિસ્ટંટો, મોનીટરો તથા વિદ્યાર્થીઓએ પરીક્ષા આપવાને લાયક હોય ને કાલેજમાં દાખલ થવાની મરજી હોય તે સર્વેને ખબર આપશો.

૨. સને ૧૮૮૦ ના સપ્ટેંબર માસના શાળાપત્રની અંદર નમુનો છપાયો છે તે મુજબ મહેતાજીએ સર્ટિફીકેટ આપવાં. અને તેમાં ઉમેદવારને ૧૭ વર્ષ પૂરાં થઈ ગયાં છે, શરીરની ખોડખાંપણ નથી, અને ચાલ ચલગત સારી છે એ બાબત ખસુસ લખવી. કેમકે તે વિના કોઈ ઉમેદ-વારને પરીક્ષામાં દાખલ કરવામાં આવતો નથી.

૩. જે ઉમેદવારે પરીક્ષાની પહેલાં પાછલા બાર માસમાં એક કરતાં વધારે મહેતાજી પાસે અભ્યાસ કર્યો હોય, તેણે તે સર્વેનાં સર્ટિફીકેટ લાવવાં, અને ચાલચલગતની બાબતમાં તો પરીક્ષાની પહેલાં એક મહિના અગાઉનું સર્ટિફીકેટ ખાત્રી લાયક ગણાશે.

૪. પરીક્ષા થઈ રહ્યાબાદ શરીર સંબંધી તપાસને માટે મે. ડાક્ટર સાહેબ પાસે મોકલવામાં આવશે. તેથી ઉમેદવારને કાંઈક વધારે વખત રોકાવું પડશે તેના ગોઠવણ કરીને તેઓએ ઘેરથી આવવું. તા. ૨-૯-૮૪

(ઇંગ્રેજીસહી). નવલરામ લક્ષ્મિરામ.
પ્રિન્સિપાલ. ટ્રે. કોલેજ. રાજકોટ.

## અમદાવાદ ટ્રેનિંગ કૉલેજની પ્રવેશક પરીક્ષા.

જા. નં. ૨૬૬૪

આ ચાલુ વર્ષની અમદાવાદ ટ્રેનિંગ કૉલેજની પ્રવેશક પરીક્ષા ૧૦ મી નવેંબર ૧૮૮૪ ને તથા પછીના દિવસે આ સ્થળે પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજમાં થશે.

૨. ઉમેદવારોની ઉમર ૧૭ વર્ષની પૂરી થએલી પબ્લિક સર્વિસ સેકંડ ક્લાસનું સર્ટિફીકેટ, અને શરીર ખોડ ખાંપણથી દૂર હોવું જોઇએ.

૩. વર્નાક્યુલર ધોરણ ૬ઠા પ્રમાણે પરીક્ષા લેવામાં આવશે. ઉચામાં ઉંચા દોકડા મેળવશે તેને સ્કાલરશિપ મળશે. જે પાસ થશે પણ સ્કાલરશિપ મેળવી નહિ શકે, તે માફીમાં દાખલ કરી શકાશે.

૪. ઇન્સ્પેક્ટર સાહેબ સ્કાલરશિપ લેનારને પસંદ કરશે, અને તેની સંખ્યા પોતાની મર્જી પ્રમાણે રાખશે. માફી સ્કાલરોની સંખ્યા પણ મર્જી મુજબ રાખવામાં આવશે.

૫. એ કૉલેજના ઉર્દુ ક્લાસમાં દાખલ થનારા ઉમેદવારની પણ પરીક્ષા એજ તારીખે ઉર્દુ ધોરણ પ્રમાણે લેવાશે.

અમદાવાદ } (ઇંગ્રેજીસહી). ગોપાળજી સુરભાઇ દેશાઇ.
૨૭ મી આગષ્ટ સને ૧૮૮૪ } આ. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર. ઉ. પ્રા.

**ગુજરાતના કાચા કુવા ઉપરનો કર લેવાતો બંધ કરવામાં આવ્યો**—ઉત્તર વિભાગના કમીશનરના સરકાર જોગના એક કાગળના જવાબમાં એવો સરકારી ઠરાવ બાહાર પાડ્યો છે કે કમીશનરે આ બાબત સરકારના કાનપર લાવવામા ઠીક કીધું છે અને નામદાર ગવર્નરની કાઉંસીલ, ગુજરાતના સઘળા કાચા કુવાઓ ઉપર કોશભાવ લેવામાં આવેછે તે કાહાડી નાખવાની કમીશનરને સત્તા આપેછે.

**પુનામાં ઉંચા દરજ્જાની સ્ત્રી કેળવણી**—પુનામાં ઉંચા દરજ્જાની સ્ત્રી કેળવણીને માટે એક હાઇસ્કૂલ સ્થાપવાનો વિચાર કરવા માટે પુનામાં એક મોહોટી જાહેરસભા ભરાઈ હતી, જેમાં ઘણા યૂરોપીઅન તથા દેશી ગ્રહસ્થો અને બાનુઓ હાજર હતા.



# જાહેરખબર.

**સોંઘું ભાડુ ને "સુબોધ પ્રકાશ"ની જાત્રા.**

વાંચવા લાયક "સુબોધ પ્રકાશ" ની દરમાસે ૧૮૦૦ પ્રતો ખપે છે. વર્ષ ફક્ત પાંચઆના+પોસ્ટેજ ત્રણ આના. દસ નકલ રાખનારને પોસ્ટેજ માફ. પોસ્ટેજ મળવાથી નમુનાની એક પ્રત બક્ષિસ. ઠેકાણું—પુરશોતમ કાહાનજી ગાંધી, લીંબડી.

**કીમત આરધો અરધ ઓછી કરવામાં આવી છે.**

નવા ફોજદારી કામ ચલાવવાની રીતી બા. ના સને ૧૮૮૨ ના આકટ ૧૦ મા ઉપર હાઇકોરટના લગભગ ૧૨૦૦ ફેસલા સરક્યુલર વગેરે સાથેનું પુસ્તક અમે બાહાર પાડ્યું છે. પેનલકોડ ઉપર પણ ૭૦૦ ફેસલા સરક્યુલર વગેરેનું પુસ્તક અમે બાહાર પાડ્યું છે કાયદાનું જ્ઞાન મેળવનારને તે બહુ ઉપીયોગી છે એવું વર્તમાનપત્રોનું મત છે, હીસાબ બંધ કરવા માટે તેની થોડી નકલો છે તે છેક અરધી કીમતે વેચી નાખવાની છે માટે જોઇએ તેણે આ નોટીસ છપાઈ પોહોચે ત્યાંથી ૧૫ દીવસમાં મનીઓરડરથી નાણાં મોકલી મંગાવી લેવા તેની કીમતની વીગત નીચે પ્રમાણે.

| | અસલ કીમત. | હાલની કીમત. |
|---|---|---|
| ફોજદારી કામ ચલાવવાની રીતીના | ૩૯-૮-૦ | ૩૩-૦-૦ |
| પેનલકોડના | ૩૩-૦-૦ | ૩૧-૮-૦ |

કાંઇ પણ ટપાલખર્ચ લેવામાં આવશે નહી.

ત્રીકમરાય ઉદેશંકર.

ડે. ન્યાયાધીસ, વળા, કાઠીઆવાડ.

## જાહેરખબર.

મોજે વીસલપુર તાલુકે સાણંદની સરકારી ગુજરાતી નિશાળમાં કેળવણીની સ્થિતિ સારી છતાં કેટલાક ગયા એક બે વરસમાં પાંચમા ધોરણમાં પાસ થએલા વિદ્યાર્થિઓ વિદ્યાનો સ્વાદ ચાખ્યા વગર ઘેર રખડે છે. તેઓને ઉત્તેજન આપવા સારુ હું આ નીચે સહી કરનાર ખબર આપુંછું કે જે વિદ્યાર્થી મેહેરબાન ડીપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબની આવતી એટલે સને ૧૮૮૫ની સાલની વાર્ષિક પરિક્ષામાં સારા માર્ક મેળવી પેહેલે નંબરે પાસ થશે તેને નર્મગદ્ય અથવા રૂ૨ા રોકડા બક્ષિસ આપવામાં આવશે. તા. ૫ મી આગષ્ટ સને ૧૮૮૪

સહી. સા. મગનલાલ લક્ષ્મીચંદ.




પુસ્તક ૨૩ મું. અક્ટોબર. સન ૧૮૮૪. અંક ૧૦ મો.

## ઈંગ્રેજલોકનો સંક્ષિપ્ત ઇતિહાસ.

### પ્રકરણ ૧૮ મું બીજો ચાર્લ્સ. ઈ. સ. ૧૬૬૦થી ૧૬૮૫ સુધી.

પુનઃસ્થાપના, એ નામથી ચાર્લ્સનું ઈંગ્લાંડની ગાદીએ આવવું ઈતિહાસમાં ઓળખાય છે. હાલ રાજ્યનીજ નહિ પણ આખા દેશની પુનઃ સ્થાપના કરવા જેવું હતું, પણ તે કામ પેલી કામ ચલાઉ પાર્લામેંટે, બધું જોતાં, ગંભીરાઈ અને ડહાપણથી કર્યું.

પહેલું કામ તો પાર્લામેંટને કરવાનું એ હતું કે સામાન્ય માફીમાંથી કોને કોને બાદ કરવા જોઈએ તે મુકરર કરવું. રાજાએ આવ્યા પછી તુર્ત એક જાહેરનામું કર્યું હતું, તેમાં અગર જો તે વસ્તુતઃ કબુલ થયો હતો કે માજી રાજાને દેહાંત દંડ ઠેરવનારા ન્યાયાધીશોમાંથી જે શરણ થશે તેની ઉપર રેહેમ કરવામાં આવશે, તોપણ એ પાછળથી વૈરભાવને આધીન થઈ જે જે માણસો એ કામમાં કાંઈ પણ સામિલ હતા તે બધાનાજ પ્રાણ લેવડાવવા આતુર થઇ રહ્યો. રાજાજ નહિ પણ આખો રાજપક્ષ (જેની સંખ્યા હાલ પાણીના પૂરની પેઠેજ વધી જતી હતી) તે જુસ્સાથી વેર વેર પોકારવા મંડ્યો. પાર્લામેંટે નાચારીથી છેવટે માજી રાજાના ૨૯ ન્યાયાધીશો અને બીજા પણ કેટલાએકની ઉપર કામ ચલાવવાની રજા આપી, અને તેમાંના દશ તો લાગતાજ ગુનેહગાર ઠરી ગર્દન મારયા ગયા.

જાગીરોની પુનઃસ્થાપના કરવી એ એથીપણ વધારે બિકટ કામ હતુ. રાજાની જાગીરોતો તેને તુર્ત પાછી સોંપી દેવામાં કોઇને વાંધો નહોતો, અને તે પ્રમાણે થયું. પણ જે ખાનગી જાગીરો લાંબી પાર્લામેંટે કે પછીના રાજ્યે જપ્ત કરી વેચી નાખેલી તેનુ કરવુ શું? પર્લામેંટનો વિચાર એમ હતો કે ખરીદદારનો કાંઈ એમા વાક નથી, પણ એ બાબતના બિલ જ કર્યા તે રાજાના કારભારી કનારંડને રસળાવ્યા કર્યા, અને એવામા પાર્લામેંટને રજા પડી કે તે દરમ્યાન જૂના જાગીરદારો આપી જબ્બરાઇથી પોત પોતાની જાગીરો કબજે કરી પડ્યા. પુનઃસ્થાપનાનો જુસ્સો ચોતર્ફ એટલો બધો વધી પડ્યો હતો કે જેનો જરખરીદી તથા કમજાનો હક ચોખો હતો તે પણ કાંઈ ન બોલતા રડીનેજ રહ્યા. પણ આટલાથી એ જૂના રાજપક્ષ વાળા ધરાય એમ નહોતુ. પાછલા વીશ વીશ વર્ષના બખેડામા તેમને વારંવાર ડંડ થયા હતા, અને તે ભરવા માટે અથવા માહરાજાને લડાઇમા મદદ કરવા રાજી ખુશીથી તેમણે પોતાની કેટલીક જાગીરો વેચી નાખી હતી તે બધા હાય ધાઈ ધાઇને રાજા પામે આની હોસભેર કહેવા લાગ્યા કે એ બધા વેચાણો રદ કરી અમને અમારી પાછી જાગીરો તથા નુકસાનીનો બદલોતો અપાવુજ જોઇએ. રાજકુળને ખાતર તેઓ ખરાબ થઈ ગયા હતા અને તેઓ રાજા પાસે આ સમે બદલાની આશા રાખે એમા કાંઈ આશ્ચર્ય નથી, પણ જો રાજી ખુશીના ખાનગી વેચાણ પણ તેમના માગવા પ્રમાણે રદ કરવામા આવે, તોતો એ મિલકતોની પુનઃસ્થાપના નહિ, પણ કેવળ ઉત્થાપનાજ થઈ જાય. તેથી પાર્લામેંટે એ માગણીનીતો ચોખી ના પાડી, અને તે મતલબનુ એક આન્ટ કર્યું

પ્રજાની આ પ્રમાણે વ્યવસ્થા કરી પાર્લામેંટે રાજ્યરીતિઓ તર્ફ પોતાનુ લક્ષ આપ્યું. લાંબી પાર્લામેંટના જે જે કાયદા ઉપર રાજાની સહી થઈ હતી તે બધા મંજુર રાખવામા આવ્યા, અને ખરે આ વખતે કોઇની પણ એવી મર્જીતો નહોતી કે સ્ટારચેંબર, હાઈ કમિશનની કોર્ટ, કે વાહાણવેરાની રીતો પાછી દાખલ કરવી. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે લાંબી પાર્લામેંટનો પ્રયાસ કાંઈ મિથ્યા ગયો નહોતો

ફ્યુડલ ધારાની પરિપૂર્ણ સમાપ્તિ. રાજાનો એક હક ઉલટો આ પ-

ખતે લઈ લેવામાં આવ્યો. ફ્યુડલ ધારો બધોતો ક્યારનો નાબુદ થઈ ગયો હતો, તોપણ એનો એક અંશ હજી કાયમ હતો તે આ વેળા કાઢી નાંખવામાં આવ્યો. જાગીરદારો ઉપર રાજાની બીજીતો કાંઈ સત્તા રહી નહોતી, પણ તાલુકો પહેલ વહેલો પોતાના હાથમાં આવે ત્યારે રાજાને મોટો નજરાણો આપવો પડતો, એક એકર જમીન પણ રાજાની પરવાનગી વિના વેચી શકાતી નહિ, અને જો સગીર ઉમરનાં છોકરાં મૂકીને તે મરી જાય, તો તેના વાલી દાખલ સઘળો તાલુકો રાજાના હાથમાં જતો, અને તેની ઉપજનો ઘણો ભાગ તે પોતાની મહેનત બદલ પોતાને ત્યાંજ જમે કરતો. રાજાના વાલીપણામાં એથી પણ મોટું દુઃખ એ હતું કે તે કહે તેનેજ સગાંરે પરણવું પડતું; અને ઘણીવાર રાજાઓ ન માબાપી કન્યાઓને વેચી પોતાનું ગુજવું ભરતા કે તેની સાથે પરણાવી કોઈ ભૂખડુ માનીતાને ન્યાલ કરી દેતા. આ જોઈ જાગીરદારો રાજાથી બીહીતા રહેતા કે રખેને આપણે જો એકાએક મરી ગયા, તો આપણા બાલ બચ્ચાંના તથા તાલુકાના બૂરા હાલ કરવા એ એના હાથમાં છે, અને તેથી રાજાનો એ અલ્પ હક અમીરો ઉપર ઘણો દાબનું કારણ હતું.

પણ આ હકનો વીશ વર્ષ થયાં ભોગવટો ન હોવાને લીધે તે છોડતાં રાજાને કાંઈ વસમું લાગ્યું નહિ, અને વળી એ હક બદલ એને દરસાલ એક લાખ પૌંડ મળવાનો ઠરાવ થયો હતો. આ નુકશાનીના નાણાં જે જાગીરો સ્વતંત્ર થઈ તેની ઉપરજ કર મૂકીને અપાવવાનો પ્રથમ વિચાર હતો, પણ બળીયાના બે ભાગ એ કહેવત પ્રમાણે જાગીરદાર પક્ષના લોકે તેમ કરવા ન દેતાં દારૂ વગેરે કેટલીક ચીજો ઉપર જકાત નાંખી, જે થોડાના લાભને સારૂ આખી પ્રજાએ દંડ ભરવા જેવું થયું.

સ્થાયી લશ્કર થોડુંક રાખી બાકી બીજા બધાને આ પાર્લામેંટે રજા આપી. પેલી પ્રજાસત્તાકી સેના આ ઠરાવને કેવી ખુબીદાર રીતે તાબે થઈ તેનું તો આપણે પાછળ બ્યાન કરી ગયા છઇએ. પાર્લામેંટે કાયદો કર્યો કે १००० સ્વાર તથા ४००० પેદળ કરતાં વધારે લશ્કર રાજાએ રાખવું નહિ. આ કાયદાનો હેતુ તો લશ્કર ઓછું કરવાનો હતો, પણ પરિણામે એથીજ ઈંગ્લાંડના સ્થાયી લશ્કરનો પાયો નંખાયો. યાદ રાખવું કે અત્યાર સુધી

ઈંગ્લાંડના રાજા પાસે સ્થાયી લશ્કર કોઈ પણ રહેતું નહિ. ફ્યુડલ વખતમાં તો અમીરો ને તેના માણસો એ જોઇએ તેવું લશ્કરજ હતું, અને જ્યારે તે ધારો ટુટી ગયો ત્યારે એવો રિવાજ નીકળ્યો કે ખપ પડે ત્યારે રાજા પ્રગણે પ્રગણેથી લશ્કર ઉભું કરે અને કામ થઈ રહે ત્યારે તેને પાછું પોત પોતાને ઘેર રવાને કરે. એવા પ્રસંગોપાતી લશ્કરને મિલિશિયા કહેતા. તેવું લશ્કર ભેળું કરવાનો હક તો અલબત્ત રાજાનો હતો તેમ કાયમજ રહ્યો.

ધર્મસમાજનો બંદોબસ્ત કરવાનું એક કામ હવે ફક્ત બાકી રહ્યું. પણ સૌથી મુશ્કેલ તેજ હતું. એપિસ્કોપલ પંથ પાછો શી રીતે દાખલ થઈ શકે? આખું પાર્લામેન્ટ હાલ પ્યુરિટાન મતના માણસોથી ભરેલું હતું. તે લોક કદી પણ એપિસ્કોપલ પંથની ક્રિયાઓ સ્વીકારે નહિ, અને ત્યારે શું તે બધાને બરતર્ફ કરવા? રાજાએ કહ્યું કે સારે એપિસ્કોપલ પંથના આચારવિચારમાં એવો કાંઈ ફેરફાર કરો કે કોઇને વાંધો રહે નહિ. એ બાબત કેટલીક સભાઓ મળી, અને મોટી ભાંજઘડ ચાલી. પણ એ સઘળા ઢોંગ હતા. ચોતર્ફથી રાજપક્ષનું બળ ઉભરાઈ જવા માંડ્યું. જુના ધર્માધ્યક્ષો (એપિસ્કોપલ પંથના બિશપો) આવીને ટપોટપ અમીરોની પેઠે પોતાની જાગીરો કબજે કરી બેઠા, અને રાજાએ પાર્લામેંટને પાકીરજાપરથી ન આવતાં વિસર્જનજ કરી દીધી. (૨૯ મી ડીસેંબર ૧૬૬૦)

કાવેલિયર પાર્લામેંટ—હવે જે નવી પાર્લામેંટ આવી તેમાં ઘણું કરીને સઘળાજ કાવેલિયર એટલે રાજાના ભક્ત અને પ્રજા સ્વાતંત્ર્યને ધિક્કારનારા હતા. એ લોક આવ્યા તે પહેલાજ તેમના પક્ષનું જોર એટલું બધુ વધી ગયું હતું કે કામ ચલાઉ પાર્લામેંટને પણ જતા જતા એવો જંગલી હુકમ કરવો પડ્યો હતો કે ક્રામ્વેલ, બ્રાડશા, અને આયર્ટન એ ત્રણના મડદાને કબરમાંથી કાઢી જાહેર શૂળીએ લટકાવવા! અરે પેલા પરમપવિત્ર દેશભક્તો હામ્પડન અને પીમના મડદાંને પણ વેસ્ટ મિનિસ્ટરના પાદશાહી કબરસ્તાનમાંથી ઘસડી કાઢી કોઈ સામાન્ય ઠેકાણે ડફણાવવામાં આવ્યા!

વેન નામના એક ઉત્સાહી પણ શુદ્ધ અંતઃકરણના પ્રજાસત્તાકીને ફાંસીએ જવા નહિ દઉં એમ જ્યારે રાજાએ વચન આપ્યું હતું ત્યારેજ

કામ ચલાઉ પાર્લામેંટે તેનું નામ સામાન્ય માફીમાંથી બાદ કર્યું હતું, પણ આ સમે તે ન ગણકારતા તેને તથા લામ્બર્ટને પકડી કરડી નજરથી કામ ચલાવવા માંડ્યું. વેને પોતાના સ્વભાવ પ્રમાણે પોતાની ચાલની છટાથી બચાવ કર્યો, અને એનું એ સાચાપણું એજ એના મોતનું કારણ થઈ પડ્યું. લામ્બર્ટ, જે આ વેળા બાઇલાઇથી કરગરી પડ્યો, તેને માત્ર દેશ-નિકાલની સજા થઈ. પોતાની તુચ્છ જીંદગી આ રીતે બચાવી તે પરદેશમાં જઈ રહ્યો, અને ત્યાં રોમન કાથોલિક માર્ગ સ્વીકારી ૩૦ વર્ષ સુધી જીવ્યો. કામ્વેલની ટેંડ ભક્તસેનાનો સર્વ સત્તાધીશ થવાનો મૂર્ખાઈ ભર્યો પ્રયત્ન જેણે કર્યો હતો તેજ આ લામ્બર્ટ, અને તેમાં તે શા માટે તે વેળા ફતેહ ન પામ્યો તે હવે એના આ ગુણ ઉપરથી બરાબર સમજી શકીએ છઇએ. પેલી સાચી શૂરવીર ભક્તસેનાંનો તે આવા બાઇલા ધર્મ પાલટુથી ઠગાઈ એક રીતે તેને વશ કેમ થાય? જયતિ સત્યમેવ.

પ્યુરીટાન લોકોપર જુલમ હવે આ રાજભક્તિને તાને ચડેલી પાર્લામેંટે બેસુતમ ગુજારવા માંડ્યો. "કાર્પોરેશન આક્ટ" એ નામનો એક કાયદો કર્યો તેની મતલબ એ હતી, કે "કાવિનાન્ટનો ઇનકાર કરે અને અનવરોધ મતની એટલે રાજા કે તેના અમલદારો સામે આત્મ રક્ષણના કારણને સારૂ પણ મારે કદી શસ્ત્રધારણ કરવાં નહિ એવી જે પ્રતિજ્ઞા લે તેનાથીજ મ્યુનિસિપાલ એટલે *કસબાઓમાંની સરકારી નોકરી થઈ શકે. (ઇ.સ. ૧૬૬૨) બીજી સેશનમાં "યુનિફાર્મિટી આક્ટ" કાઢ્યું તે તો આ-ખા પાદ્રીખાતાને પદભ્રષ્ટ કરવા બરાબરજ હતું. તેમાં એવું હતું કે દરેક પાદ્રીએ "એપિસ્કોપલ પંથની પ્રાર્થનાપોથી" ને હું શુદ્ધ મનથી માનુંછું એવી પ્રતિજ્ઞા લેવી, ધર્માધ્યક્ષ પાસેથી દિક્ષા ધારવી, કાવિનાન્ટનો ત્યાગ કરવો, અને અનવરોધ મતના સોગન લેવા; અને એમ જે અમુક મુ-દતમાં નહિ કરે તેને બરતર્ફ કરવામાં આવશે. તે મુદત પુરી થતાં બીજે-જ દહાડે એ પ્રમાણે નિર્દયતાથી અમલ કરવામાં આવ્યો. ૨૦૦૦ હજાર

* મ્યુનિસિપાલિટીને તાબે ઈંગ્લાંડમાં સઘળુ સ્થાનિક સ્વરાજ્ય છે અને તે કચરાપટ્ટીનુંજ આપણી પેઠે કામ કરેછે એમ કાંઈ નથી. માજી-સ્ટ્રેટનું કામ પણ મ્યુનિસિપાલિટીનુંજ ત્યાં ગણાય છે.

ધર્મગુરૂઓ જેમા કેટલાક તે સમે દેશના અનુભવી વિદ્વાન અને શ્રદ્ધાવાન પુરૂષો હતા. તેની જરાપણ કદર જાણ્યાવિના એકદમ પદભ્રષ્ટ કરવામા આવ્યા. તેમને સરકારી ધર્મસ્થાનોમાથી કાઢી મૂક્યા તો તો ઠીક, પણ ખા નગી સ્થળોમા પણ ધર્મસેવા કરવાની સખ્ત મનાઈ કરી! તે છતા પણ જ્યારે પ્યુરિટાન લોકો પોતાના ધર્મગુરૂનેજ વળગી રહ્યા, ત્યારે એવો કાયદો કર્યો કે તેમના વ્યાખ્યાનવેળા કોઇને ત્યાં ઘેર કુટુંબ સિવાયના બીજા પાચથી જો વધારે માણસ ભેળા થયેલા માલમ પડશે, તો તે સર્વેને સાત સાત વર્ષ દેશનિકાલની સજા કરવામા આવશે. એને 'કાન્વેન્ટિકલ ઍાક્ટ' કહેછે. (ઈ સ ૧૬૬૪). આવું જોખમ વેઠીને પણ જ્યારે કેટલાક યજમાનો પોતાના ગુરૂને ઘરમા બોલાવી ખૂણામા ભરાઈ વ્યાખ્યાનો સાભળે છે એમ માલમ પડ્યુ, ત્યારે અતિપર આવેલી આ ઋતુની પાર્લામેંટે "પાચ મૈલનો કાયદો" કર્યો એટલે કોઈ પણ કસ્બાને ફરતા પાચ મૈલ સુધીમા એ ધર્મ ગુરૂઓએ વસવુ નહિ, અને તેમજ કોઇપણ ઠેકાણે નિશાળ મા ડવાનો વરો કરવો નહિ. ઈ. સ ૧૬૬૫. આ કાયદો તો તેમના પેટ ઉપર પૂરે પૂરોજ પગ મૂકવા બરાબર હતો નાસતા ભાગતા ખૂણે ખોચરે ભરાઈ કકડો રોટલો પામતા હતા તે પણ છીનવી લઇને તે બિચારાઓને ભૂખે મારવાનોજ આ ઉપાય હતો. હવે પ્યુરિટાન ધર્મગુરૂઓના ઠેક કૂતરાના અવતારે થયા, અને ઘણા રઝળી રખડી કે મહીખાનામા સડી સડીને, મરી પણ ગયા.

બંદીખાના તો આખા દેશમા આ સમે ઠેરેઠેર તરવરી રહ્યા હતા. કેવાને કેટલા બધા પ્યુરિટાનોને દરરોજ બંદીખાનામા પૂરવામા આવતા તેનો વિચાર વાચનારના મનમા બરાબર આવવો મુશ્કેલ છે, પણ નીચેની હકીકત ઉપરથી તે કાઈ તેનો ખ્યાલ કરી શકશે. "ક્વેકર" સરખો તે વેળા નાનોને દુનિયામા કેવળ નિર્દોષવાદી પંથ કે જેની સામા એક જુદો ઍાક્ટ કરવામા આવ્યુ હતુ, તેના ૪૦૦૦ માણસ પહેલેજ ઝપાટે કેદ કરવામા આવ્યા, અને જ્યારે પાછળથી રાજાએ "રહેમનુ જાહેરનામુ" કાઢી ધર્મ નિમિત્તના કેદીઓને છૂટા કર્યા, ત્યારે તેમા આ માત્ર ક્વેકર પથનાજ ૧૨૦૦૦ માણસ માલમ પડ્યા હતા!

ખરે આ સમે દેશમાં ધર્મનો જે જુલમ ચાલી રહ્યો તેવો તો પ્રજા વિગ્રહનો ભડકો ઉઠાવનાર પેલા ઝનુની બિપપલોડના વખતમાં પણ નહોતો. સૈન્યસત્તાથી લોકો આટલા ભયભિત થઈ ગયા હતા, તોપણ તેના વખતમાં એ આવી પકડાપકડી તો કોઈએ દીઠી નહોતી. દુષ્ટોથી ડરી બિચારા પ્યુરિટાનો ઘરને ખૂણે કે ગામ બહાર જંગલમાં ઈશ્વર સ્તવનને માટે પાંચ દશ ભેળા થાય કે પોલિસનું ધાડું (જે હાલ ચોરને ખૂનીઓ કરતાં તેમનેજ પકડવા વધારે આતુર હતું) તે તેમની ઉપર ધસી આવે, ભલભલાને પૂરા બેહુર્મત કરી માજિસ્ટ્રેટની પાસે ઘસડી જાય, અને તે કાંઈ પણ દાદ કે ફર્યાદ સાંભળ્યાવિના તેમને એકદમે ગડદાને પાટુની સાથે તુરંગમાં મોકલાવી દે! "ભક્તપ્રયાણ" એ નામનું ઈંગ્રેજી ભાષામાં જે લોકપ્રિય આખ્યાન છે તેનો કર્તા પેલો ભક્તિમસ્ત કંસારો બનિયન કેટલાંક વર્ષ સુધી બંદીખાનાનો વાસી થઈ પડ્યો હતો, અને ત્યાંજ ઘણુંખરૂં એણે એ લોકપ્રિય કીર્તિનું અમર પુસ્તક લખ્યું હતું. વિદ્વાન અને વિદ્યાનપ્રિય મહા કવિ મિલ્ટન પણ થોડાક મહીના બંદીખાનું પોતાના ઘડપણમાં સેવી આવ્યો હતો. ટુંકામાં આ સમે દેશમાં વિદ્વાન, નીતિમાન કે ભક્તિમાન, ગણાતા હતા તેમાંના ઘણાખરા માણસો ધર્મ બળાત્કારના દયામણા ભોગ થઈ પડ્યા હતા.

આ બધો જુલમ રાજાના દબાણ કે કહેવાથી થતો હતો એમ સમજશો નહિ. એતો આ કાવેલિયર પાર્લામેંટનુંજ કર્મ હતું, અને તેને આ સમેના લોકવિચારની જોઈએ તેવી પુષ્ટિ હતી. વાંચનારને કદાપિ શંકા ઉઠશે કે જે એપિસ્કોપલ પંથના અભાવથી તો ઈંગ્રેજી લોકે મોટો પ્રજાવિગ્રહ સળગાવ્યો હતો, તે પંથનાજ તેઓ આટલા બધા ભગત હમણાં ક્યાંથી થઈ ગયા. પણ એનો ઘણો કારણ હતો. વિપત્તિ એ ઘણા સદ્ગુણ અને બળની પ્રાપ્તિ કરાવનારૂં અતુલ્ય સાધન છે. વીશ વીશ વર્ષો સુધી જે પંથને સારૂ દારૂણ દુઃખો વેઠ્યાં, અને પૂર્ણ નિરાશાને સમે પણ જે પંથના સ્તવન ભજનથી આત્માને દિલાસો મળતો, તે પંથ જેમ જેમ જુલમ વેઠતા ગયા તેમ તેમ રાજપક્ષ વાળાઓને પ્રાણથી પણ પ્યારો થતો ગયો. બીજાને પણ તેમનાં દુઃખ જોઈ પ્રથમ દયા અને પછીથી સમભાવ તેમના ધર્મમત

સાથ થવા લાગ્યો. વળી, એપિસ્કોપલ પંથને રાજભક્તિ, એ બંનેને લાંબા મુદત સુધી ભેળી જોવાના અભ્યાસથી લોકો તેને એકરૂપજ સમજવા લાગ્યા, અને જ્યારે દેશમાં રાજભક્તિનો ઉભરો ઉભરાતો હતો, ત્યારે ઘણાંનો ભાવ એપિસ્કોપલ માર્ગ તર્ફ વધી પડે એમાં કાંઈ આશ્ચર્ય નથી. તે છતાં પણ હાલ દેશનો ઘણો ભાગ એપિસ્કોપલ માર્ગીજ થઈ ગયો હોય એમ તો કાંઈ નહોતું. એ માર્ગમા હાલ પણ હતા તો પૂર્વની પેઠે બહુધા ઉપલા વર્ગનાજ લોકો, પણ એ લોક હાલ સર્વપ્રિય ને તેમ હોવાથી દેશમાં સર્વ શક્તિમાન થઈ પડ્યા હતા, અને એ લોકનો તો ભાવ પોતાના પૂર્ણ વિજય કાળે સ્વભાવિકપણેજ પૂર જોશપર આવી ગયો હતો. એથી પણ મોટું કારણ તો એ હતું કે પાછલા અનુભવ ઉપરથી પ્યુરિટાની પંથ બધાને રાજદ્રોહી, પ્રજાસત્તાકી, અને દેશનિંદાથી દેખાતો હતો. તેથી પોતે હડહડતા એપિસ્કોપલ ન હોય, તો પણ રાજકિય વિચારથી એ ઘણા લોક પ્યુરિટાન પંથને છૂંદી નાખવા ખુશી હતા. અને ખરે એપિસ્કોપલ માર્ગવાળા પણ આ સમે ધર્મ કરતા રાજ્યપ્રકરણી બુદ્ધિથીજ આવો કેર વર્તાવવા વધારે પ્રવર્તમાન થયા હતા.

બાકી રાજાના પંડને તો ધર્મબળાત્કાર સ્વભાવિકપણેજ ગમતો નહોતો, અને એની ખાનગી રાજનીતિ તે બાબત સંપૂર્ણ છૂટ આપવાનીજ હતી. જો ઇંગ્રેજી પ્રજાને ધર્મની છૂટ જોઇતી હોત, તો આ સમે તેમને બેશક મળી હોત. પણ ઇંગ્રેજી પ્રજાજ તે વાતની સામા, ખૂબ સામા હતી. શા માટે અને કેમ તે રાજાનો સ્વભાવ અને રાજનીતિ જાણ્યા પછી બરાબર સમજાશે.



# प्राचीन भारत वर्षनां काळ निर्णय यंत्रो.

લખનાર—શ્રી નાગયણ હેમચંદ્ર.

સાધારણમાં માનેછે કે પૂર્વકાળના લોકો અતિ સરલ હતા. તે મિથ્યા ન થઈ શકે, પરંતુ તેઓ ચમત્કારી અને આશ્ચર્યકારક વિદ્યાનાં સંબંધમાં કુશલ હતા તેમા અણુમાત્ર સંદેહ નથી તે વાસ્તેજ આપણા દેશથી જ્યો-

તિવિદ્યા, માયાવિદ્યા (ભોજબાજી) યોગ અને શિલ્પ છૂપું છે. સૂર્ય સિદ્ધાન્તકારે કાળનિર્ણાયક બહુતર યંત્રના વિષય થોડું થોડું બ્યાન કરીને છેલે કહ્યુંછે.

"शंकु यष्टि धनुश्चक्रै श्छाया यंत्रैरनेकधा ।
गुरूपदेशात् विज्ञेयः कालज्ञानमतन्द्रितैः ॥ "
"गुरोर्निर्व्याजकथनादघतन्द्रितैरश्रमैःपुरुषाः"
कालज्ञानं विज्ञेयं सूक्ष्मत्वे नावगन्तव्यम् ॥"

ગુરૂ જે અકપટથી ઉપર લખેલા યંત્રનો ઉપદેશ આપે તો તેથી સૂક્ષ્માનુ સૂક્ષ્મરૂપથી કાળનિર્ણય કરી શકશે નહિ તો કરી શકશે નહિ. ચાહે તેમ હોય, કાળનિર્ણયને વાસ્તે પહેલા ૪, ૫ જાતના છાયાયંત્ર હતા, તેમાં કંઈ સંશય નથી.

— ઘટીયંત્ર—આ ઘટી-યંત્ર ઘણીક જાતના હતા. તેમાં કેટલાક નિરપેક્ષ અર્થાત્ સ્વયંવહ હતાં અને કેટલાક સાપેક્ષ અર્થાત્ અનિર્વહ હતા.સૂર્યસિદ્ધાંત અને સિદ્ધાંત શિરોમણિ ગ્રંથમાં એ બે જાતના યંત્ર બનાવવાની રીત અને તેનું કાર્ય કારિતા વગેરેનું વર્ણન છે. પૂર્વોક્ત છાયા યંત્રો નિર્મળ દિવસમાંજ કામમાં આવતા હતા, રાત્રે તથા મેઘાચ્છન્ન દિવસમાં તે વગર કામના થઈ પડતા હતા. એ વાસ્તે સર્વ કાલ-સાધારણ યંત્રની આવશ્યકતાથી સાપેક્ષ અને નિરપેક્ષ એ બે જાતના ઘટી-યંત્રથી સૃષ્ટિ થઈ હતી. એ ઉપર લખેલા ગ્રંથમાં સ્પષ્ટ લખ્યું છે.

જળ યંત્ર, કપોલ યંત્ર, રેણુ યંત્ર, વગેરે સાપેક્ષ ઘટી યંત્રો જાણીને લખ્યું છે. અને મયૂર-યંત્ર અને વાનર યંત્ર વગેરે નિરપેક્ષ પોતાની મેળે ચાલનાર યંત્ર જાણીને ગણ્ય થયા છે.

જળયંત્ર તથા કપાળ યંત્ર અથવા રેણુ યંત્ર હજીત સુધી પ્રચલિત છે. તેને તામી ઘડી અને વાળી ઘડી કહે છે તેજ જલયંત્ર અને રેણુયંત્ર છે. મયૂર અને વાનર વગેરે યંત્ર હાલમાં નથી તેથી એનું વર્ણન કરવું આવશ્યક છે.

સૂર્ય સિદ્ધાંતનો ઉપદેશ આ છે.—

"तोयंयंत्रकपालाद्यैं र्मयूरनर वानरैः
ससूत्ररेणुगर्भैश्च सम्यक् कालं प्रसाधयेत् " ॥

આ શ્લોકમાં જે "મયૂર" અને "વાનર" યંત્રનો ઉલ્લેખ છે તેનો આચાર્ય રંગનાથે અર્થ વિસ્તારીને કહ્યો છે કે.—

मयूराख्यं स्वयंवहयंत्रं निरपेक्षं वानरयंत्रंच
स्वयंवहं निरपेक्षं एतैः ससूत्र रेणु गर्भैः ।
सूत्रसंहिता रेणवो धूलयो गर्भे मध्ये येषान्ते ।

सूत्रप्रोताः षष्टिसंख्याका मृद्घटिका मयूरोदवस्थामुखात् घटिकान्तरेण स्वल एव निःसरतीति लोक प्रसिद्धा तादृशैयंत्रै रित्यर्थः ।
एवं मयूरादि स्वयंवह साधनानि बहवाः ।

યંત્ર મોરના આકાર વાળો હોય છે, તેની અંદર સૂત્રગ્રથિત ઈત્યાદિ મૃન્મય ઘટિકા સૂચક ૬૦ ભાગ રહે છે. પ્રત્યેક એક દંડ અન્તર તેના મુખથી તે સૂત્ર-ગ્રથિત એક એક ભાગ પોતાની મેળે નિકળે છે એનું નામ મયૂર યંત્ર છે. વાનર યંત્ર પણ એવુ હોય છે. ઉદરમાં રેતી ભરેલી હોવાથી મોંઢામાથી દરેક દંડે એક એક ચપટી રેતી નિકળે છે.

એ પોતાની મેળે ચાલનારૂ યંત્ર બનાવવુ અતિ કષ્ટ સાધ્ય વ્યાપાર છે અને સર્વે માણસના સંબંધમાં તે કરવું સુલભ નથી પરંતુ એ પોતાની મેળે ચાલનારી પ્રક્રિયા કેવળ પારો, સુતર, તેલવાળું પાણી ઈત્યાદિ કેટલીક વસ્તુથી બનતું પરંતુ કેવી રીતે કર્યાથી એની યોજના કરી શકાય તે હાલ અમે સમજી શકતા નથી. સૂર્ય સિદ્ધાંતકારે કહ્યું છે કે, સ્વયંવહ ક્રિયાનો પ્રયોગ ઘણો દુર્લભ છે. જેમ કે—

पारदारास्तु सूत्राणि शुक्लतैलजलानिच ।
बीजानि पासवस्तेषु प्रयोगास्तेऽपि दुर्लभाः ॥

સિદ્ધાન્ત શિરોમણિ ગ્રંથમાં કેટલાક પોતાનીમેળે ચાલનાર. યંત્ર બનાવવાની રીત લખી છે, અમે તે સુસ્પષ્ટ શબ્દોથી કરવામાં અસમર્થ છિયે. દેખાડવાને માટે કેટલાક શ્લોક આ જગાપર ઉતારીએ છીએ, આશા કરવામાં આવે છે કે શિલ્પ નિપુણ બુદ્ધિમાન પાઠકો યત્ન કર્યાથી તે બનાવી શકશે.

लघुकाष्टजसमचक्रे समसुषिरारा समान्तरा नेम्यां ॥

किंचिद्वक्रा योज्याः सुषिरस्यार्द्धं पृथक् तासाम् ।

रस पूर्णं तच्चक्रं द्वय धाराक्ष स्थितं स्वयं भ्रमति ॥

उत्कीर्य नेमिमथवा परितो मदनेन संलग्नम् ।

तदुपरिताल दलाद्यम कृत्वा सुषिरेरसंक्षिपेत् तावत् ॥

यावद्रसैकपार्श्वे क्षिप्तं जलं नान्यतो याति ।

पिहित छिद्रं तदतः चक्रं भ्रमति स्वयं जलाकृष्टम् ॥

ઈત્યાદિ.

એ સર્વ સ્વયંવહ પ્રક્રિયા આ દેશમાંથી ઘણા કાળથી લોપ થઇ ગઈ છે. કોઈ તે શીખી જાય એ વાસ્તે છુપાવીને એને બનાવવામાં આવતી હતી ગ્રંથકાર પણ છુપાવીને બનાવવાનો ઉપદેશ આપતા. જેમકે—

"एकाकि योजये द्वीजं यंत्रे विस्मय कारिणि ।"

(सूर्य सिद्धान्त)

ચમત્કારવાળા સ્વયં વહ યંત્રમાં બીજ અર્થાત્ પારો આદિ સંયોગ કરવાની વેળાએ એકલા રહેવું. એ રીતના દૌરાત્મ્યથી આ દેશમાંથી ઘણીક વિદ્યાનો મૂળોચ્છેદ થઈ ગયો છે એ કંઈ થોડા દુઃખનો વિષય નથી.

શિલ્પ સંહિતા નામનું એક પુરાતન પુસ્તક છે તેમાં મયૂરનર યંત્ર અને વાનર યંત્રના વિષયની બીજી રીત લખી છે. મયૂર યંત્ર એ ધાતુનું થાય છે. એ એવી કૌશલથી બનાવવામાં આવે છે કે દંડ પરિવર્તિત થયા પાંખ પોહોળી કરીને ભ્રમ પાડે છે. તેપણ ઉતારીએ છિયે. જુઓ નર-યંત્રની સાથે હાલના ક્લાક (મોટા ઘડીઆળનું સરખાપણું છેકે નહિ).

कल्पितांगा विपुवत्ती माकाशे चानुमानतः ।

षड्गत्य नुगतश्चक्रान् परिभ्रमते यहः ॥

तद्दृष्टान्ता नुगते चक्रे प्रत्यक्षं कालमान कृत्,
यंत्रं कुर्य्यात् परिध्यंशात् चतुर्विंशति मागतः ।
अहोरात्रि प्रमाणंच प्रत्यक्षं जायते नृणाम् ।।

( शिल्प संहिता २४ २९ )

એનો મર્માર્થ એ છે કે, આકાશ કલ્પિત વિષુવ રેખા દષ્ટે લોહાદ ધાતુમાં વિષુવવત્ રેખાનું રૂપ કલ્પિત યંત્ર કરવું અર્થાત્ જે રેખાયંત્રને એવી કૌશલથી રાખવું કે નિરંતર તે યંત્ર દક્ષિણ અને ડાબી તર્ફ ફૂલતું રહે અને જેના ગમનનું રૂપ ગ્રહ નક્ષત્રાદિના ચક્રાકારમાં ગતિ થાય એ દષ્ટાંતથી અનુમાન દ્વારા કાળ-નિર્ણયક યંત્ર બનાવવુ. ૩૬૦ અંશમાં વિભક્ત આકાશ મંડળની પરિધિને ૨૪ અંશ ભાગ કરીને રાત્ર દિવસ કાળનું નિરૂપણ કરવું. અર્થાત્ ૧૨ ભાગમાં દિવસ અને ૧૨ ભાગમાં રાત જણવું. જેમકે—

विषुवाख्यं लौहयंत्रं सव्या सव्य भ्रमात्मकम् ।
यत्प्रभावा चक्रमुखे भ्रमते नाडी कंटकम् ।

( शिल्प संहिता )

જમણા ડાબા ભ્રમાત્મક કંપિત વિષુવાખ્ય લોહ યંત્ર છે. એ "હોય તો આજકાલનું પેંડુલમ અથવા હૅારસ્પ્રિંગ હોય " એના પ્રભાવથી યંત્રોપરિ નાડી બોધક કંટકના ચક્રવત્ ભ્રમે છે. બીજું લખ્યું છે.

लौह मुद्रा संकुचिता मनुब्याख्यां प्रकल्पयेत् ।
पृष्टकस्याच तां मुद्रा सूक्ष्म शृंखल वेष्टिताम् ;
गतानुगत मन्तव्य पूर्णं ज्ञात्वा पदं गुलम् ।
ततः स्वाभाविकं कुर्य्यु र्व्विलोमेनच शिल्पितः ।

( शिल्प संहिता )

મનુબ્યાખ્ય લોહ મુદ્રાને સંકુચિત અર્થાત્ જડીને કોટલાની અંદર રાખીને બારીક શાંકલથી વીંટાર્યાને બીજી કીલને અર્થાત્ ધુરાને બાંધવી

એ લોહમુદ્રા મેનસ્પ્રી અને બારીક શાંકલ એ ચેનના જેવો પદાર્થ સમજાય છે. વિષુવયંત્ર અર્થાત પેંડુલમ તથા હેરસ્પ્રીંના બલથી ૭ આગળના માપવાળી બારીક શાકલ જ્યારે એ મનુબાખ્ય લોહયંત્રને ઘેરો કરતી શિથિલ થાયછે ત્યારે તે બીજા ખુટાને વીટાય છે. શિલ્પિતે અનુમાનથી અનુભૂત કરીને પાછું તન્નિયમથી વિલોમ પ્રકારે એ યંત્રની સૂક્ષ્મ શાખ્ખલને વીટાલવી એ આગળ માપવાળી શાકલને અનુલોમ ગતિમાં રાત દિવસ ગતાગત દંડાદિ નિર્ણય થશે.

શિલ્પસંહિતાના ૨૪ મા અધ્યાયમાં અને ૨૮ મા અધ્યાયમાં એવી રીતિ ઘટીયંત્રના વિષય વર્ણન કર્યું છે છેલે એવી ઉક્તિના દ્વારા અધ્યાય સમાપ્ત કરવામાં આવ્યાં છે.

एषा घटा काल परीक्षणाय प्रकल्पिता विश्व कृदात्मजेन सम्यक्
सुविज्ञाय हिताय जन्तोः शिष्यान् समादिश्य गताम्बरे पुनः
( शिल्प संहिता २८ )

બ્રહ્માનો પુત્ર વિશ્વકર્મા કર્તૃક એ કાલ પરીક્ષા કારક ઘટીયંત્ર કલ્પિત થયું હતું. શિલ્પવર વિશ્વકર્મા સારી પેઠે જાણીને માનવહિતાર્થે પૃથિવિમાંના શિષ્યોને એની શિક્ષા આપીને પાછો અમ્બર માર્ગમાં ગયો હતો.

શિલ્પસંહિતા જો વાસ્તવિક પુરાતન હોય તો એ ઘડીઆલ બનાવવાની રીત નવાઈ જેવી છે ખરી ન હોય તોપણ ઉપર લખેલા મયૂર અને વાનર વગેરે સ્વયંવહ યંત્રો પ્રાચીન ભારતની સામાન્ય કીર્તિનો વિષય નથી.

એટલુંજ નહિ સૂર્યસિદ્ધાંતથી જે "पारदाम्बुसूत्राणि" વચન ઉતારવામાં આવ્યું છે એ શિલ્પસંહિતામાં તેને કાલનિર્ણાયક ન કહેતા શીઆદિ નિર્ણાયક જાણીને ઉલ્લેખ કરવામાં આવ્યો છે- જેમકે—

तुंग बीज प्रयुक्ति योगात् तद्गन्निर्णयते घर्म
(तुंग बीजं पारदम् )

પારાથી ગરમી અને હવાનો નિર્ણય કરવા કૌશલ જો શિલ્પસંહિતા અવગત હોય તો જો કમથી કમ ૪૦૦ વર્ષનો પુરાતન ગ્રંથ પણ થાયછે, તો તેથી થર્મોમિટર અને બેરામિટર નિમાતાને પુરાતન વસ્તુનું નવું નામ

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER

NOVEMBER.

પુસ્તક ૨૩ મું. નવેમ્બર. અંક ૧૧ મો.

જ્ઞાનાંકુર બહુ મોટું ગુજ નામ તેમ છે કામ ;—
કર અંતે મન ક્ષેત્રની, ખરી ખેતી પૅરી હામ

અનુક્રમણિકા પૃષ્ટ



CONTENTS.





( કેળવણી ખાતાના હુકમથી )

अमदावादमां

ભાગાની હવેલીમાંજે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની
લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું

મૂલ્ય { (રૂ.૧) વરસનો અગાઉથીજ. / (રૂ.૦)ઞ છુટક એક અંકના } ટપાલ ખર્ચ જુદું.

ગૂજરાતશાળાપત્ર.

પુસ્તક ૨૩ મું. નવેમ્બર. સન ૧૮૮૪. અંક ૧૧ મો.

## "બાળલગ્ન અને બળાત્કારનું વૈધવ્ય"

આ નામનું એક નાનું ચોપાનીયું—ખરેખર ચાર પાનાનુંજ-તેણે શો મોટો પરાક્રમ કરેલો જણાયછે! એનું છેવટ ફળ ગમે તે થાઓ, અને અંધપરંપરાના મમત્વમાં ડુબેલો આપણો અભાગી દેશ આથી પણ જાગીને પોતાના આ મહા વિનાશકારી રિવાજો દૂર કરવા પ્રવર્તમાન થશે કે નહિ તે અમે મુકરર કહી શકતા નથી; પણ આટલો જશ તો એના ચંચળ ને રસમય લખનાર મિ. મલબારીને આપવોજ જોઇયે, કે આખા દેશનું આ છેડાથી પેલા છેડા સુધી એટલે ગુજરાતી, મરાઠી, બંગાલી, મંદ્રાસી, પંજાબી, ને તમામ-કન્યાકુમારીથી સેતુબંધરામેશ્વર અને જગન્નાથપૂરીથી દ્વારકા સુધીમાં વસનારા તમામ-હિંદુ કોમના મુખીઓનું લક્ષ એકી વખતે આ વિષયો ઉપર કોઇએ પણ અગાઉ ખેંચ્યું નહોતું. આગળ આ બાબતોપર ઘણુંએ લખાયું ને ઘણુંએ બોલાયું છે, ને તેથી આપણે કાંઇક કુંઠાળી પણ ગયા છઇયે, તોપણ તે લખવું બોલવું પ્રત્યેક પ્રાંત ખાતે ને કોઈ કોઈ વખતતો ગામેગામ ખાતે નિરનિરાળું ને જૂદે જૂદેજ વખતે હતું. હાલ તો મિ. મલબારીએ આખા ભરતખંડને આ દેશદુઃખોનો વિચાર કરવા ભેળો કર્યો છે. સમસ્તદેશના દુઃખ સમસ્ત દેશેજ વિચારવા જોઇયે. કપાળે કપાળે મત જૂદી, એ કહેવત પ્રમાણે કોઇને પણ આ દુખમાંથી છૂટવાનો ખરો ઉપાય ઈશ્વરકૃપાએ સૂઝી આવે.

ઉપાય શોધવા એજ આ ચોપાનીયાનો હેતુ છે અને તેથી એને કોઈ પટપટારો કહે, તો અમે તેની તિરસ્કારથી ના પાડીએ છઈએ. અત્યાર સુધીના લખાણમાં અને એમાં એજ મોટો ફેરછે. બાળલગ્ન અને બળાત્કારથી વિધવાઓને પરણવા ન દેવાની રૂઢિઓ બહુજ નઠારી છે, એ તો ક્યારનું સિદ્ધ થઈ ચૂક્યું છે; અને તે બાબત લાંબા લાંબા ભાષણો લખવાં એ બેશક નકામો પટપટારો કહેવાય, અને તેનેતો અમે પણ ઘણા જ ખંતથી ધિક્કારતાજ આવીએ. છઈએ રોગતો જણાયો, અને હવે તે ઉપર કઈ માત્રા ગુણ આપશે એજ વિચારવાનું રહ્યું છે. તે વિચારની ચર્ચા આખા દેશમાં સઘળે ઠેકાણે એકી વખતેજ ઉઠાવવી એ મિ. મલબારીના અતિ ટુંકા, પણ મોટા નિબંધો કરતાએ વધુ અસરકારક, આ ચોપાનીયાનો ઉદ્દેશછે, અને તે તો ફળીભૂત થયોજ એ એના શત્રુઓએ પણ કબુલ કરવું જોઇએ.

આ ઉદ્દેશ પાર પાડવા પોતાની રસિક કલમને કામે લગાડી બેસી ન રહેતાં, આ ઉત્સાહી, નરે જાતમહેનત પણ અત્યંત લીધેલી જણાય છે. જાતે સિમ્લે જઈ ગવરનર જનરલ, તેના કાઉન્સલરો, સેક્રેટરીઓ વગેરે સઘળા મોટા મોટા અમલદારોમાંના દરેકની મુલાકાત લઈ એણે આ દેશદુઃખની ફરીયાદ કરી; અને તેમની આગળ કરગરી કરગરીને કહ્યું કે તમે હવે અમારા ડુબતા દેશને કોઇપણ પ્રકારે તારો. આ પ્રમાણે તેઓનાં મન ચંચળ તથા સજ્જ કરી, આ ચોપાનીયાંની ૪૦૦૦ નકલો છપાવી હતી તેમાંથી એકેકી આખા ભરતખંડના વર્તમાનપત્રો વગેરે ઉપર, તેમજ હિંદનું ભલું ઇચ્છનારા દેશી કે ઇંગ્રેજી ગૃહસ્થો ઉપર મોકલાવી, વિનંતિ કરી કે તમે તમારો અભિપ્રાય મારી ઉપર મોકલી દેવાની મહેરબાની કરશો. આમ થવાથી મોટા મોટા ઓહોદેદાર, વિદ્વાન, તથા સ્વદેશાનુરાગી પુરૂષોના વિવિધ અભિપ્રાય દરરોજ આવ્યા જાયછે, અને તે પોતાના વિચારને મળતા કે પ્રતિકૂળ હોયછે તોપણ તે બધાને મિ. મલબારી પોતાના ખુલાસા સાથ મુંબાઇના ટાઇમ્સને ગેઝિટની મોટી કટારોમાં છપાવે છે, તે હાલ દેશહિતેચ્છુઓને વાંચવાનો એક મોટો રસિક વિષય થઈ પડ્યો છે. સેંકડો વર્તમાનપત્રો પોતપોતાના વિચાર પ્રાંતે પ્રાંતમાં દર્શાવવા મંડી

પડેલાછે તે તો જુદાજ. આ બધા અભિપ્રાયોનું મોટું પુસ્તક બનાવી મિ. મલબારી તે સરકારની તથા આખી આલમની આગળ મૂકવા ધારેછે, અને તે વેળા કયા ઉપાયો ઘણામતે પસાર થયા તે જણાવી સરકાર તથા આલમને ફરીથી વિનવવામાં આવશે. ખરે મિ. મલબારીના આ ભગીરથ પ્રયત્નને માટે દરેક હિંદુએ પોતાના અંતઃકરણથી ઉપકાર માનવો જોઇએ, અને તેમ કરવાનું વિશેષ કારણ એ છે કે એ ગૃહસ્થ જાતે પારસી છે. તન મન ને ધન એ ત્રણેથી મહેનત કરવી કહેવાય છે, તે પ્રમાણેજ આ વિદ્વાન પારસીએ કરેલું પ્રત્યક્ષ દેખાયછે, અને તેના આ પરમોત્સાહી કેવળ પરમાર્થનાજ ઉદ્યોગો સફળ થાઓ એમ કયો હિંદુ પોતાનાં ખરા અંતઃકરણથી સાનંદાશ્ચર્ય ભેર કહ્યાવિના રહેશે!

આ ચોપાનીયાનો તર્જુમો આપવા ધાર્યો હતો તેને માટેજ અમે જેગા કરી શકતા નથી, તો ઉપર કહેલા અનેક લખનારોના જે અભિપ્રાયો પ્રગટ થાય છે તેનો સાર માત્ર પણ અત્રે બરાબર સૂચવવો એ કેવળ અશક્ય છે. એ બધા લખનારા એ વાતમાંતો એકમતજ છે, કે આ બે રૂઢિયો ઘણીજ નઠારી છે, અને તેમાં પણ બાળલગ્નની રીતતો જેમ બને તેમ જલદી નીકળીજ જવી જોઇએ, નહિતો દેશનું આગળ જતાં શું થશે તે કહી શકાતું નથી. આપણામાં માઠી રૂઢિઓતો અપાર છે, પણ બાળલગ્નથી જે ખરાબી થાય છે તે સૌથી વધારે અને દેશના ભવિષ્યને માટે અત્યંત નાઉમેદી ઉત્પન્ન કરનારી છે. બધા લખનારા એક અવાજે પોકારીને કહે છે કે જેમ કોઇ ઝાડના મૂળમાં ઉધાઈ લાગી હોય, તો તે ગમે એવું ફાલ્યું ફૂલ્યું હોય તોપણ થોડા વખતમાં અવાડને નાશ પામ્યાવિનાં રહેતું નથીજ, તેમ આ બાળલગ્નની રાક્ષસી રૂઢિ આપણી આર્ય જાતિનો નાશ તને, મને, ને ધને સંપૂર્ણ કરવા બેઠી છે. એણે આઉમદા જાતને નિર્વીર્ય કરી નાંખી રાજ્યપ્રકરણી બાબતમાંતો નાબુદ કરી નાંખી છેજ, પણ જો હજુએ આપણે ચેતીને નહિ ચાલીએ, તો આગળ જતાં દુનિયાંમાંથીએ નાબુદ થઈ જઈશું. જેમ ઘણી મહેનતે, કે પેટપૂર ખોરાક ન મળવાથી, કે કુઠામ વાસથી, કે કોઈ પણ કારણથી, ઘોડાની જાત ઉતરી જઈ ટટવાંજ થઈ જાય છે, અને કાળાંતરે તે પૃથ્વીના સપાટી ઉપરથી નાબુદજ થાય

છે, તેમ એકવાર બળ, બુદ્ધિ, ને પરાક્રમથી પંકાએલી આ આર્ય જાતિ બાળલગ્નના કારણથી છેકજ ઉતરી ગઈ છે, અને ઉતરતી જાય છે. તનની સાથેજ મનનો સંબંધ હોવાથી તે કેટલાક લક્ષણોમા જેમકે સાહસ, આગ્રહ,ઉત્સાહ,સ્વાર્પણ વગેરે અમૂલ્ય સદ્‌ગુણોમા આપણા લોકનું મન ચોખ્ખું ક્ષિણતાને પામેલું જણાય છેજ, અને સ્મરણ તર્કાદિક કેટલીક શક્તિઓ સવામત છે તે પણ બાળલગ્ન વધારે વખત ચાલુ રહ્યા તો ધીમે ધીમે ક્ષિણતાને પહોંચ્યાવિના રહેવાની નથીજ, એ ડાર્વિનના ઉત્તરોત્તરવૃદ્ધિહાનિના સિદ્ધાંત પ્રમાણે નિશ્ચયજ જાણવુ,એમ શરીરવિદ્યાના નિપુણ પુરૂષો પોતાનો અભિપ્રાય આપે છે. નિશાળમા હિંદુ બાળક ઈંગ્રેજી છોકરા કરતાં ઘણુધા હોશિયારજ માલમ પડે છે, પણ આગળ જતાં તેની બુદ્ધિનું ખીલવું અટકી જઈ તે ઈંગ્રેજોની પાછળ પડી જાય છે તેનુ કારણ પણ બાળલગ્નજ છે. શરીરતો આપણા નબળા થઈ ચૂક્યા છેજ, અને જો બુદ્ધિબળ વધારે ક્ષિણ થયું, તો પછી આપણાથી હાલના પડાપડીના વખતમાં શી રીતે ટકી શકાશે! હાલ ભણવાનુ એટલું.બધું વધી ગયું છે કે છોકરા પાંચ વર્ષની ઉમરથી ભણવા માંડે છે તે વીસ પચ્ચીશ વર્ષના થાય છે ત્યાં સુધી પહોંચ્યા કરે છે, અને એટલી મહેનતે ઉંચી કેળવણી લીધાપછી પણ પેટ કેમ ભરવુ તેનો મોટો વિચાર થઈ પડ્યો છે. આવી સખ્ત મહેનતને લીધે ૫૦ વર્ષમા વૃદ્ધાવસ્થા પામી આપણા અગ્રણીઓ મરણ પામવાતો લાગ્યાજ છે, તો જો બાળલગ્ન ચાલુ રહેવાથી આપણા શરીરની સાથે બુદ્ધિપણ વધારે ક્ષિણ થઈ, તો ભણવુ ઘણું ને લણવુ થોડું એવા આ સમામા આપણા લોકના કેવા બેહાલ થશે, તેનો એક લખનારે મહા શોકજનક ચિતાર આપ્યો છે. બેશક બાળલગ્નની બેહદ ખરાબીઓતો દેશી ને પરદેશી, દાક્તરો અને સાધારણ પુરષો, સઘળાએ એક મતથી કબુલ રાખી છે, અને તે દૂર કરવાને માટે ચાપતા ઉપાયો લેવા જોઇએ એમ સર્વેની ભલામણ છે.

તેમજ બળાત્કારનું વૈધવ્ય એથી ઉતરતે દરજ્જે પણ કેટલીક મોટી ખરાબીઓનું અચૂક મૂળછે તેની કોઇથી પણ ના કહી શકાઈ નથી. બાળલગ્નની ખરાબી મહા વિશાળ ને આખી જાતને જડમૂળમાંથીજ ઉખેડવા મંડેલી છે,

-તોપણ તેની અસર સૂક્ષ્મ અને ઊંડી હોવાથી વિચારવંત માણસો સિવાય થોડાંનીજ દૃષ્ટીએ તે પૂરે પૂરી મૂર્તિમાન થઈ શકે છે. પરંતુ વિધવાદુઃખતો ઉઘાડાં, આંધળાથી પણ દેખાય એવાં છે. એ કારણથીજ બાળલગ્ન નિષેધકો થોડા, ને પુનરવિવાહોત્તેજકો આપણા સાધારણ સુધારાવાળામાં ઠેર ઠેર જોવામાં આવે છે. જૂનામાં જૂના વિચારની ડોશી પણ કોઈની છોડી રૂાંડી એમ સાંભળતાં હાય હાય કરી ઉઠે છે. જો લોકની લાગણી ઉપરજ રહ્યું હોત, તો વિધવા લગ્ન સૌથીજ પહેલું આપણામાં દાખલ થઈ ગયું હોત. પણ કમનશીબથી એ વાત ધર્મની સાથે ઇલાખો રાખે છે એમ ઘણાને સમજાઈ જવાથી, એ સુધારામાં જ્ઞાતિબંધન પોતાના સઘળા બળથી સામું પડ્યું છે, અને તેથી જેને માથે પડે છે તે એકલાંમેજ પોતાનું ફોડી લેવાની જરૂર પડે છે. આવી સ્થિતિનું પ્રતિબિંબ મિ. મલબારીએ જે ગૃહસ્થોના અભિપ્રાય મંગાવ્યા છે તેમાં પણ બરાબર પડેલું માલમ પડે છે. ઘણાકે એ વિષય પડતોજ મૂક્યો છે, અને જેણે લીધો છે તે બંધા એમ કહેછે કે સરકારની મદદવિના કાંઈ પણ થઈ શકે નહિ. સરકારની મદદ માગવી મુનાસબ છે કે નહિ, સરકારે મદદ આપવી જોઇએ કે નહિ, આપવીતો કેવા પ્રકારની અને કઈ રીતે, એ બાબતો ઉપર જણ જણ દીઠ જૂદો અભિપ્રાય દિસે છે. ટુંકામાં વિધવાવિવાહ શી રીતે થઇ શકે એ બાબત હજી કોઈથી સઘળા કબુલ રાખે એવા એકે ઉપાય બતાવી શકાયો નથી.

આ પ્રમાણે ભિન્ન ભિન્ન અભિપ્રાય અપાઈ જે મહા ભારત, સહસ્રમુખી ચર્ચા ચાલી રહી છે, તેનો અણુમાત્ર સાર પણ અમે આપી શક્યા નથી; પણ તેમાં શું છે તેનો કાંઈ ભાસ થવાજ ઉપલી હકીકત આપી છે. આ પ્રસંગે અમારે દિલગીરીની સાથે ગુજરાતી છાપાને બે બોલ કહેવા પડે છે. આવી મોટી ધનગર્જના માથા ઉપર ચાલી રહી છે, તોપણ તેનો પ્રતિધ્વનિ પણ અતિ અલ્પ, નહિ જેવોજ, તેમાં પડેલો માલમ પડે છે. ઘણાખરા ગૂજરાતી વર્તમાનપત્રો અને માસિકોએ મિ. મલબારીના ચોપાનીયાની નોંધ લઇ એ બે સુધારાના લાભમાં લખાણ કર્યું છે એ ખરું, પણ તે માહેલી બહુ બજામણો જોઇએ તેવી રીતે ચર્ચી નથી, તો બીજા ગૃહસ્થોની

ભલામણો સંબંધી પોતાના વિચાર જણાવવાનીનો આશાજ શી રીતે રાખી શકાય? મહાદેવ ગોવિંદ રાનડે સરખાં મુંબાઈ ઈલાકા આંત સર્વોપરી દેશી વિદ્વાન, અને સાચા દેશહિતેચ્છુએ સરકારને ભલામણ કરી છેકે ૧૨ વર્ષની ઉમર પહેલાં છોકરી, અને ૧૮ વર્ષની પહેલા છોકરાનાં લગ્ન કરી શકાય નહિ એવો કાયદો કર્યો હોય તો કાંઈ પણ હરકત નથી. આવા મોટા કેસાએલા પ્રજામિત્રની આવી મોટી ભલામણનુ કોઈ પણ ગુજરાતી છાપાએ વિવેચન કર્યું હોય એમ અમારા જાણવામાં નથી. તેમજ ગુજરાત મિત્રનો એક ઈંગ્રેજી લખનાર કહેછે કે પુનર્વિવાહ કરનારને જો કોઈ નાતબહાર મૂકે, તો સરકારે વચમાં પડી તેમને તેમ કરવા દેવુ નહિ. બે ત્રણ વર્ષ ઉપર એક કલકત્તાના સાહેબે ભલામણ કરી હતી કે યુનિવર્સિટીએ પાચ વર્ષની મુદત આપી ત્યારકેડે બી.એ.વગેરેની પરીક્ષામાં પરણેલાને દાખલ કરવા નહિ. એ ભલામણ હાલ મિ.મલબારીએ ઉચકી લીધીછે. વળી એ એમ પણ કહેછેકે સરકારી નોકરીને માટે બે ઉમેદવાર હોય તેમાથી ન પરણેલો બીજી રીતે યોગ્ય હોય, તો તેનેજ તે નોકરી આપવાનો સરકારે હુકમ કરવો જોઈએ. વિધવાને પોતાના પહેલા ધણીની તર્ફનો વારસો મળશે નહિ એવીજે ૫૧ ના કાયદામાં કલમ નાંખી છે તે રદ થવી જોઇએ. કન્યાવિક્રયને ગુનો ગણવો; અથવા લીધેલા નાણાં વરકન્યાનેજ અપાવવા; એવા અનેક અભિપ્રાય અનેક જણે આપ્યા છે. આતો ફક્ત નમુના દાખલ કહ્યું. હવે દેશી વર્તમાનપત્રોની ફરજછે કે વારાફરતી એમાની ભલામણ ઉપર વિચાર જણાવવા અને ચર્ચાપત્રીઓને છૂટથી તે બાબતને ચાહે તેમ ચર્ચવા દેવી. એમ ઘણે ઠેકાણે થાય, ત્યારેજ આલમને પોતાનો અભિપ્રાય બાંધવાનાં સાધનો મળે. એ રીતનો કોઈ જન વિચાર પાકે પાયે બંધાય, ત્યારેજ આ સુધારો દાખલ કરવાના કયા કયા માર્ગ શક્યછે અને કયા કયા નથી, તે સર્વાનુમતે સાબીત થઈ આવે. માટે ગુજરાતી છાપાંને આ બાબતો હજીપણ ઉઠાવી લેવાની ભલામણ કરીએ છીએ, અને અમે જે ઉપર તેમનો દોષ દેખાડ્યો છે તે માત્ર મિત્રભાવથી તેમની આ ફરજ તર્ફ તેમનુ લક્ષ ખેંચવાનેજ માટે તે કડવો રસ્તો પકડ્યો છે. અમે પણ ગુજરાતી છાપામાંજ છઇએ અને તે દોષથી અમે પોતાને પણ મુક્ત કરતા નથી. પણ જ્યારે અને

જેટલું આપણાથી દેશહિતને માટે બની શકે, તે કરવું એ અમે હાલને સમે દેશી છાપાની ખાસ ફરજ સમજીએ છીએ.

આ વિષયોની ચર્ચા ઉઠાવવાની ભલામણ કરતાં અમારે કેટલી સાવચેતી પણ આપવી જોઇએ. ઘણાના મત સેવાય, સૌ મત ફેરતો હોયજ માટે આપણા મતથી બીજાને વિરુદ્ધ દેખી મમતે ભરાવું નહિ, પણ બીજાના મતને ગંભીરતાથી ઘટતું માન આપવું. બીજું, મમત વધી જવાથી ઘણીવાર મૂળ મુદ્દા ઉપરથીજ ખસી જવાય છે, પણ તેમ કદીએ કરવું નહિ. જેમકે સરકારી મદદનો વિચાર પસંદ ન હોવાથી આ સૌ સુધારાનીજ જરૂર નથી એમ એક બે લખનારનો આશય અમને માલમ પડ્યો. એમ ફરી પણ થવું જોઇએ નહિ. અમને જાતનેજ સરકારી મદદ પ્રગટ કે પરોક્ષ કોઇપણ રીતે પસંદ નથી. અમે એને મળી ચૂકેલા પ્રજાસ્વાતંત્ર્યનું સંસારી સુધારાની આશાએ બળીદાન આપવુંજ સમજીએ છીએ. સ્વરાજ્યની માગણીના આ કાળમાં આપણે સરકારને જઇને કહેવું કે તમારી કે તમારા અમલદારોની સહાયતાવિના અમે અમારા છોકરાં પણ ઘટે તેમ પરણાવવાને શક્તિમાન નથી, એ અમને તો પોતાના હાથપગ પોતાને હાથેજ કાપવા જેવું દેખાયછે. સામાપક્ષના આપણી આ કબુલાતને પકડી લઇ, શું એમ નહિ પૂછે કે જો તમે તમારાં છોકરાંના આખા ભવના સુખ દુઃખની વાત પણ નાતના ભયથી જોઇએ તે પ્રમાણે કરી શકતા નથી, તો અમને શી રીતે ભરોસો પડે કે જ્યુરી જેવા ઇનસાફના તથા મ્યુનિસિપાલીટી જેવા લાખો રુપિયાના કારખાના ચલાવવાના કામમાં, તમે નાતની શરમ કે ભયથી અન્યથા નહિ ચાલો? તેમજ જો સરકાર કે સરકારી અમલદારોને આપણી ઘરસંસારી બાબતમાં આપણે જઇનેજ બોલાવી લાવીશું, તો પછી જ્યારે જ્યારે તેની નજરમાં આપણી સંસારી રીતભાતો નઠારી લાગશે, ત્યારે તે પોતાની મેળેજ તેમાં હુકમની સાથે માથુ ઘાલવા આવશે એમ દહેશત રાખીએ તો તે ખોટી ન કહેવાય. ફિકર રહે છે કે રખેને બકરી કાઢતાં ઊંટ પેસાડ્યા જેવું થાય. હાલતો નિરાંત છે કે સરકાર એમ સમજીનેજ બેઠીછે કે સંસારી કામમાં તો આપણાથી પડાયજ નહિ; અને અમેતો એને મોટું પ્રજાસ્વાતંત્ર્ય સમજીએ છીએ. જો આ સમજ

એકવાર દૂર થઈ, અને ઇંગ્રેજી અમલદારોને માલમ પડ્યું કે સરકારે પોતાની નીતિ ફેરવી છે, તો આપણી સઘળી રીતભાતો તથા સ્વભાવ તેમનાંથી એટલા બધા જુદા છે કે તેમને ઘડીએ ઘડીએ તેમાં માથું ઘાલવાનુ મન થશે, અને આમ થવાથી આપણને તથા સરકારને મોટો ગેરફાયદોજ છે એમ અમારૂં સમજવુ છે.

આ પ્રમાણે અમારો મત આ એક પેટા બાબતપર આટલો બધો ઉલટો છે, તોપણ તે ઉપરથી બાળલગ્ન જવલેજ થાયછે અને વિધવાઓ પંડેજ ઘણીખરી વૈધવ્ય પાળવાને ચાહે છે, એમ જો અમે તકરારમા લાવીએ તો તે મ્હો જૂઠું ને દેશ દ્રોહીનુજ કામ કહેવાય. બતાવેલો ઉપાય પસંદ ન પડવાથી રોગજ સતાડવા જવુ એ કેવી બાળચેષ્ટા, અને તેના જેવો શરીરને બગાડવાનો બીજો રસ્તો પણ કયો છે ? માટે અમારા ભાઇબંધોને અમારી એ આર્જવ પૂર્વક ભલામણ છે, કે બધાના અભિપ્રાયો શાંતપણે સાભળવા, આપણાથી વિરૂદ્ધ અભિપ્રાય આપતા હશે તે મૂર્ખ અને આપણેજ ડાહ્યા એમતો જગતમાં હોયજ નહિ એમ નમ્રતાથી સમજવુ, પોતાના ને પારકાના અભિપ્રાયોનુ ગંભીર બુદ્ધિએ તોલન કરવુ, અને છેવટે પોતાને જે સારો લાગે તે રસ્તાની વિવેકથી સર્વને ભલામણ કરવી. આ કામ આપણા મતવાદ ચલાવવાનુ નથી, પણ દેશનુ એટલે આપણ સર્વનું તથા તેની સાથે આપણી સઘળી ઓલાદનુ પણ ભલુ શી રીતે થાય તેનો વિચાર કરવાનુ છે. એમા અભિમાન કે અજ્ઞાનથી ભૂલ થઈ તો તે આપણનેજ નડશે, અને તેમ કાંઈ તાબડતોબ કરવુતો જોઈએજ એવી નરમી દશાએ આપણે આની પોહોચ્યા છઇએ. માટે થાઓ જાગૃત, વહેલાવહેલા કાંઈ પાકા ઠરાવપર આવો, અને ઇશ્વરનુ નામ લઈ હોંશથી મંડો તે કામે, અને ફતેહ મળે ત્યાં સુધી તે કામમા અડગ હિમત, અખંડિત હોંસ. અને પરસ્પર સંપથી મંડ્યાજ રહો, એવી આ લખનારની નમ્રતાભરી અરજ સઘળા દેશી ભાઇઓને છે.

ધ. ધ.

# नाटकशाळा ने गोपीचंद नाटक*.

નાટકશાળા એ સુધારાની નિશાનીછે. કાળીદાસાદિકના સર્વોત્તમ નાટકો સંસ્કૃતમાં છે એજ તે કાળના આપણા સર્વોત્તમ સુધારાની અચૂક સાબીતીઓ ગણાયછે. વિદ્યાના ગ્રંથ તો તે બનાવનારનીજ બુદ્ધિનો પુરાવો હોય. કાવ્યો પણ ગણ્યા ગાંઠ્યા અમુક વર્ગજ સુધરેલો હતો તે કરતાં વધારે સિદ્ધ કરી શકતા નથી. ચોપાનીયાં ને વર્તમાનપત્રોની વિદ્વત્તા પણ શું બતાવે છે! એજ કે તેના વાંચનારાઓ એવી વાતો સમજવાને લાયકછે અથવા. પરંતુ આખો જનસમૂહ જ્ઞાન, વિચાર, તથા મનોવૃત્તિમાં કેવા છે તેની ખરેખરી આરસી તો નાટકશાળાજ છે, કેમકે ત્યાં તો વાંચનાર ને નવાંચનાર આખું આલમ વખતો વખત આવી જાય છે, અને તેથી તે બધાને ગમતા, સમજાતા, અને રસ લાગતાં નાટકોજ ત્યાં ભજવવામાં આવે. માટે જે દેશના નાટકો સુઘડ, સુરસ, ને સૂક્ષ્મ વિચારથી ભરેલા, તે દેશના લોક પણ સુઘડ, સુરસ, ને સૂક્ષ્મ વિચાર કરવાની સ્થિતિએ પહોંચેલા છે એમ જે માનવામાં આવેછે તે સામાન્ય પણે વાજબીજ છે.

એજ કારણથી નાટકશાળા એ સર્વોત્તમ શિક્ષાગુરૂ ગણાયછે. પાઠશાળા કે પુસ્તકશાળાથી પણ એની સત્તાને પહોંચી શકાતું નથી. લોકના જ્ઞાન, નીતિ, ને વિચાર ઉપર નાટકશાળાને દ્વારે જેટલી અસર કરી શકાય છે તેટલી કોઈ પણ બીજે રસ્તે કરવી એ અશક્યજ છે. એક ઇંગ્રેજી વિદ્વાન કહી ગયો છે કે મારા હાથમાં કોઈ પણ દેશનાં ગીત બનાવવાનું કામ આપો, અને પછી તેની ઉન્નતિને માટે ત્યાંના કાયદા બાંધનારા કેવું ડાંપણ કે મૂર્ખાઈ વાપરે છે તેની હું જરા પણ પરવાહ રાખીશ નહિ. આપણે આપણા દેશના ખુદ અનુભવ ઉપરથી જાણીએ છે કે જ્યાં સુધી આપણા ભાટચારણો ભટાઈ કરનારા નીચ અભાગીયા થઈ ગયા નહોતા,

* રચનાર ડા. દામોદર રતનસી સોમાણી તથા દુર્લભદાસ વિ. રઘાભાઈ ધ્રુવ. પૃષ્ટ ૬૪. કિંમત આના આઠ. પ્રસિદ્ધ કરનાર ડા. દામોદર રતનસી, કાળકા દેવીને રસ્તે મહાજનવાડી પાસે નં. ૨૭ ના ઘરમાં મુંબાઈ.

ત્યાં સુધી તે આપણા શૂરાતનનો કાંટો મદોન્મત્ત વિદેશી વિજયીઓની સામા પણ કેટલો ઉંચો રાખવાને શક્તિમાન થયા હતા એટલો ઉંચો કે તેના ગુણ ગાનમાંજ રાજસ્થાનનો ઇતિહાસ કર્તા ટાડસાહેબ પાને પાને ગુલતાન થઇ ગએલો માલમ પડેછે. તેમજ જારભક્તિનાં ગીતોએ દેશની કેટલી ખરાબી કીધીછે તેઓઇને અજાણ્યું નથી. ટુંકામાં ગીત કાવ્યની અસર સારીકે નઠારી બેહદજછે. તેછતાં ગીત દેશમાં એકવાર ફેલાય ત્યાર પછીજ એવી અસર કરી શકે. પણ નાટકશાળાતો જન સમૂહની વચ્ચેજ સાદ કરતી ઉભી રહે છે, અને તેનો મનોહર સાદ સાંભળી લોકો દોડ્યા આવે છે. આખા દેશની મનોવૃત્તિને નાટકશાળા જે માર્ગે વાળવા ચાહે, તે માર્ગે વાળી શકે."

નાટકશાળાનો બોધ સારો કે નઠારો માણસના મનમાં ચોંટી બેસે છે તેવો તેને કોઇનો પણ બેસતો નથી. નાટકના તખ્તા ઉપર સીતા શૈલનું સાક્ષાત અનુકરણ જોનારના મન ઉપર પતિવૃતાધર્મની જેટલી છાપ પાડે તેટલી કોઈ પણ કથાપુરાણથી પડી શકતી નથી. રાવણવધ જોઈ જુલમગાર રાજાને જેટલી ચાનક મળે, તેટલી બીજે કયે માર્ગે મળવાની હતી? શંકુતલાનો એક બેસ સ્વયંવરનો જેટલો બોધ કરે, તેટલો કરોડો નિબંધોથી પણ થઈ શકે નહિ. પ્રજામતને અનુસરવું એના જેવો રાજાનો બીજો કોઈ પણ ધર્મ નથી એ વાત ભવભૂતિએ સીતાપરિત્યાગના સંબંધમાં કેવી સરસ રીતે ઉત્તરરામચરિત્રમાંપ્રબોધી છે । અલબત્ત એ નાટકો તેવી રીતે ઉસ્તાદોના હાથથી લખાએલાં જોઇએજ, અને તેમ થાય એ હેતુથી તો અમે આ વિષય હાથમાં લીધો છે, પણ કહેવાની મતલબ એ છે કે દેશમાં સુબોધ કે કુબોધ ફેલાવવાનું નાટકશાળા જેવુ એકે સાધન નથી. દેશને સુરસિક, શૂરવીર, કે ફુવડ, ને બાઇલો કરવો, એ નાટકશાળાના વ્યંગ્ય પણ સફળતમ બોધની ઉપરજ બહુધા આધાર રાખે છે. નાટકશાળા એ સુધારા, કે કુધારાનું એક મહા જબરદસ્ત હથિયાર છે, અને વિચારવંત સુધારકો હમેશાં તેને પોતાના પક્ષમાં લેવા કદી પણ ચૂકતા નથી.

અમારો હેતુ એમ નથી કે નાટકો બોધપ્રાધાન્ય હોવાં જોઇએ. નાટક લખનારે બોધ કરવા ઉપર લક્ષ રાખવું જોઇએ, એમ પણ અમે કહેતા નથી. અમારા વિચારમાં તો બોધ કરવો છે એ વાતજ તે ભૂલી જાય તો

સૌથી સારૂંછે. જેમ શ્રોતા ઉપર મારે અસર કરવીછે એમ ધારીને ભાષણ આપે છે, તે કદી પણ અસર કરનારો વક્તા થઈ શકતો નથી, તેમજ બોધ ઉપર નજર રાખનારાં નાટકો તો નકામાં ટાહેલાંજ સમજવાં, કે જે ધોબીના કૂતરાંની પેઠે નહિ ગામનાં કે નહિ ઘાટનાં. એવાં, ટાહેલાંતો હાલ બહુ એ લખાય છે, પણ તેને કોઈએ નાટકશાળા હાથમાં પકડતી નથી, અને હાથમાં પકડવાં નજ જોઇએ. રસ, જે કાવ્ય નાટકોનું લક્ષણ, તે જેણે છોડ્યું, તે કાવ્યનાટકે તો પોતાનો સ્વધર્મજ છોડ્યો, અને તેમ થયું એટલે તે કશા કામનું રહ્યું નહિ. સુબોધ એ સારા નાટકનું સ્વાભાવિક ફળ છે, પણ તેનો ઉદ્દેશ નથી. શુદ્ધને ઊંચા રસમાં સ્વાભાવિકપણેજ સારો બોધ સમાએલો છે. પણ તે બોધનરૂપે નહિ, અને બોધનરૂપે નથી તે માટેજ તે વધારે અસર કરેછે. જેમ કહેણી કરતાં રેહેણીજ ખરેખરી બધાને સુબોધદાયક ગણાય છે, તેમ સરસ નાટકનાં પાત્રો ભાષણો આપીને નહિ પણ, પોતાના મહાન આચરણોથીજ સુનીતિનો બોધ રામબાણ રીતે કરે છે. આ કારણથી વ્યવહારમાં તો સારાં નાટકોથી રસ ને સુબોધ બંને મળેછેજ. રસ એજ કાવ્ય નાટકોનો ઉદ્દેશ છે એમ કહેવું એ માત્ર રસશાસ્ત્રની સાંકેતિકજ કોટિછે. પરંતુ એ કોટિને અહિયાં છેડવાની જરૂર એટલા માટે પડીછે કે હાલ સુધારકોમાં થોડાક ટાહેલાંપક્ષી નીકળ્યા છે તે નીતિનાં ભાષણોજ કાવ્યનાટકમાં જોઇને રાજી થાયછે, અને તેની પેઠે અમે પણ એવાં ટાહેલાંજ માગતા હઇશું એમ સમજી, રસિકમંડળ (કે જેનોજ આ વિષયની સાથે ખાસ ઘલાખો છે) તે અમારી આ દેશોપયોગી સલાહને માં મચડી કાનેજ ધરે નહિં એવી અમને દેહેશત રેહેતી હતી. અમે પણ કાવ્યનાટકોને રસમય,ને રસોદ્દેશીજ જોવાને ઇછીએ છીએ, અને તેવાં નથી તેથીજ ભારે ખરાબી થાયછે એ અમારે આ ઠેકાણે ફરીયાદ કરવાની છે.

નાટકશાળાઓની સામા ફરીયાદ કાંઈ આજકાલની નથી. મુંબાઇના વર્તમાનપત્રો બુમ પાડી પાડીને થાકી ગયા, અને હવે તો સભ્ય ગૃહસ્થોએ સાંભળવુંજ ઘણું કરીને માંડી વાળ્યું છે. તોપણ નાટકશાળાઓ ન સુધરતાં ઉલટી બગડતીજ જાય છે. છેલ્લાં આઠ દશ વર્ષથી તો આ ચેપ ગુજરાતને લાગી ત્યાં પણ એનો ફેલાવો બહુજ થયોજ છે. જ્યાં જોઇએ ત્યાં પથરા

બાધક ને રાખબાધક એવા ખોટાં ખોગં ઠગાઈ ભરેલાં નામો ધારણ કરી દેશની નીતિરીતિમાં કેવળ બગાડો કરતીજ (કોણ જાણે ક્યાંથી ઉત્પન્ન થઈ) અજ્ઞાન ને અણઘડ નાટકમંડળીઓ ભીખારીના ટોળાની પેઠે ગામેગામ રવડતી માલમ પડેછે. એ ટોળીઓ થોડી હતી ત્યાં સુધીતો કાંઈ સારૂં લાગતું, પણ હવે તો મુંબાઇની પેઠેજ ગૂજરાતના લોક કાયર થવા માંડ્યા છે. મુંબાઇની પેઠેજ અહિંયા પણ છોકરાઓ ભણવું ગણવું છોડી જ્યાં જઇએ ત્યાં નાટકના બિભત્સ રાગડાજ કાઢતા જોવામા આવેછે. કેટલાક તો એની પછાડી નીકળી પણ જાયછે.

આ રીતે ચોતર્ફ ગૂજરાતમા પોકાર ઉઠી રહ્યોછે, તોપણ એનો ખરો ઉપાય કોઇને સૂઝતો નથી. માત્ર પોકારથી કાંઈ પણ ફાયદો થવાનો નથી. તેમજ સારા માણસો કંટાળી એવા નાટકો જોવા જવાનુજ છોડી દેવા લાગ્યા છે તેથી પણ તેનું જોર કાંઈ ઓછું થઈ જાય એમ અમને લાગતું નથી. એથીતો ઉલટું ફળ એ થાય છે, કે સભ્ય માણસોને જોઈ પહેલાં જે કાંઈ સંકોચ પડતો હતો તે દૂર થઈ નાટકોમાં મૂર્ખાઇ, ને અસભ્યતા વધતી જાયછે. માટે સમજુને શાણા માણસની તો ફરજ એ છે, કે નાટકો જોવા જઈ તેની જે ખોડખાપણો માલમ પડે તે જાહેરમાં મૂકવી. આપણા ગૂજરાતી વર્તમાનપત્રોને માલમ નથી, પણ વિલાતમાતો તેઓ પોતાનુ એક એ કામજ સમજે છે કે આગલી રાત્રે જે નાટક થયુ હોય તેને વિષે બીજે દહાડે પોતાના વિચાર પ્રગટ કરવા. આમ કર્યાવિના બિચારા નાટકવાળા પોતાના ગુણદોષ શી રીતે જાણે, અને ન જાણે તો પછી પોતપોતાને ઉધેરસ્તેજ ચાલ્યા જાય તેમા નવાઈ શી? વર્તમાનપત્રોએજ નહિ, પણ ખાનગી ગૃહસ્થોએ પોતાના મિત્રમંડળમા નાટક કેવી રીતે ભજવાએલું તેની ચર્ચા કરવી જોઇએ, કે સુધરેલું લોકમત બંધાય, અને સુઘડ લોકમત બંધાયા પછી નાટકટોળીઓની તાગાદ નથી કે તેઓ હાલના જેવા ઢંગ કે ઢાળવિનાના નઠારા નાટકો તખ્તાઉપર આણવાની હિંમત કરે.

હાલ નઠારા નાટકો થાયછે તેનો ઘણો દોષતો અમે નાટક ટોળીઓ કરતા નઠારા લોકમતનેજ આપીએ છીએ. સભ્ય ગૃહસ્થો કંટાળીને કે ગમે તે કારણથી તેને પૂરૂં ઉત્તેજન આપતા નથી, અને તેથી તેનો મોટો આ-

ધારે નીચવર્ગનાં લોકનેજ રાજી કરવા ઉપર રહેલો છે. જો એ નાદાન શ્રોતા વિદૂષકનું મૂર્ખાઈ કે બેહાઈભર્યું બટકબોલું સાંભળીનેજ રાજી થઈ તાળીઓ પાડતા દેખાય, તો સ્વાભાવિકજ છે કે નાટકમંડળીઓ એવું બટકબોલુંજ આખા નાટકમાં આણવાના જો જોનારાને દાદરાઠુમરી કે ખ્યાલ ટપ્પાજ કે ગઝલ રેખ્તાપર વિશેષ ભાવ હોયછે, તો નાટકમાંના રાજા ને બુઢ્ઢા પંડિતો પણ ઢોલીયા બની ભરેસભામાં કાને હાથ દઈ રાગોટાજ કાઢવા મંડી જાયછે. જો એવા લોકને બિભત્સ વાતના ઇશારા ગમેછે; તો સભ્યનાટક મંડળી પણ તજવીજે તજવીજે તે-મજ કરવા દોરાવાની, ને દોરાયછેજ, અરે અમને તો દેહશત લાગે છે કે જો આ નાટકોનું વલણ સુમાર્ગે વાળવામાં જલદીસર નહિ આવે, તો તે બગડીને જતે દહાડે ભવાઇના જેવાંજ થઈ જશે.

આવી હાલ આપણી નાટકશાળાઓની સ્થિતિ આખા ગુજરાતખાતે છે, અને તેને સુધારવાનો ખરો ઉપાય એજછે કે તેનું વિવેચન, નિરંતર વિવેચન, ખરા રસિક પુરૂષોની તર્ફથી થવું જોઇએ. નાટકનો શોખ એકવાર લોકમાં ઉત્પન્ન થયોછે તે જતો રહેવાનો નથી, અને નાટકટોળીઓ ગમે એવી છે પણ તે દિનપર દિન વધતીજ જવાની એ નિશ્ચય કરીને જાણવું. માટે એને સુધારવી, સુમાર્ગે વાળવી, અને લોકની આંખ આગળ શુદ્ધ ને ઉંચા રસના નાટકો મૂકવાં કે સ્વાભાવિક રીતેજ તેઓ તેને પસંદ કરશે, અને હાલના કચરા કે રદ્દીઆને ધિક્કારતા શીખશે. બાળકના હાથમાંથી જોખમકારી રમકડું લઈ લેવું હોય, તો તેનો સર્વોત્તમ ઉપાય એજ છે કે બીજુ રમકડું નિર્દોષ પણ તેથી એ રઢીયાળું તેની આગળ ધરવું. તેમ ન કરતાં ખેંચતાણ કરવા જઇએ, તો બેમાંથી એકનો હાથ કપાય એજ ફળ થાય. અર્થાત્ નઠારાં નાટકને કાઢવાનો ઉપાય એજ છે, કે સારાં નાટકને ઓળખી તેને ઉત્તેજન આપવું, અને તેનાં જે દોષ હોય તે વિવેકથી બતાવવા.

ગોપીચંદ નાકનો વિષયતો ક્યાંનો ક્યાં રહ્યો, અને અમેતો નાટકશાળાના નિરાળા વિષય ઉપરજ બહુ ઉતરી પડ્યા એમ કોઇને લાગશે ખરૂં, પણ આ વિવેચન આરંભવા પહેલાં તેમ કરવાની જરૂર હતી. આ નાટક

અમારા હાથમાં આવ્યું ત્યારે પ્રથમ વાંચાનેતો એમાં કાંઈ ઝાઝો માલ નથી એમ કહી તેની એક સાધારણ નોંધ લેવાનોજ ઠરાવ કર્યો, પણ તેમ કરવા જતાં અમારા મનમાં ઉપલા વિચારો એકપછી એક ઉઠ્યા ગયા; અને છેવટે અમને લાગ્યું કે આવા ભજવાતા નાટકનુંતો વિસ્તારથી વિવેચન કરવું એ અમારી હાલને સમે ખાસ ફરજ છે.

નાટક બે પ્રકારના કહેવાય છેઃ—વાંચવાનાં, અને ભજવી બતાવવાનાં. એમાં ભજવી બતાવવાના તેજ નાટક ખરાં, અને ઉપર જે નાટકનું બળ વર્ણવ્યું તે એવાજ નાટકોનું સમજવુ. વાંચવાના નાટકતો ફકત બીજાં પુસ્તક જેવાં છે, અને તેની અસર ટુંકી હદમાંજ રોકાઈ રહેછે. આ પણી ભાષામાં વિદ્વાનોએ કેટલાંક નાટક લખ્યાં છે, પણ તે માત્ર વાંચવા લાયક છે. કેટલાંક વર્ષ ઉપર સુરતની કોઇ નાટક મંડળીએ "ભટનું ભોપાળું" કેટલીકવાર ભજવી બતાવ્યું હતું, અને "લલિતા દુઃખદર્શક" કેટલાક ફેરફારની સાથે કોઈ કોઈ વખત નાટકના તખ્તા ઉપર આવ્યા કરેછે ખરું, પણ તે સિવાય એમાંનુ કોઈપણ બીજું નાટક ભજવવાને પ્રયત્ન થયો એમ અમારા જાણવામા નથી.

ભજવાતાં નાટકતો હાલ આપણા દેશમાં કાંઈ ઓરજ પ્રકારના છે. ઘણીક નાટકમંડળીઓ પાસેતો લખેલા નાટકજ હોતાં નથી, પણ કથાભાગ યાદ રાખી પાત્રો પોતાની જેમ મરજીમાં આવે તેમ તે પ્રસંગાનુસાર બોલી લેછે. આવા બિનતૈયારીના બકબકાટમાં તે કાંઈ પણ બલીવાર થી રીત હોઇ શકે? કેટલીક મંડળીઓ પાસે પદ્યબંધ આખ્યાનો હોય છે. તે આખ્યાન સૂત્રધાર ગાઈ બતાવે છે ત્યારે પાત્રોને શું બોલવું તેની ખબર પડે છે. આના જેવુંતો અસ્વિાભાવિક કે હસવા જેવું એકે નથી. સૂત્રધાર રાગડો કાઢી રહે, કે તેનો ભાવાર્થ અભણ પાત્રથી જેમ સમજાય તેમ ભાંગી તૂટી ભાષામાં બોલે, અને તેમાં છેવટે અગત્યનો પ્રશ્ન પુછ્યો હોય કે જેનો જવાબ સામા પાત્રે જુસ્સાથી તત્કાળજ દેવો જોઇએ એમ હોય, તોપણ તે બિચારૂં સામું પાત્ર મોં વકાઈને ઉભુંજ રહે છે, અને શો જવાબ દેવો તે સૂત્રધાર તાનમાનથી રાગ ઘૂમાવતો દોઢ પોહોરે ગાઇ રહે છે, ત્યારેજ તેને માલમ પડે છે. આતો દશ્ય કાવ્ય નહિ, પણ મવ્ય કાવ્યજ થયું એવા

નાટક કરતાં તો પડદા બડદા આઘા ફેંકી દેવાડી એકલા સૂત્રધારનેજ સામે બેસાડી બધું આખ્યાન ગવડાવ્યું હોય, તો વધારે રસ પડે, અને તે બિચારા સૂત્રધારને પણ પોતાનું સંગીતચાતુર્ય દેખાડવાનું બરાબર બની આવે. આ રીત પ્રથમ દક્ષિણીઓએ હાલનાં નાટક ઉભાં કર્યાં ત્યારે અજ્ઞાનને આળસુ પાત્રોથી પાઠ તૈયાર થઈ શકે નહિ એમ ધારી દાખલ કરી હતી, પણ પાછળથી તેમને માલમ પડ્યું કે દરેક પોતપોતાનો થોડો પાઠ તૈયાર કરવો એ અજાણ્યાને જેવું લાગે છે તેવું કાંઈ તે અઘરૂં કામ નથી. હાલ પૂનાની સારી નાટક મંડળીઓએ એ અણઘડપણાની રીત ઘણાવખતથી છોડી દીધી છે, અને સંસ્કૃત કે ઇંગ્રેજી પદ્ધતિ પ્રમાણેજ નાટક કર્યા જાય છે. ગુજરાતીઓએ પણ હવેતો તેમ કરવુંજ પડે છે.

થોડીક આપણી મંડળીઓ પાસે લખેલાં નાટક હોય છે ખરાં, અને તે પ્રમાણે ભજવવાને પાત્રોતો પોતાની તર્ફથી બનતી મેહેનત પણ કરે છે, પરંતુ તેમાં બધો દોષ નાટકલખનારોનોજ હોય છે. એ નાટકો એવીતો અણઘડ રીતે લખાયલાં હોય છે, કે જેણે તે જોયાં નથી તેને તેનો વિચાર પણ આવવો મુશ્કેલ પડશે. આ નાટકો ઘણું કરીને છપાતાં નથી, અને તેથી તે વાંચનારી આલમની નજરે ક્વચિતજ પડે છે. એમાંના કોઈ કોઈ છપાય છે, પણ તેના બનાવનારનીજ હિંમત કોઈ વર્તમાનપત્ર કે ચોપાનીયા ઉપર અભિપ્રાયને માટે મોકલવાની થતી નથી. બેચાર વર્ષ ઉપર એવું એક ચિથરૂં અમારી ઉપર આવ્યું હતું, પણ તેણે અમારી ઉપર મોકલવાની હિંમત ચલાવી તે ઉપરથીજ અમે અટકળ બાંધી હતી, કે એ ભજવાતું નહિ પણ ભજવાતાં નાટકો જોઈ કોઈ જુવાનીયાએ બનાવેલું નાટક હશે. એવાં બીજાં પણ હાલની નઠારી નાટકશાળાના નકલી નઠારાં નાટકો હાલ ઘણાં છપાય છે, અને તે ઉપરથી જણાય છે કે નાટકશાળાના દોષ શુદ્ધ પુસ્તકવર્ગમાં પણ પેસવા માંડ્યા છે.

ભજવાતું નાટક તેના *બનાવનાર તર્ફથીતો અમને આ પહેલવહેલુંજ

* મોરબી નાટકમંડળીવાળાનું ભર્તૃહરિ નાટક કોઇની તર્ફથી અમને થોડા મહીના ઉપર મળ્યું હતું, પણ તે અમારા ખાનગી નામે અને અંધકાર તર્ફથી ન આવેલું વગેરે કેટલાંક કારણોને લીધે તેની ચર્ચા કરવી નહિજ એ અમને ઉચિત લાગ્યું હતું.

મળે છે, અને તેથી તેનું વિવેચન અમારે કાંઈક વિસ્તારથીજ કરવું જોઈએ. અલબત્ત એનું વિવેચન બીજા પુસ્તકોનું જેવા માપથી કરીએ છીએ તેવા માપે કરવું એ વાજબી કહેવાય નહિ. હાલ ભંજવાતાં નાટકોના ગુણદોષ તો ઉપર કહેલી નાટકશાળાની સ્થિતિનો વિચાર કરી રેહેમ નજરથીજ બતાવવા જોઈએ, કેમકે એવાં નાટકો વિવેચક કે વિદ્વાન વર્ગને નહિ, પણ સામાન્ય શ્રોતાજનોને પ્રસન્ન કરવાને અર્થેજ લખાયલાં છે. ઉપર અમે વર્તમાનપત્રોને દરેક ખેલની નોંધ લેવા ભલામણ કરીછે ત્યાં તેણે પણ હાલ આવી રેહેમ નજરથીજ વર્તવું જોઈએ એમ અમારો અભિપ્રાયછે.

હવે આ નાટકનું ખરેખરૂં વિવેચન એ ટપથી આવતા અંકમાં થશે.



## ટુંકીદૃષ્ટિનો રોગ.

કેળવણી લેવાના વખતમાં બાળકો કેટલીક જાતનાં દરદોનાં ભોગ થઈ પડે છે, તે વાતથી થોડાજ જાણીતા હશે. તે વખતમાં તેમને લાગુ પડતાં જુદાં જુદાં દરદોમાં આંખનું એક ચોકસ દરદ, જે "ટુંકી દ્રષ્ટી" ને નામે ઓળખાય છે, અને જેને ઇંગ્રેજીમાં "શોર્ટ સાઇટ" કહેછે, તે મુખ્ય છે. અભ્યાસ કરતાં બાળકોમાં તેનો ફેલાવો કેવો મોટો થાય છે તે ગણત્રીથી કેટલાક લખનારાઓએ આપણને જાણીતા કર્યા છે, પણ તે સઘળી ગણત્રી યૂરોપ તરફની હોવાથી આ દેશમાં તેની હાલત કેવી પ્રકારની છે તેથી આપણે ઘણેક દરજ્જે અજાણ રહેલા હતા. તેનો ખુલાસો કેળવણી ખાતાના ઇન્સ્પેકટર મી० ટી० બી० કર્કહામે, તા. ૧૯ મી માર્ચ સને હાલના દિવસે કેળવણી ખાતાને બરની વસ્તુઓના સંગ્રહસ્થાનને ખુલ્લું મુકવાની ક્રિયા વખતે કરેલાં ભાષણમાં કર્યો છે. મી. કર્કહામના જણાવ્યા પ્રમાણે, તેણે ઇંગ્લાંડમાં રહીને એ બાબતની શોધ કરેલા બાદ, અત્રે આવીને આપણી તરફની નિશાળોમાં તપાસ કરી હતી, અને તેના પરિણામમાં મુંબાઇની હાઇસ્કૂલોમાં અભ્યાસ કરનારા છોકરાઓમાં સેંકડે તેર, ચઉદ અને પંદર સુધી છોકરાઓ ટુંકી દ્રષ્ટિના ભોગ થએલા માલમ પડ્યા હતા. જીલ્લાઓનાં ગામડાંઓની નિશાળોમાં શરૂઆતની કેળવણી લેતાં છોકરા-

ઓમાં સેંકડે એથી ત્રણ, અને આગળ વધારે અભ્યાસ કરનારાઓમાં સેંકડે પાંચથી ૭ છોકરાં ટુંકી દ્રષ્ટીવાળાં જણાયાં હતાં. મુંબાઇની કૉલેજોમાં અભ્યાસ કરનારા છોકરાઓની એ પ્રકારની સ્થિતિ વિષે જો કે મી. કર્કહામે અજાણપણું બતાવ્યું છે, તો પણ યૂરોપ ખંડનાં અનુભવ ઉપરથી આપણે આટલું તો ચોકસ સમજવું જોઇએ કે, તેમની સંખ્યા હાઇસ્કૂલના વિદ્યાર્થિઓ કરતાં વધારે આવશે. યૂરોપખંડની ચોકસ થએલી ગણત્રીઓ ઉપરથી ખુલ્લી રીતે માલમ પડે છે કે, કેળવણી લેતાં છોકરાંઓ અભ્યાસમાં જેમ જેમ ચડતાં જાય છે, તેમ તેમ ટુંકી દ્રષ્ટિનાં દરદોનો ફેલાવો તેમનામાં વધારે થાય છે, અને આપણી તર્ફની મી. કર્કહામે આપેલી ગણત્રીમાંથી પણ એવોજ સાર નીકળે છે.

આગળ જણાવલી તથા મી. કર્કહામે આપેલી વિગત પ્રમાણે, યૂરોપ ખંડમાં એ દરદનો ફેલાવો સરવે કુરતાં વધારે જર્મની દેશમાં છે, અને ત્યાંની હાઇસ્કૂલના એવા દરદી છોકરાઓની સંખ્યા સેંકડે પચાસ સુધીની અને કૉલેજના વિદ્યાર્થિઓમાં સેંકડે સાઠ સુધીની છે. અલબત એ સંખ્યા ઘણી મોટી અને દિલગીરી ઉપજાવનારી છે, અને એની સાથે સરખાવતાં આપણી તર્ફના નિશાળીઆઓની સ્થિતિ સારી છે. પણ એ ઉપરથી આપણી તર્ફના નિશાળીઆઓ માટે તપાસ રાખવાની તથા સુધારો કરવાની અગત ઓછી થતી નથી. એક દેશમાં ઘણા માંણસો એક દરદનો ભોગ થાય તેટલા માટે બીજા દેશમાં થોડા પણ જરૂર થવા જોઇયે. એમ નથી, અને તેવી હાલતપર સંતોષ પકડી બેસી રહેવું ડહાપણ ભરેલું નથી. કોઇ દરદ એવું નથી, કે જેનો ઉપાય કુદરતના ભંડારમાં ન હોય, અને જેને લાગુ પડતાં ઉપાયથીએકદમ અટકાવી નહિ શકાય.તે છતાં કેટલાંક દરદો ઉપાય વિનાનાં જોવામાં આવે છે તેનું કારણછે,અને તે એ કે,તેમના ઉપાયો શોધી કહાડવાને આપણે હજુ સામર્થ્યવાન્ થયા નથી, સારાં ભાગ્યે,નિશાળમાં શીખતાં છોકરાંઓને લાગુ પડતાં ટુંકી દ્રષ્ટિનાં દરદ, વગરઉપાયનાં દરદોની સંખ્યામાં નથી: એ દરદ લાગુ પડીને વર્ષો ગયા પછી ચશમાંની મદદ સગવડ કરવા શિવાય તેને સાજુ કરવાનો ઉપાય જો કે જણાયલો નથી, તો પણ એ કઢંગા દરદને લાગુ પાડતાં અટકાવવાના ઉપાયો પર-

મોંઘું વિદ્વાનોની મેહેનતથી જાણવામાં આવ્યા છે. તે ઉપાયો કંઈ જ નહિ પણ એ દરદ લાગુ પાડવાનાં કારણો દૂર કરવાના છે, અને તે કારણને દૂર કરવા એ ખુદ તે દરદને દૂર કરવા બરાબર છે. તે કારણો ત્રણ પ્રકારનાં છેઃ—એક, નિશાળના મકાનમાં ઓછું અજવાળું; બીજું, વાંચવાની ચોપડી અને લખવાની કાપી તથા કાગળ અને આંખ વચ્ચેનો જોઈએ તે કરતા વધતો વા ઓછો તફાવત રાખવાની ખામી; અને ત્રીજું, દરરોજ ઘણા કલાક સુધી વાચવુ તથા લખવુ.

એ ત્રણ કારણો વિષે સઘળી નિશાળોમાં જો પુરતી સંભાળ લેવાઈને તેમને દૂર રાખવાની કોશેશ કરવામા આવે, તો ટુંકી દ્રષ્ટિના દરદથી અભ્યાસીઓ મોકળા રહી શકે. અજવાળાની કોતાઈને કેમ દૂર કરવી, તેની સમજ આપવાની કાંઈ પણ જરૂર નથી. તેમજ વાચવા લખવાનુ કામ ઘણો વખત સુધી ચાલુ રાખવાનો અટકાવ કેમ કરવો, તેમાં પણ કાંઈ નવુ શીખવાનું નથી. પણ વાચવાના ચોપડી અને લખવાની કાપી તથા કાગળો અને આંખ વચ્ચેનો તફાવત બરાબર કેમ રાખવો, તેની સમજ કેળવણી આપવાનુ કામ બજાવનારાઓએ મેળવવી જોઈએ છઈએ, અને તેતો મેળવી શકે એવા ઉપાયો સેવડાવના જોઈએ છીએ. તે માટે પહેલો ઉપાય એ છે કે, તેનો ખુલાસો એક સાદી ઈબારતની ચોપડી મારફતે બહાર પાડવો, અને તે પ્રમાણે વર્તવાની શિક્ષકો તથા નિશાળીઆઓને ફરજ પાડવી. નિશાળના મકાનમાં પૂરતું અજવાળું રાખવાની તથા છોકરાઓને ઘણો વખત વાંચવા લખવાનાં કામથી દૂર રાખવાની રીત જો કે સર્વને જાણીતી છે, તોપણ તે સઘળી જગોએ અમલમાં આવતી નથી, જેથી તેની તાકીદ લાગતા વળગતાઓએ કરવી જોઈએ. આજ સુધી એ બાબત ઉપર અત્રે બેદરકારી અને અજાણપણું દેખાડવામાં આવે છે, પણ હવે તેવી હાલતમાં ન રહેતાં અત્રેના કેળવણી આપનારાઓએ તે પર ગંભીર ધ્યાન આપવુ જોઈએ છઈએ. આપણી હાઈસ્કૂલમા, સેંકડે પંદરે સુધી, અને કાલેજમા વધારે ટુંકી દ્રષ્ટિના દરદવાળા વિદ્યાર્થિઓ મળી આવે એ દિલગીરી ભરેલું તથા ઊતરતી ઓલાદના હકમા નુકસાનકારક છે, અને તેનો ઉપાય કરવાને હવે વધારે વાર ઢીલ કરવી જોઈતી નથી.

( લો. મિ. )

—※—

# સારસંગ્રહ.

બંગાળામાં રેલવેપર ભયંકર અકસ્માત.—ઇસ્ટર્ન બેંગાલ રેલવેપર બીજી અકટોબરે ભયંકર અકસ્માત બન્યોછે. એવું જણાવવામાં આવેછે, કે ગોલાંડોથી કલકત્તા જવા માટે ઉપડેલી મેલ ટ્રેન આરંઘોટાના સ્ટેશન આગળ ગુડસ ટ્રેન સાથે અથડાઈ હતી. તેમાં ગુડસટ્રેનનો ડ્રાઇવર જેમ્સ મારગન મરણ પામ્યો હતો. મેલટ્રેનના ડ્રાઇવર વાલ્ટર કમિંગ્સનો ડાબો પગ ઘૂટણ નીચેથી છૂટો પડી ગયો હતો, તે સાજો થાય એવી આશા રાખવામાં આવતી નથી. એક સ્ત્રિને ઘણી સખ્ત ઇજા થઈ છે તેની પણ સાજા થવાની આશા નથી. તેણીના બે ભત્રીજા પણ માર્યા ગયા છે. બન્ને ટ્રેનોના બન્ને ફાયરમેનો માર્યા ગયા હતા. બાવીસ જખમી થયેલા દેશી ઉતારૂઓને પહેલી બેપે આગગાડીમાં કલકત્તે લાવવામાં આવ્યા હતા. એવું કહેવામાં આવેછે કે સુમારે ૬૦ ઉતારૂઓ બધા મળીને માર્યા ગયા છે. અને ૧૭ જખમી થયાછે. એ શિવાય બીજા યૂરોપીયનો માર્યા ગયા છે. તેઓનાં નામ જાણવામાં આવ્યાં નથી.

દેશી છાપાને વધાઈ. વડાપ્રધાન મી. ગ્લાડસ્ટને, ચાલતા મહીનાની શરૂઆતમાં એક ભાષણમાં કહ્યું કે "લોરડબીકન્સફીલ્ડના પાછલા સમયમાં પ્રેસની છૂટની જે બક્ષીસ અડધા સૈકા ઉપર આપવામાં આવી હતી, અને જે છૂટનો કદી પણ ગેરઉપયોગ થયો નહતો તો તે હિંદુસ્થાનના લોકો પાસેથી છીનવી લેવામાં આવી. હું માનુંછું કે એક તારના સંદેશાના જવાબમાં, જેની ખબર નહિ કરવામાં આવી પારલામેન્ટને, કે દેશને, એક એવો કાયદો પસાર થઈ ગયો કે જેથી નેટીવ ઇન્ડીઅન પ્રેસની સ્વતંત્રતા એકદમ નાબુદ થઈ ગઈ. આવો એક કાયદો સુધારાને શરમ લગાડે છે અને બ્રીટીશ રાજ્યઅમલને શરમ લગાડે છે. ઇંડીઆની સ્ટેટ્યુટ બુકમાંથી એ કાયદો રદ કરવામાં આવ્યોછે; અને મને ખાતરી છે કે જ્યાં સુધી લીબરલ પારટીનો દેશમાં અવાજ છે અથવા રાજકારોબારમાં હીસ્સો છે ત્યાં સુધી ઇંગ્લાંડ અને સ્કોટલંડને ઘણી વાહાલી એવી જે સ્વતંત્રા તેને કંઈ પણ શરમ લગાડવા જેવું કરવામાં આવશે નહિ."

સુકાની વિમાન—ફ્રાંસખાતેના મ્યુડમ નામના ગામમાં એક વિમાન બનાવનાર અને બે આપટન વિમાનમાં બેસી નીકળ્યા. તે વિમાનને સુકાન હતાં. વિમાન સપાટાબંધ લંબરેખામાં ઉપર ગયું અને ધારેલી દિશાએ તેને વાળવાને સુકાન ફેરવવામાં આવ્યું. પ્રથમ તે વરસેલીસ તર્ફ વળ્યું. પછી પેટિટ બિસેટર તર્ફ ફર્યું અને પછી મ્યુડમ તર્ફ પાછું ફર્યું. વિમાન જે જગાએથી ઉપડ્યું હતું તે જગાએ વગર અડચણે બરાબર વખતે આવી પોહોંચ્યું. એમાં સુકાન ફેરવવાના સ્ક્રૂને ગતિ આપવાને વિદ્યુદ્યંત્રની યોજના કરવામાં આવી છે. એ સુકાનની અને સ્ક્રૂની કલ્પના ઉપર જણાવેલા બે ક્યાપટન તે મેસર્સરેનાર્ડ અને ક્રેબજ એમની છે. આજ કેટલાએક વરસો થયાં ચાલુ રાખવામા આપેલા યત્નરૂપી ઝાડને આટલે સુધી ફળ આવેલું જોઈ કોને સંતોષ નહિ થાય?

સરકારી જાહેરખબર.

જા. નં. ૧૩૯ સને ૧૮૮૪–૮૫.

ઉત્તરવિભાગની સરકારી નિશાળોના મેહેતાજીઓને લખવાનું કે આવતા નવેંબર માસમાં મેહે. ડાક્ટર ફ્રુલ્ય વીમ્બેનાથી ગુજરાતખાતે આવનાર છે તેમને જુનાં પત્રાં અગર લેખો જોવાની અને ખરીદ કરવાની ઘણી ઇચ્છા છે માટે તેનો તપાસ કરતાં કોઈ મેહેતાજી અગર બીજા ગ્રહસ્થને તે મળી આવે તેમણે અમને તુરત લખી જણાવવું. તેની જે કીમત થશે તે સાહેબ મોસુફ આપશે તા. ૧૬ અક્ટોબર સને ૧૮૮૪.

(ઇંગ્રેજી સહી) ગોપાળજી સુરભાઈ દેશાઈ.
આ. એ. ઈ. ઉ. વિ.

## निशाळोना इनाम पत्रक.

પ્રાંત કચ્છ.

( પાછલપાને ૨૩૫ થી.)

રાપર. દ. ગૂ. નિ.—૩૧ શેઠ ઇબ્રાહીમ સુલેમાન તર્ફથી ૩૧) રા. રાઘવજી પુંજા ૩૧) રા. રેવાશંકર મહાદેવ તર્ફથી ૩॥ ડાક્ટર જુનતઅલી ખાનમહમદ ૩॥ હરીરામ જગમાલ ઓવરસ્ત અરજ ૩॥ કાળીદાસ માવજી ૩॥ રા. કેશવલાલ પીતાંબર ૩॥ રા. હીમતલાલ કેશવજી કુલ ૩૬) તેમાંથી ૩૪) પુસ્તકો ૩૨) મીઠાઈ. અત્રેની સ્કૂલમાં છોકરાઓને પાણી

ગાવાં માટે અત્રેની ડીસપેનસરીના કંપૌંડર રા. હીરજી જાદવજીએ નિશાળીઓ એક પીતળનો કળશીઓ સ્કૂલમાં બક્ષીસ આપ્યો. વાર્ષીક પરીક્ષા વખતે મહારાઓશ્રી ખેંગારજી બહાદુર તરફથી રૂ.૧૨) ઇનામ.—ફતેગઢ. રા. હીમતલાલ કેશવજીભાઇએ રૂ૦ાા તથા બેલાની નિશાળના મહેતાજીએ રૂ૦ાાં તથા અહીં પુ. રાજેરાજ નારણજી ૦-૬-૦ પુ. હીરજી દામજીએ રૂ૦ વાર્ષીક પરીક્ષા વખતે મહારાજાધિરાજ મીરજા મહારાઓ શ્રી ખેંગારજી બહાદુર તરફથી રૂ૫-૨-૬ ની ચોપડીઓ.—ભચાઉ. ૬. ગુ.નિ. નવી સ્કૂલમાં વાસ્તુ કર્યું તે વખતે મહાજન તથા બીજી વસ્તીએ મળી કૂલ રૂ૫ાાં મીઠાઇ મણ ૧ વહેંચી. તથા બીજા માણસોને માટે શાકર મણ ાા રૂ૬) મહાજન તથા વસ્તી તરફથી આ વખતે મહેરબાન વહીવટદારે પોતાના પદરની રૂ૨ાા ચોપડીઓ. તથા સદગ્રહસ્થો તરફથી રૂ૦ાા સોપારી તથા એલચી આપી હતી. વારશીક પરીક્ષા વખતે મહારાઓશ્રી ખેંગારજી બહાદુર તરફથી રૂ ૧૨) ઇનામ તથા રૂ૨) નાઇટસ્કૂલમાં.—દેશલપર. રા. મુદરા વહીવટદાર સ્કૂલમાં પધારી રૂ૪ાાા ઇનામ વહેંચ્યું. તેમાં રૂ૦ાાં રા. હીમતરામ દયાશંકર રૂ૦ાા મુદરા વહીવટદારના અવલ કારકુન રૂ૦ાા દેશ દાણના કારભારી રા. મોરલીધર વલભજીરૂ૦ ભૂજ પુ. રા. વીશનજી જાદવજી તરફથી રૂ૦ પટેલ કેશવજી ધારશી રૂ૦ શેઠ આપાસે હંબારા તરફથી રૂ૦ ઠ. વલભજી ઉકડા રૂ૦ શા. પદમશી ઘેલા તરફથી રૂ૦ શા. જેઠા તેજપાર તરફથી રૂ૦ જાડેજા ખેંગારજી મોહાજી તરફથી રૂ૦ શા. લખમશી માળશી રૂ૦ શા. ભીમજી કાયા તરફથી રૂ૦ શા. કરમશી પાસડ તરફથી ૦-૧૪-૦ પરચુરણ ગ્રહસ્થોએ. શેઠ લાલજી ચાંપશીએ પોતાના ભાઇના લગન સબંધી રૂ૧)ની સાકર, વહોરા હકુ પ્રેમજીએ પોતાના પુત્રને નિશાળે બેસાડી રૂ૦ાા ખારેક. વારશીક પરીક્ષા વખત શેઠ હરિરામ નપુ તરફથી રૂ૦-૧૫-૦ખાંકીટ છોકરાઓને મીસ્તરી ભીમજી ગોવિંદજી રૂ૧-૩-૬ ની સાકર શેઠ પુરપાર નાઇયાએ રૂ૧) વટીકનાં પેંડા રાજગર લધા ધનજી રૂ૦ એક ભાઇ આર્યા થઇ તે પ્રસંગે શેઠ મુળજી બારાએ રૂ૧ા પતાસાં શા. બાજેને પેર પુત્રનો જન્મ થવાથી રૂ૧-૯-૦ પતાસાં. વારશીક પરીક્ષા વખત મહારાજાધીરાજ મીરજા મહારાઓશ્રી ખેંગારજી બહાદુર તરફથી રૂ૫-૧૦-૦ ચોપડીઓ.

પેચ્ચિ. ૯. શુ. નિ.—સવાર દેવથી ગોવાએ પોતાનેપેર પુત્રનો જન્મ થવાથી રૂ૨।। મીઠાઈ. જામનગરના મહારાજ લઘુ ધનરાજજીએ ૨૧)સાકર વોરા. દેવજી હીરાચંદ ઉનાળામા છોકરાઓને પાણી પાવાનો ખર્ચ આપે છે. શેઠ. ઠાકરસી પુરૂષોત્તમે પોતાના પુત્રના મોવાળા ઉતરાવ્યા તે માટે રૂ. ૦।।। મીઠાઈ વારશીક પરીક્ષા વખત ૨૦।।। જાડેજા જીહાજી શીંગરામજી તર્ફથી. ૨૦।।। જાડેજા દાનસંગજી મોમાયાજી ૨ ૦।।। જાડેજા સાંગાજી નેત્રુજી ૨૦।।। જાડેજા રેવાજી નેસંગજી ૦-૧૦-૦ શેઠ. ઠાકરશી પુરૂષોતમ ૦-૯-૦ વોરા દેવજી હીરાચંદ ૦ ૧-૦ શા. એતસિંહ નરસિંહ ૨૦ વોરા લાલજી જેતસી ૨૦ સોની ટોકરશી મેઘજી ૨૦।। હરીરામ લાલજી કુલ રૂ૧।। તેમાંથી ૨૪-૫-૦ ચોપડીયો ૨૨-૩-૦ શાકર અને માનીટરે ૨૦ ખજુર. ગુદાલા ઠ્ઠુ. નારાણજી જીવરાજે ૨૦।। ની દ્રાક્ષ વોરા દેવજી હીરાચંદ ૨૦।। દ્રાક્ષ ગામધણી તથા મહાજન તર્ફથી રૂ ૯-૧-૦ ની ચોપડીયો. ગાધી શેઠ. ભાગચંદ સાતીદાસ તથા વહોરા દેવજી હીરાચંદ ૨૦।। વાંકીના મહેતાજી લધા ધનજી ૨૦ દ્રાક્ષ રા. રા. એ. ઈ. સાહેબે વારશીક પરીક્ષા લઈ રૂ. ૧-૨-૦ ની મીઠાઈ મહારાજાધીરાજ મીરજા મહારાઓશ્રી ખેંગારજી બહાદુર તર્ફથી ૨૫) ની ચોપડીયો વારશીક પરીક્ષા વખત.—ભુજપર. રા. રા. રેવીન્યુ કમીસનર સાહેબે ૨૧) સાકર સોની નરસી રતનશીએ આબાં. ૨૦।। તથા શા. ગોસરી. ૨૦ દ્રાક્ષ રા. વીજપાર ઉકડાએ ૨૧) આબા, વારશીક પરીક્ષા વખત મહારાજાધિરાજ મીરજા મહારાઓશ્રી ખેંગારજી બહાદુરે રૂ. ૫।।। ચોપડીયો.—માંડવી ઝમકુ કું.શા. શેઠ કાહાનજી દ્વારકાંદાસને ઘેર પુત્ર જન્માથી મહેતાજીને પાઘડી એક રૂ૧ નોકરને. ૨૦ અને છોકરીઓને રૂ. ૦।।। મીઠાઈ. વહોરા. મુંમાઈના બાઈઆ ભગવાનદાસ નરસીએ મહેતાજીને પાઘડીના રૂ૨। તથા નોકરને ૨૦।। અને રૂ૧ છોકરીઓને મીઠાઈ. વારશીક પરીક્ષા વખતે ૨૬)ની ઓઢણીઓ. ૨૯) ચોપડીઓ અને ૨૦।। મીઠાઈ. —બીંદડા ૬. ગૂ. નિ. ભૂજના રાજગર બાલજી ઓધવજી ખાવાના પુત્ર કલ્યાણજી અત્રે પરણવા આવતાં રૂ૧ સાકર વારશીક પરીક્ષા વખતે મહારાઓશ્રી ખેંગારજી બહાદુર તરફથી ૨૦ પેથાબાઈ કુંવરજીએ ૨૧)જેથી રામજી એરાજે ૨૧) જાડેજા વખતસીંગજી તથા બાઉજી તથા મમુબાએ

૪-૯-૦ ધ્રુ. રા. ભીમજી લાધા રૂ૦। રાજગર વીરજી મુરારજી રૂ૦ શા. લાલજી કમુ. રૂ૦—કોડાણુ દ. ગૂ. નિ. વારશીક પરીક્ષા વખત શા. ઉમરશી મેઘરાજે રૂ૫) શા. કુંવરજી દેવરાજ રૂ૦। મેહેતાજી લખમસિંહ સામજી રૂ૦। ગાંધી મુળજી નાગજી રૂ૦। શા. હેમરાજ પાંચારીઆ રૂ૦। શા. તેજુડ ઓભઇઆ. રૂ૦। શા. લીલાધર મેઘરાજ રૂ૦ મોમાઈઆ સોમરે રૂ૦। શા. કાનજી દેવરાજે, રૂ૦। શા. કેશવજી ખેરાજ રૂ૧-૧૪-૦ કેટલાક સદગ્રહસ્થો મળીને આપ્યા. રૂ૧૩) ચોપડીઓ મહારાજાધિરાજે મીરજા મહારાઓશ્રી ખેંગારજી તરફથી અને રૂ૨॥ મીઠાઈ વહેંચી. અને મહાજન તરફથી મેહેતાજીને પાઘડી રૂ૧॥ માનીટરને ૦-૧૦-૦—નખત્રાણું દ. ગૂ. નિ. વારશીક પરીક્ષા વખત મહારાજાધિરાજ મિરજા મહારાઓશ્રીજી ખેંગારજી બહાદુરે રૂ૩॥ નથુ ગોપાળજી મંજમાના રૂ૨॥ માધવજી ત્રીકમજી રૂ૧ જોશી ગોપાળજી ત્રીકમજી રૂ૧ બારોટ સાંવણ રૂ૧ રા. મગનલાલ, નરશીરામ રૂ૧ રા. ખરાશંકર મોરલીધર રૂ૧ વકીલ ભગવાનજી કેશવજી રૂ. ૦-૧૦-૦

ધનજી ખીમજી રૂ૦॥ વકીલ ગોવિંદજી બેચર ૦-૬-૦ જોશી મુળજી આત્મારામ રૂ૦। જીવણ રામજી રૂ૦॥ પટેલ રામજી કાલરીઆ રૂ૦—વીરાણી, નખત્રાણાના થાણદાર મગનલાલભાઈ વિગેરે મળી રૂ૪) તથા વારશીક પરીક્ષા વખત મહારાજાધિરાજ મિરજા મહારાઓશ્રી ખેંગારજી બહાદુરે તરફથી રૂ૪) રા. મગનલાલભાઈ રૂ૧) જાડેજા. શ્રી. પબાજી રૂ૧) ગામના મહાજન તરફથી રૂ૧ દયાશંકર જીવણરામ રૂ૦। કારકુન રામજી તરફથી રૂ. ૦। વકીલ ગોવિંદજી બેચર રૂ૦—ફરાદી. ખાત્રી હરીરામ લાલજી રૂ૧) દ. મથુરાંદાસ હીરજીએ છોકરાઓની પરીક્ષા લઈ રૂ૦॥ ફોફળીઆ ગોવરધન તારાચંદ રૂ૧-૨-૦ વકીલ કમૂ રામજી રૂ૦॥—સેલાવા. રા. માંડવી વેહીવટદારના અવલ કારકુન રામજી હરજીવનને ત્યાં પુત્રનો જન્મ થવાથી રૂ૦॥ મેહેતાજી પુરૂષોતમ કુંવરજીએ રૂ૦॥ માંડવીના મુરારજી પાંસવીરને ત્યાં પુત્રનો જન્મ થવાથી રૂ૦॥ મહારાજાધિરાજ મીરજા મહારાઓશ્રીજી ખેંગારજી બહાદુરે રૂ૬)—અંગીઆ. વારશીક પરીક્ષા વખતે શા. જંગસિંહ માણકચંદ રૂ૦॥ જોગી. હીરાનાથ તરફથી રૂ૦ સોની માવજી તથા રામજી તરફથી ૦-૯-૦ શા. ખેતશી પ્રાગજી રૂ૦ જોશી ખટાઉ નથુ. રૂ૦। બેચર.

નાયવાળા તરફથી રૂ૦। બીજા ગ્રહસ્થોની તરફથી રૂ૦-૬-૦—નીરાણા. ભૂજના જેરામ ગોકળદાસે રૂ૨) વારશીક પરીક્ષા વખતે મીરજા મહારાઓશ્રી ખેંગારજી બહાદુરે રૂ૬) મીઠાઈ.—સુમરીરોહા. શા. ભીમશી માણેક અંત્રેની સ્કુલ લાઇબ્રેરી માટે નીચે મુજબ પુસ્તકો બક્ષીસ આપ્યા છે. પાંડવા ચરિત્ર, બુદ્ધિપ્રકાશ, અમરેલાલ ચરિત્ર, વજીરામ સર્વસાર ઉપદેશ, ઊપદેશકથા, વડોદરા કમીશન કેસ, હિંદુસ્તાનનું વર્ણન, ગૂ: બાળમિત્ર, પદ્મરત્ન, મુંબઈ સરેસૂટાની તવારીખ, ગીરધર વીલાસ, કુદરતી ઇલમે લાઠી, ગીરધર વીલાષ અંક ૨ જો. અહીંના ગામ ધણીએ રૂમાલ ૨૮) ના તથા આંબા રૂ૦॥। ના વહેંચ્યાં.—કોઠારા કન્યાશાળા. અમડાસા ન્યાયાધીશ કાળીદાસ લક્ષ્મીશંકર તથા ફોજદાર દલપતરામ ભગવાનજી અત્રે મહાજન સહિત પધારી રૂ.૧। ની મીઠાઈ વહેંચી તથા રૂ૧। મેહેતાજીને પાઘડીના આપ્યા. ઠા. રામદાસ દામજીએ પતાસા રૂ૧)ના વહેંચ્યા. વકીલ આત્મારામે રૂ૨॥ ના પેંડા વહેંચ્યા. કોઠારાના ઠા. મોનજી વોશંનજી તથા ખોજા ડીસાડી વેલજી લાલજીએ મળીને કન્યાઓની પરીક્ષા લીધી તેમાં રૂ૮) ની ચોપડીઓ તથા રૂ૦॥। ના પેંડા વહેંચ્યા.—કોઠારા ગુ. નિશાળ. રા. અમડાસા ન્યાયાધીશ તથા ફોજદાર સાહેબે મળી છોકરાઓની પરીક્ષા લઈ રૂ૧) પતાસાં તથા રૂ૧) મેહેતાજીને પાઘડીનો આપ્યો. મુંબઈના ભાટીઆ શેઠ ગોકળદાસ માધવજીએ છોકરાઓની પરીક્ષા લઈ રૂ૨૫) ની ચોપડીઓ તથા રૂ૧) ના રૂમાલ તથા રૂ૧) ની મીઠાઈ તથા રૂ૩) મેહેતાજીને પાઘડીના તથા રૂ૧) બેસનો આપ્યો. એ રીતે કુલ રૂ.૩૧) ઇનામ વહેંચ્યું.—નલીઆ કન્યા. શા. ભુજના જોશી મહાવજી આત્મારામે રૂ૨॥ ની મીઠાઈ વહેંચી. મંજલના શેઠ ટોકરશી જેવત રૂ૦॥। ના પતાસાં વહેંચ્યાં. નલીઆના શેઠ ધનજી લખમસિંહ અહીંની સ્કુલ લાઇબ્રેરી માટે નકસા ૪). ૧ હિંદુસ્તાનનો ૧ મુંબઈ ઇલાકાનો; ૧ આફ્રિકાનો, ૧ અમેરિકાનો. બક્ષીસ આપ્યા. નલીઆના શા. શામજી ગંગાધર તરફથી નકશા નંગ ૨ તથા સ્લેટો નંગ ૨૨ બક્ષીસમાં આપ્યા. મેહેરબાન કરનલ પુલન સાહેબના હેડકલાર્ક મી. રામચંદ્ર વીઠુએ રૂ૧) પતાસાં.વારશીક પરીક્ષા વખતે નીચે લખેલા ગ્રહસ્થો તરફથી ઇનામમાં ઉગરાણું કર્યું તેમનાં નામ. રૂ૮)શા લીલાધર ચેજપાર, રૂ૨॥ શા માણેકચંદ નાગશી રૂ૩)શા હીરજી જેતસી રૂ૧॥। શા ગોવિંદજી શિવજી રૂ૧। શા રૂપસિંહ બારેમલ રૂ૧। શા. દેવશી પરબત રૂ૧। શા દેવજી જેવત એ રીતે રૂ૧૪)ઇનામ થયું. તેની ચુંદડી, કાંચળી, ડગલી અને ચોપડીઓ. વાણીઆ ભાટીઆ મહાજન તરફથી રૂ૧। મીઠાઈ. (અપૂર્ણ.)

# जाहेर खबर.

શાળાપત્રના છુટક ગ્રાહકોએ આવતા વર્ષના શાળાપત્રના લવાજમ પોસ્ટેજના નાણાં તા. ૨૦ મી ડીસેંબર ૧૮૮૪ની અંદર અમારી ઉપર મોકલી દેવાં. નહિતો તેમનું ચોપાનીઉં અમારે આવતા વર્ષથી દિલગીરીની સાથે બંધ કરવું પડશે.

તા-૧-૧૧-૮૪ } હરિલાલ વલ્લભરામ.

મુ. રાજકોટ. } મેનેજર, ગુજરાત શાળાપત્ર.

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER

## DECEMBER.

પુસ્તક ૨૩ મું. ડીસેમ્બર. અંક ૧૨ મો.

મોટાઈ જાડુ મોટું મુજ નામ તેમ છે કામ;—
કરે એને મન કોનની, ખરી એતી ધરી હામ

| અનુક્રમણિકા | પૃષ્ટ |
|---|---|


CONTENTS.





( કેળવણી ખાતાના હુકમથી )

## अमदावादमां

મામાની હવેલીમધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી પ્રગટ કર્યું

મૂલ્ય { (રૂ૧) વરસનો અગાઉથીજ. (રૂ૦)=  છૂટક એક અંકના } ટપાલ ખર્ચ જુદું.




પુસ્તક ૨૩ મું. ડીસેમ્બર. સન ૧૮૮૪. અંક ૧૨ મો.

## मुसलमानोमां कैळवणीनो प्रसार.

મુસલમાનોમાં કેળવણીનો પ્રસાર કેટલો છે એ બાબત નડીઆદ હાઇસ્કુલના હેડમાસ્તર મિ. ઇબ્રાહિમ. એમ. સથાણી. બી. એ. એ એક હાલ કિંમતી ચોપાનીયું ઇંગ્રેજીમાં પ્રગટ કર્યું છે. તેની એક નકલ અમને મળી. તે વાંચતાં એ ઇસ્લામી મિત્રની ખબરદારી તથા સાર્વજનિક પરિશ્રમ જોઇ, અમે અત્યંત રાજી થયા છઇએ.

An inquiry into the condition of Mahomedan Education in the Bombay Presidency in the official year 1878-79, એટલે, સરકારી વર્ષ ઇ. સ. ૧૮૭૮-૭૯ માં મુંબાઇ ઇલાકા ખાતે મુસલમાનોમાં કેળવણીની હાલત કેવી છે તેની તપાસ, એ પ્રમાણે એ ચોપાનીયાનું નામ છે, અને નામ પ્રમાણેજ તપાસ ખરેખરી ડહાપણ અને ગંભીરાઇથી ચલાવી છે. અગર જો કોઇ એ વિષય એક કોમનેજ લગતો ધારેછે, પણ અમારી નજરમાં એ કોમની સંખ્યા વિગેરેનો વિચાર કરતાં એ આખી પ્રજાએ લક્ષ આપવા જોગછે, અને તેમજ સરકારે પણ કેટલાક વખતથી પોતાનું ખાસ ધ્યાન તે ઉપર આપતી આવેછે અમે દિલગીર છઇએ કે આ વિષયને ઘટે તેટલા વિસ્તારથી લખતાં જોગ અમારી પાસે જગા નથી. તે છતાં આ ચોપાનીયાનો થોડોક સાર તો

અમારે આપવોજ જોઇએ.

મિ. સયાણી ડીરેક્ટર આવ પબ્લિક ઇંસ્ટ્રક્શનના રીપોર્ટને આધારેજ આંકડા ઉપજાવી કાઢી નીચે પ્રમાણે કહેછે.

૧. સને ૧૮૭૨ ના વસ્તિપત્રક મુજબ દેશી રાજ્યો સહિત મુંબાઈ ઇલાકામાં ૨૫૧ લાખ માણસની વસ્તિ હતી, જેમાં ૩૮ લાખ, એટલે સેંકડે આશરે ૧૫ મુસલમાન હતા. તેથી એ ભણનારમાં જો ૧૫ મુસલમાન હોય, તો તે પ્રમાણ જોઇએ તેવુ કહેવાય.

૨. ૧૮૭૮–૭૯ ના વર્ષમા કેળવણીખાતાના અમલ હેઠે આશરે ૨૨૫ લાખની વસ્તિ હતી, અને તેમા ભણનારની સંખ્યા ૨૪૨૮૫૧ હતી. એમાં મુસલમાન ૨૫૫૪૫ એટલે આશરા પડતો આંકડો માંડીએ તો સેંકડે ૬ા હતા. આ મુજબ એ વરસે મુસલમાન ભણનારા હોવા જોઇએ તેનો ફુંજ ભણતો હતો એમ સાબીત થાય છે.

૩. આ ૨૪૫૪૫ મુસલમાન વિદ્યાર્થીઓમાં કાલેજો ખાતે ભણનાર ૧૫ હતા. કુલ ભણનારની સંખ્યા કાલેજોમાં ૮૯૧ હતી, એટલે, તેમાં મુસલમાનનુ પ્રમાણ સેંકડે ૧.૬૬ એટલે એ કોમની વસ્તિ જોતાં જે આવવુ જોઇએ તેનો ફુંજ આવેછે.

૪. હાઇસ્કૂલોમા કુલ ભણનાર ૭૬૯૩ મા મુસલમાન ૧૯૮ હતા, એટલે મુસલમાનનુ પ્રમાણ સેંકડે ૨.૪૪ અથવા જે હોવુ જોઇએ તેનો ફુંજ આવેછે.

૫. મિડ્લક્લાસ સ્કુલોમા મુસલમાન ૮૫૮ અને બધી કોમનો કુલ આંકડો, ૧૫૫૫૦ હતો. એ જોતા સેંકડે મુસલમાનનું પ્રમાણ ૫.૫૫, અથવા જે હોવું જોઇએ તેનુ આશરે ફુંજ હતુ.

૬. લોઅરક્લાસ સ્કુલો, એટલે, દેશી ભાષાનીજ નિશાળોમાં કુલ ભણનાર ૧૯૮૦૭૬, અને તેમાં મુસલમાન ૨૨૨૫૫ હતા. એટલે, સેંકડે ૬ા, અથવા પ્રમાણમાં હોના જોઇએ તેના ભાગે અડધાજ મુસલમાન કનિષ્ટ કેળવણી લેતા હતા.

એ સિવાય ભાતભાતની વિગતો ઉપજાવી કાઢી મુસલમાનોમાં કેળવ-

ણી ઓછી છે એમ નિર્વિવાદ સાબીત કરવાને એ ચોપાનીયામાં પ્રયત્ન કર્યું છે. ઉપલા આંકડા ઉપરથી એતો ખુલ્લુંજછે કે બધી જાતની કેળવણીમાં મુસલમાનો બીજા કરતાં પાછળ પડ્યા છે, અને જેમ જેમ કેળવણી ઉ-ચા પ્રકારની તેમ તેમ તેમાં મુસલમાન ભણનારનું પ્રમાણ છેક ઓછુંજ થતું જાયછે. ઉપર જે પ્રમાણ કાઢી બતાવ્યું છે તેમાં એક તર્કની કસર રહી જાયછે ખરી. કેળવણીખાતાની સત્તા હેઠેના ૨૨૫ લાખની વસ્તિમાં મુસલમાનનું પ્રમાણ આખા ઇલાખાના ૨૫૨ લાખ માણસમાં જે છે તેજ હશે એમ આ આંકડા ગણવામાં માની લીધુંછે પણ એમ બને કે જે ભાગ મુંબાઈ ઇલાખાના કેળવણીખાતાની સત્તા હેઠે આવ્યો નથી તેમાં મુસલમાનની વસ્તિ હોયજ નહિ અથવા બહુ વધારે હોય.પણ વધારે હોવા-નો તો સંભવ નથી, કેમકે મુસલમાનની વસ્તિ આપણી તર્ફ તો વિશેષ શેહેર કે કસ્બાઓમાંજ હોયછે. માટે આ રીતની ગણત્રીમાંથી ભૂલ જાણી તે દૂર કરવા જઈશું, તો અમને લાગેછે કે ઉલટું કેળવણીખાતા હેઠેની વ-સ્તિમાં મુસલમાનની વસ્તિનું પ્રમાણ વધી પડશે, અને તેથી મિ. સયાણી જે સાબીત કરવા માગેછે તે વાત નબળી થવાને બદલે વધારે મજબૂત થશે.

પણ મુસલમાનમાં કેળવણીનો પ્રસાર ઓછો છે એ વાત, પ્રમાણને તો પ્રત્યક્ષજ છે, અને તેથી દશીઓએ વિચાર કરવાનો એજ છે કે એમ થવાનું કારણ શું, અને શા ઉપાય કામે લગાડ્યા હોય તો તેઓ બીજી કોમની પેઠેજ ભણવા તર્ફ લાગી દેશની આબાદી તથા સમાધાનીમાં મદદ કરે. આ મોટો ને ગુંચવણ ભરેલો સવાલ મિ. સયાણીએ બીજા ચોપાની-યાને વાસ્તે રેહેવા દીધેલો જણાય છે, અને તેથી અમે પણ અમારે કાંઈ મહેરબાની આપવું હશે તે તે પ્રસંગે બોલીશું. હાલ તો અમારા વાંચનાર મહેતાજીઓને, અને તેમાં પણ મુસલમાનને તો વિશેષજ કહીએ છઇએ કે તેઓ જ્યાં હોય ત્યાં તમણે પોતાની શક્તિ મુજબ મુસલમાનોમાં કેળવ-ણીનો શોખ વધે તેમ કર્યા કરવું એ તેમની ખાસ ફરજ છે.

# कागळ बनाववानां कारखानां कहाडवानी अगत्य.

હિંદુસ્તાનમાં કાપડ બનાવવાનાં થોડાં ઘણાં કારખાનાં નીકળ્યાં છે, પણ કાગળ બનાવવાનાં કારખાના માટે હજુ સાધારણ રીતે કોશેશ થતી નથી, એ ભૂલ ભરેલુ છે. મુંબઈ જેવા ઉત્તમ બંદર શેહેરમાં કાપડ વણવાનાં કારખાનાં જ્યારે સારી સંખ્યામાં થયા છે, ત્યારે કાગળ બનાવવાનું એકજ કારખાનું અહીંઆ અસતી ધરાવેછે, અને તેમાંથી પણ માત્ર જાડા અને ઉતરતી કિસમનાજ કાગળો બનેછે. મુંબઈ શેહેરમાં કાગળનો ખપ જો નજીવો સરખો હોય તો આપણે એમ વિચારીને સંતોષ પામીએ કે, તે થોડા ઘણા યૂરોપખાતેથી આવીને કામ ચાલેછે, એટલે આપણે તેની માથાકુટમા પડવાની જરૂર નથી. પણ જ્યારે જોઇએ છીએ કે, મુંબઇમા વરસ દહાડે લગભગ વીશ લાખ રૂપિઆના કાગળ ખપેછે, ત્યારે તેના બહોળા ખપનો ખરો વિચાર આપણને આવેછે; અને તેટલા રૂપિઆ, તેમાના મોટા નફા સુદ્ધા દર વર્ષે અહીંઆંથી યૂરોપખાતે જાયછે, તે જોઇને લાગી આવેછે કે, પોતાના લાભના સંબંધમાં આપણે કેવા પછાત અને અંધારામાં પડી રહીને દિવસો કહાડીએ છીએ. ફક્ત મુંબઈ તરફજ નજર કરતા જ્યારે એવો અગત્યનો ખુલાસો મળેછે, ત્યારે આખા હિંદુસ્તાનના કાગળોનો ખપ અને તેના કિંમતની રકમ તરફ જોતા, તે બહુ મોટા લાગવા જોઇએ. પૈસા ખોવાનું દુઃખ માણસને બે રીતે ઉત્પન્ન થાય છે; એક પોતાના કમાએલા પૈસા ખોવાથી; અને બીજું, પૈસા કમાવાની તક હાથમાંથી જતી રેહેવાથી. છેલા પ્રકારનો સંતાપ પેહેલી કિસમના સંતાપ કરતા કાંઈ ઓછો હોતો નથી, અને જેમને તે ઓછો લાગે તેઓને ભૂલ કરતા સમજવા જોઇએ. એક બાળકના મરણને મોટા માણસના મરણ કરતા કેટલાકો નજીવું ગણેછે, પણ સમજુ લોક તેમા ફેર ગણતા નથી. તેઓ કહેછે કે, નાના બાળકમાથીજ મોટાં માણસો થાયછે, માટે નાનાની સલામતીની કાળજી મોટાના જેવીજ રાખવી જોઇએ. તે વાત ડહાપણ ભરેલી છે, અને ધંધાના સંબંધમા પણ તેમજ વિચારવુ જોઇએ છે. પૈસા કમાવાની તકને નાના બાળક તરીકે સમજી, તેમાથી ખરેખરા પૈસા મેળવવાની આશા રાખવી જોઇએ, અને તેથી તેવી તકોને પણ બહુ સંભાળ-

વી જોઇએ. ઘણાખરા દેશીઓ એમ ત વિચારતાં ઉદ્યોગના સંબંધમાં મુછાત પડી રહેછે, અને તેના અનેક દાખલાઓમાં એક કાગળ બનાવવાનો ઉદ્યોગનો પણ છે.

પણ કાગળ બનાવવાનો ઉદ્યોગ અથવા તેનાં કારખાનાં આવક કરી આપનાર થઈ પડે કે નહિ, આ સવાલ આ બાબતમાં પહેલો ઉઠેછે, અને તેનો જવાબ સહેલ છે. આ દેશમાં વરસ દહાડે લાખો રૂપિઆના કાગળ ખપેછે, ત્યારે જો તે બનાવવાનાં કારખાનાં અત્રે કાંઈક ઘટતી સંભાળથી ચલાવ્યાં હોય, તો તેમાંથી નફો રહેવો જોઇએ, એ એક સ્વાભાવિક વાત છે. પણ એ સ્વાભાવિક વાત ઉપરાંત, કેટલીક ખાસ બાબતો ધ્યાનમાં લેવી જોઇએ છે. કાગળ બનાવવાના કાચા પદાર્થો જો યૂરોપખંડમાંજ મળતા હોય, તો તે અત્રે મંગાવીને, તેમાંથી કાગળ બનાવી વેચતાં થોડીજ નફાની આશા રહે, અને બીકણ પુરૂષો વખતે તેમાં ખોટ આવવાની ધાસ્તી પણ રાખે. જો કે યૂરોપવાળાઓ આપણા દેશમાંથી ઘણાક પ્રકારના કાચા પદાર્થો મંગાવી તેમાંથી ઉપયોગી જણસો બનાવી આ દેશમાં તે ખપાવીને સારો નફો મેળવેછે, તોપણ બીકણ દેશીઓ કદાચ કહેછે, તેમ આપણાથી બની નહિ શકે. પણ કાગળના સંબંધમાં તેવી હરકત કાંઈ નથી. તે બનાવવાને લાયકના કાચા પદાર્થો હિંદુસ્તાનમાં જોઇએ એટલા જથામાં છે, અને આજે તે સઘળા પદાર્થો પાણીને મૂલે યૂરોપખાતે જાય છે. કાગળ ચીથરાંમાંથી તથા ઘાસ વગેરેના કેટલીક જાતના રોપામાંથી બનેછે. તેવા રોપા અત્રે પુષ્કળ થાયછે, અને ચીથરાંનો જથ્થો પણ સુમારવિનાનો મળેછે. હિંદુસ્તાનમાં જ્યારે ત્રીશ કરોડ માણસની વસ્તી છે, અને તે સઘળાં માણસો આજના વખત પ્રમાણે થોડાં યા ઘણાં વસ્ત્ર પહેરેછે, ત્યારે ચીથરાંનો મોટો જથો આ દેશમાં જરુર મળતો રહેવોજ જોઇએ. ફક્ત મુંબઇનોજ દાખલો લેતાં અહીંઆં દરવરસે લગભગ બે હજાર ટન કાગળ યૂરોપથી આવેછે, અને વરસ દહાડે આશરે દોઢ હજાર ટન ચીથરાં અહીંઆંથી ત્યાં જાયછે. યૂરોપથી આવતા બે હજાર ટન કાગળનો મોટો જથો ઘાસ તથા બીજા શાકાના બનાવેલા કાગળોનો હોવાથી, ચીથરાંના બનાવેલા કાગળ કરતાં ખુદ ચીથરાં અહીંઆંથી યૂરો-

૫ તરફ વધારે જાયછે. શાકા પૂરા પાડવામાં મુબાઈ એ કરતા પણ વધારે શક્તિમાન થવું જોઇએ, અને એજ પ્રમાણે આખા હિંદુસ્તાન વિષે પણ સમજવું જોઇએ. જ્યારે કાચા પદાર્થો આપણા દેશમા એ પ્રમાણે પૂરતા જથામાં છે, અને જ્યારે યૂરોપવાળાઓ તે અહીઆંથી મંગાવીને તેના કાગળ બનાવી અત્રે નફો ભરેલી રીતે વેચી શકેછે, ત્યારે તે પદાર્થો અહીંઆંના અહીંઆજ કામે લગાડી તેના કાગળ બનાવવાથી મોટો નફો મળે એમા શક શો?

બીજો સવાલ ખર્ચને લગતો છે. કાગળના કારખાનાં કાઢતા દરેક કારખાના પાછળ કેટલી થાપણ જોઇએ? કારખાનાંની થાપણની કાંઈ ચોક્કસ હદ નહોતા તેને જેટલી મોટી કરવા માગીએ તેટલી કરી શકાય છે, અને કાગળના કારખાનાના સંબંધમા પણ તેમજ વિચારવુ જોઇએ. પણ તેની ઓછામા ઓછી હદ ચાર લાખ રૂપિઆ સૂધીની સત્તાંમતીથી લઈ શકાશે. એટલી થાપણથી ઉભા કરેલા કારખાનાને જો દિવસનાજ ચલાવ્યું હોય તો મહિને દહાડે ૩૦ ટન, અને રાત દહાડો ચલાવ્યાથી ૬૦ ટન કાગળ બની શકે. અહીંઆના કેટનાક અનુભવીઓ એવી ગણતરી કરેછે કે, અત્રે કાગળ બનાવતા એક ટન પાછળ લગભગ સાડી ત્રણસો રૂપિઆનો ખર્ચ થાય, અને યૂરોપથી આવતા કાગળ પાચસેં રૂપિએ ટન અહીંઆં પડવા જાયછે. એ ગણતરી કદાચ વધઘટ ભરેલી પણ હોય, પણ અહીંઆં બનાવેલા કાગળ યૂરોપના કાગળ કરતા સસતા પડવા જોઇએ, અને યૂરોપીઅન કાગળના ભાવ પ્રમાણે ગણતાં તેમા સારો નફો રહેવો જોઇએ, એટલી વાત તો ચોક્કસ છે. ત્યારે નાણાવાળા દેશીઓએ શા માટે એ ઉદ્યોગથી પછાત પડવુ જોઇએ? મુબઇમા જ્યારે કાપડના કારખાનાંઓ ધમધોકાર નીકળવા લાગ્યા છે, ત્યારે કાગળનાં કારખાનાંઓ પણ તેમ કેમ ન નીકળે? અલબત તે નીકળવાં જોઇએ અને નીકળશે, પણ અહીંઆંના નાણાંવાળા દેશીઓની નજર હજુ તે પર દોડતી નથી. જો એકવાર તેમની નજર દોડી અને લખવાને તથા છાપવાને ખપના કાગળ બનાવવાનુ એક કારખાનું અત્રે નીકળ્યું, તો તેની પાછળ બીજાં સંખ્યાબંધ નીકળ્યાવિના રહેનાર નથી. પૂણામાં એવુ એક કારખાનું કાઢવાની કોશિશ

થતી જાણી અમોને ખુશી ઉપજેછે, અને સર્વ પ્રકારે અમો તેની ફતેહ ઇચ્છીએ છીએ. ખુદ મુંબઇમાં નહિ ને પૂણામાં પણ મુંબઈ ઇલાકામાં કોઇપણ ઠેકાણે તેની પહેલ થવી જોઇએ છે, અને એ જો થશે તો પછી બીજાં તેવાં કારખાનાંઓ માટેનો માર્ગ આપણી તરફ મોકળો થશે. કલકત્તામાં એવું એક કારખાનું સારી રીતે ચાલેછે; અને ત્યાં બીજું કાઢવાની ગોઠવણ થાયછે. ત્યારે મુંબઇએ પણ તેની પાછળ મંડવું જોઇએ; અને કોઇ પણ રીતે અત્રે તેવાં કારખાનાં ઉભાં કરી મુંબઈ ઇલાકાની વસ્તીની રોજીનો એક નવો દરવાજો ઉઘાડવો જોઇએ.



## पुस्तक तथा चोपानियांनी पहोंच.

કુમાર દર્પણ. બનાવનાર મિ. ફરામજી બમનજી. આ પુસ્તક અમારે ખાનગી નામે આવ્યું છે, પણ તે એવું સારૂં છે કે તેની જાણ કાંઇતો અમારા વાંચનારને કર્યાવિના રહેવાતું નથી. ઇંગ્રેજીમાં સાન્ફર્ડ અને મર્ટનની વાર્તા છે તેની ઢપ ઉપરેજ આ રચેલું છે. કેળવણી કેવી રીતે આપી હોય, તો બાળક દુનિયામાં સદ્ગુણી તથા ઉપયોગી નીવડે, તેનું આ એક કલ્પિત પણ બની શકે એવું સારૂં રસભર્યું ચિત્રછે. આ ગ્રંથકારને પોતાની બીજી વાર્તાઓની પેઠે અત્રે કાંઇપણ મસ્ત શૃંગાર કે વીરરસ ભાલાવવાનો નહોતો, તોપણ પોતાની વર્ણનશૈલી તથા પાત્રભેદની વિચિક્ષણતાથી આ બોધન વાતને પણ સુરસિક કરી મૂકી છે. ભાષા કદાપિ છેક શુદ્ધ નહિ, તોપણ પારસીસાહીતો નથીજ. ઉલટી એતો કોઇ કોઇ ઠેકાણે કાઠીયાવાડી પ્રાંતભેદ તર્ફ ઝોકા ખાતી દેખાય છે. તે છતાં તે સઘળા ગૂજરાતીથી સમજાય એવી, અને સાદી મીઠાશથી અત્યંત ભરેલી છે.

હઠયોગ પ્રદીપિકા. આ એક યોગશાસ્ત્રનો પ્રકરણ ગ્રંથ છે, એટલે, યોગની સાધના કેવી રીતે કરવી તેની અનુભવી ક્રિયાપ્રક્રિયાઓ એમાં બતાવી છે. જેમ પાતાંજળસૂત્ર એ યોગશાસ્ત્રનો, તેમ હઠપ્રક્રિયાનો આ ગ્રંથ લોકમાં ઘણો પ્રસિદ્ધ છે. એનો મૂળ કર્તા કોઇ સ્વાત્મારામ યોગીંદ્ર નામે નાથપંથી જણાય છે, જે પંથીઓએજ આધુનિક કાળમાં હઠયોગ

બહુ જુનો છે. એના ઉપર કોઈ બ્રહ્માનંદે ટીકા કરી છે તે તથા હિંદી ભાષાંતર સાથે આ ગ્રંથ હાલ મુંબાઈમાં છપાયો છે. તેની પહોંચ અમે માન સાથે આપીએ છીએ. મૂળની સંસ્કૃત ભાષા સરળ તથા અક્લિષ્ટ છે. હિંદીમાટે એમતો કહી શકાતું નથી, પણ સાધારણ વાંચનારને (તે જેવીછે તેવી એ) વધારે ઉપયોગી માલમ પડશે. આ ગ્રંથનો વિષય શો છે તે તેના નામ ઉપરથીજ જણાઈ આવે છે. યોગની અદ્ભુત વાતો ઉપર જેને પ્રીતિ અથવા આસ્થા હોય, તેને એ ગ્રંથ મુંબાઈમાં પંડિત જ્યેષ્ટારામ મુકુંદજીની દુકાનેથી મળશે. કિંમત ૨૨॥, રાખેલી છે.

પ્રેમાનંદકૃત રણયજ્ઞની એક પ્રત તેને સારોદ્ધાર કરી છપાવનાર રા.સા. રગોવિંદ દ્વારકાદાસ તરફથી આવી તે પ્રેમ પૂર્વક સ્વીકારી છે. આવા ગ્રંથ॥ સંશોધન કેવી રીતે થયું છે તેજ પ્રથમ જોવાનું હોવાથી તે બાબત બરાબર મનન કર્યા પછી અમે અમારો વિચાર દર્શાવવા ધારીએ છિએ.

બ્રિટિશહિંદુસ્તાન, એટલે ઈંડિયા, એ નામની મિ. કૉટને ઇંગ્રેજીમાં એક ચોપડી લખી છે તેનું દેશાનુસારી ભાષાંતર ભાઈ ચિમનલાલ હરિલાલ સેતલવાડ બી. એ. એ કરી છપાવ્યું છે તે જોઈ અમે ઘણા રાજી થયા છિયે. એ ઇંગ્રેજ ગ્રંથકારનો મૂળ હેતુ અલબત્ત એજછે કે આ દેશમાં રાજ્યરીતિ કેમ ચાલે છે તથા તેમાં કેવી ભૂલ થુકી છે તે વાતથી ઇંગ્રેજોને વાકેફ કરવા છે, તોપણ એ વાત આપણા લોકને જાણ થવાની પણ એટલીજ જરૂરછે. આવી પ્રસગાનુપાત લખાએલી ચોપડીઓ (જે કે ચોપાનીયાનાજ વર્ગમાં બરાબર રીતેતો મૂકી શકાય) તેમાં પુસ્તકો જેટલું ગાભિર્ય હોતું નથી એ ખરૂં, તોપણ તે તત્સમયને વધારે ઉપયોગી તથા રસ લાગે એવી હોય છે. આવા દેશીઓએજ લખેલાં ચોપાનીયાં હોય તોતો અલબત્ત બહુજ સારૂં, પણ તેમ કરવાની બહુધા આપણા લોકમાં હાલ શક્તિ નથીજ, અને તેથી વિલાતના શાણા તથા શુદ્ધચિત્તના ઇંગ્રેજો હાલ હિંદુસ્તાનની રાજ્યસ્થિતિ વિષે શું ધારે છે એ જાણવું આપણને ઘણા કામનું છે. આપણા કરતાં પણ કેટલાક ઇંગ્રેજોને આ દેશની કેટલી દાઝ છે તે આ ચોપડી વાંચ્યાથી માલમ પડશે. અમારો એ વિષય ન હોવાથી વિશેષ વિવેચન ન કરતાં, એ વાંચવાની અમે અમારા સઘળા મિત્રોને ભલામણ કરી-

એ છિએ, ભાષાંતર શુદ્ધ તથા સમજાય એવું છે.

જો બાઈ ચિમનલાલને આવા વિષયનો શોખ છે, તો દાદાભાઈ નવરોજજીની બનાવેલી ચોપડીઓનું પણ ભાષાંતર કરે તો ઠીક. ઇંગ્રેજોએ બનાવેલી ચોપડીઓ કરતાં પણ તે ગાંભિર્ય તથા શાણપણમાં ચઢે એવીછે.

**દ્દષ્ટાંતચિંતામણિકાવ્ય.** આપણા ઉગતા કવિ શેઠ વલભદાસે આ કાવ્યમાં નવોજ દેશ પકડ્યો છે, પણ તેમાંએ સિદ્ધિ સારી થએલી જણાયછે. પણ એનું વિવેચન અવકાશપર રાખી અત્રે એટલુંજ કહીએ છીએ કે વૃંદસતસઈ વગેરેમાં હોય છે તે પ્રમાણે છૂટા છૂટા વિષય ઉપર છૂટાછૂટા દોહરા અહિયાં એકઠા કીધા છે, અને તે સઘળા વાંચનારને બહુધા સુબોધદાયક તથા રસ ઉપજાવે એવા છે.

**ફ્રાંન્સ દેશમાંહેલી રાજ્યની ઉથલ પાથલનો ઇતિહાસ.** રાજ્ય વિપ્લવનો ઇતિહાસ એમ નામ રાખ્યું હોય તો આ ચોપડીમાં શું છે તેની વ્યંજના વધારે થાત. અમારા બહુશ્રુત વાંચકોને કહેવાની જરૂર નથી કે આજથી સોએક વર્ષ ઉપર ફ્રાંન્સમાં જે મોટો રાજ્ય વિપ્લવ થયો, એટલે લોકે ઉછળીને એકદમ પરાપૂર્વથી ચાલ્યા આવતા ત્યાંના રાજ્યતંત્રને તોડી નાંખ્યો, પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું, અને ધર્મનીતિ આચાર વિચાર સઘળી બાબતોમાંજ કેવળ ઊંધુ ચત્તું કરી મૂકયું, તે મોટા વિલક્ષણ રાજ્યવિપ્લવનો આ ઇતિહાસ છે. આ વિપ્લવ એવો મોટો, અને આખા જગત ઉપર એવી અસર કરનારો નીવડ્યો છે, કે તેને સઘળા ઇતિહાસકારો દુનિયાના મહા વિપ્લવોમાંનો એક મહા વિપ્લવ ગણે છે. જનસ્વાતંત્ર્યનો પરિપૂર્ણ વિચાર જે ઇંગ્લાંડના નિરંકુશીઓએ એક ખૂણામાં પોકારેલો, અને તેનો અમલ આણવા પ્રયત્ન પણ કરેલું, તે જનસ્વાતંત્ર્યને સર્વ વિષયમાં વિસ્તારી એક વારતો સંપૂર્ણ સિદ્ધિને પહોંચાડનાર ફ્રાન્સનો આ રાજ્યવિપ્લવ હતો. આખી દુનિયાના જનસ્વાતંત્ર્યનો ઇતિહાસ અર્વાચિન કાળમાં એ રાજ્ય વિપ્લવથી અને એના પ્રતાપેજ શરૂ થાય છે. એ કારણથી હાલના ઘણા ઇતિહાસ કર્તાઓ આ વિપ્લવને આશિર્વાદરૂપ ગણે છે, અગર જો એમાં પ્રકોપિત પ્રજાની તર્ફથી ઘણાં ઘોર અને વિપરિત કર્મો કરવામાં આવ્યાં હતાં. આ કારણથી તે વેળાનું યૂરોપતો ભયભીતજ થઈ ગયું હતું,

અને તે ભયાનક રસ મહા પ્રતાપી બર્કને પણ લાગવાથી, તેણે તે સમયે જે ઇતિહાસ લખ્યો તેમાં તેનું યથાર્થ તોલ કરવાને બદલે તેના બિભત્સ સ્વરૂપ ઉપરજ વધારે લક્ષ સ્વાભાવિક રીતે આપવામાં આવ્યું.

આ પુસ્તક બર્કના એ ગ્રંથને આધારે, એટલે, તે ઉપરથી મરાઠીમાં એક ચોપડી લખાએલી તેનું આ ભાવાર્થ દર્શક ભાષાંતર છે. ભાષાંતર કરનાર ભાઈ ચુનીલાલ બાપુજી મોદીએ સિકંદર નામું વગેરે કેટલાંક બીજાં પુસ્તકો પણ બનાવ્યાં છે, અને તે સઘળાં સરળ તથા વાંચવા ગમે એવાં છે. મકામાં ટાહેલાં જેવી કવિતા, વાર્તા, નાટક, કે ચીંથરીયા ચોપાનીયાના આકાળમાં એ લખનાર ઇતિહાસ જેવા સઘન ને ઉપયોગી વિષયનેજ વળગી રહેછે એ અમારા દિલમાં ઘણોજ સંતોષ પેદા કરે છે. ભાષાંતરને માટે ક્યાં પુસ્તકો પસંદ કરવા એ વાતમાં હવેથી એ કોઈ ખરા વિદ્વાનની સલાહ લેતો વધારે સારૂં. પાછલી સદીના વિચાર જે રદ્દ બાતલ થઈ ગયા હોય, તેને આપણી ઉગતી પ્રજાની આગળ મૂકવા એ અમને અનુચિત લાગે છે. તે છતાં બર્ક એવો ગ્રંથકાર છે કે તેના ગમે એવાં લખાણમાં પણ સઘન વિચારો વધારેજ હોય, અને તેથી ભાઈ ચુનીલાલના આ ભાષાંતરથી દેશને ફાયદો થશે એમ અમે માનીએ છઇએ.

આ પુસ્તક છપાવી પ્રસિદ્ધ કરવાનુ માન અમદાવાદની ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીને છે. એ સોસાયટીને અમારી નમ્ર પણ ઘણા વખતથી મનમાં ઘૂમ્યા કરતી એક વિનંતિ છે, કે નાના નાના અને બહુધા નમાલાજ નિબંધો છપાવવામાં પોતાના નાણાં ન બગાડતાં સંસ્કૃત ઇંગ્રેજી વગેરેમાંથી શિષ્ટ ગ્રંથોના (Classical Authors) યોગ્ય પુરૂષો પાસે ભાષાંતર કરાવે, તો બહુ સારૂં. એ સોસાયટીએ આજ પર્યંત જેજે પુસ્તક રચાવ્યાં છપાવ્યાં છે તેમાં સ્થાયી કિમતનુતો ફક્ત એક અંબાલાલનું અર્થશાસ્ત્ર, વ્રજલાલ શાસ્ત્રી કૃત ગુજરાતી ભાષાનો ઇતિહાસ, તથા બીજાં એક કે બે ભાગ્યે પુસ્તકો મળી આવશે. બીજા નિબંધાદિક પ્રથમ છપાએલી ચોપડી. એએ લેખક આપણા પ્રાંતને ઘણો ફાયદો કર્યો [illegible] પ્રાંત સમયમાં સુધારાનું બી રોપનારજ સોસાયટીના તે વખતના નિબંધો છે—તોપણ હાલ હવે તેની તેવી જરૂર નથી, અને જો હવે તો એ સોસાઈટી સંસારસુધારાને

પડતો મૂકી સાક્ષરતાના ગ્રંથોનીજ વૃદ્ધિ કરવા તરફ પોતાનું સુકાન ફરવે, તોજ તેનું નામ (વર્નાક્યુલર સોસાઇટી) તે છેવટે પણ સફળ થાય એમ અમને લાગે છે.

**મિત્રતા વિષે નિબંધ.** ભાઈ પુરૂષોત્તમ કાહાનજી ગાંધીની આ ચોપડી બીજી આવૃત્તિએ પહોંચેલી જોઈ અમે ખૂશ થયા છઇએ, અને આશા રાખીએ છઇએ કે એનો પણ ઉઠાવ. એવી રીતેજ થએલો જોવાને એ ભાઇ શક્તિમાન થશે. વિચાર પ્રથમની આવૃત્તિ ઉપર આપી ચૂક્યા છીએ એટલે અત્રે કાંઈ બોલવાની જરૂર નથી, પણ એટલુંજ કે એ ચોપડી સ્વદેશાભિમાનને પોષક તથા જુસ્સાભરી છે.

**સુખદુઃખ વિષે નિબંધ.** બનાવી પ્રસિદ્ધ કરનાર વૈદ મયારામ સુંદરજી કુંડળા. એ વિષય તો મનુષ્યજાતિ ઉત્પન્ન થઈ ત્યારથી સર્વ સ્થળે ચર્ચાતો આવેછે, અને તેથી તેમાં નવિનતા આવવાનો સંભવ ઓછોજ, તો પણ આ લખનાર સ્વતંત્ર રીતે તથા ગંભિરતાથી પણ કેટલેક દરજ્જે પોતાના વિચાર ચલાવી શકે એવા જણાય છે. આ ચોપડીનું નામ સાંભળી લાગે એવું કે એમાં તો કરોડવાર કૂટાઈ ગએલું અસ્તોદયનુંજ ટાહેલું હશે, પણ તેમ નથી. વિચારની ઢપછપ તથા ઉદાહરણો આ લખનારનાં પોતાનાંજ છે, અને એ વાતને અમે કોઇ પણ લેખકને માટે મોટું આશાજનક ચિન્હ ગણીએ છઇએ. શૈલી અખંડ યોજનાવાળી, એટલે સ્વસંબંધિત ઘણા વિચારોને એકજ વાક્યમાં જોડી નાખનારી, હોવાથી વાંચનારને સમજવી કઠણ પડશે પણ તેમ તેથી તેની શાસ્ત્રીય શોભા વધેછે ભાષા પણ તદનુસારે પ્રૌઢ, કાંઈ આડંબરવાળી કહીએ તોપણ ચાલે એવી છે. પરંતુ એજ કારણથી ગ્રામ્યતાના દોષ જે હાલના લખનારાઓમાં બહુ વધી જવા લાગ્યા છે તે બિલકુલ આ ચોપડીમાં નથી, અને અગરજો પ્રાંતભેદના શબ્દો દૂર કરવાને મેહેનત લીધેલી જણાતી નથી, તોપણ શબ્દશુદ્ધિના ચાહાનારને પસંદ પડે એવી ભાષા સામાન્યપણે થઈછે. હવેથી સરળ અને સર્વમાન્ય શબ્દો ઉપર વધારે લક્ષ આપવાની તથા ખરૂંખોટું ધર્મને જ્યાં હોય ત્યાં ઘોંચી ઘાલવાની ટેવ છોડવાની અમે એ લખનારને ભલામણ કરીએ છિયે.

**સહોદરના સ્વાર્થીપણાની વાર્તા.** છપાવી પ્રસિદ્ધ કરનાર વાસિક સ-

દુખોધ કેસરાજના પ્રવર્તક. ઇંગ્રેજીમાં બાળકોને માટે વાર્તાઓ છે તેમાંની એકનો આ તર્જુમો છે. તર્જુમાની ભાષા શુદ્ધ ને સારીછે, પણ બાળકોને અનુસરતી એમાં સરળતા નથી. ભાષાંતર કરનારે યાદ રાખવું જોઇતું હતું કે આવી વાર્તાઓ બાળકનેજ રૂચે, અને જો તેનેજ માટે લખવી છે, તો પછી ભાષા પણ તેવીજ સહેલી ને રમતી વાપરવી જોઇએ. મૂળ વાતમાં કેટલોક ફેરફાર કરી નાખવાથી તેનો રસ બગડ્યો છે, પણ જેણે મુખ પૃષ્ટ ઉપર જે "સુધારા વધારાનુ ભાષાતર" એવો છાપકો માર્યો છે, તેને આ વિષે કાંઇપણ કહેવુ એ અમે વ્યર્થજ સમજીએ છિયે. ભાષાંતર કરનારે મૂળ કર્તાના ગુરૂ થઈ બેસવુ એના જેવું બીજું કાંઈ પણ વિપરીત નથી, તો પછી એક દેશમા જમાનાપર જમાનાએ સ્વીકારેલી વાર્તામા તે વળી સુધારા શા અને વધારા શા? ફક્ત દેશ કાળને અનુસરતી કરવા તે વાતમાં જેટલો ફેરફાર કરવો જોઇએ તે કરવાની ભાષાંતરકારને એવે પ્રસંગે છૂટછે, પરંતુ તેવો ફેરફાર તો અત્રે જરા પણ કીધેલો જણાતો નથી. તે છતાં બધુ જોતા આ ભાષાતરકારને તેની મહેનતને માટે શાબાસી ઘટેછે, અને એ બાળકોને વાચવા સારૂછે એ વાત ભૂલી જઇએ, તો ભાષાંતર સુંદર અને રસભર્યું પણ કહી શકાય.

ભાવીવિલાસ. શ્રી હરિજીવન મહારાજકૃત. છપાવનાર ઠા. જયરામ વિ. રઘુનાથ. આ હરિજીવન મહારાજ કોણ, ક્યારે, અને ક્યાં થઈ ગયા તે બાબત છપાવનારે કાંઈ પણ કહ્યું નથી. લખાણ ઉપરથી તે કાઠીયાવાડ તર્ફનો કોઈ વેદાંતી જણાય છે, પણ છપાવવામા ભાષા શુદ્ધિ કાંઈ થઈ નથી તેથી કાંઈ નક્કી કહી શકાય નહિ. એમાં હિંદુસ્તાનીભાષાના ભાવી વિષે કુંડળીયા તથા સવૈયા છે, અને એ વિષયને ચાહાનારાને તે પ્રિય લાગે એવી જૂની શૈલીબદ્ધ છે. પૃષ્ટ ૧૪ કિંમત આ. ૨॥)

ગુજરાતી વાંચનમાળાને સુધારવા વિષે સૂચના. એ નામનું ઇંગ્રેજી ચોપાનીયું તેના બનાવનાર મિ. મણિલાલ નભુભાઈ દ્વિવેદિએ બનાવેલું અમને પહોંચ્યું છે. વાંચનમાળાના સુધારા બાબત જે જે ભલામણો અમારા એ તરૂણ વિદ્વાન મિત્રે કરી છે તે એવી અગત્યની છે કે તેના ચર્ચા મે મોકળમા આ સ્થળે થઈ શકેજ નહિ, અને તેથી તે બાબત હાલ કાંઈ

પણ ન બોલતાં એટલુંજ કહીએ છીએ કે નિશાળોને લગતા વિષયો તરફ હાલ લોકનું લક્ષ કાંઈ ખેંચાવવા લાગ્યું છે. એને અમે દેશના ખરા ઉદયનું શુભ ચિન્હ ગણીએ છીએ, અને આશા રાખીએ છીએ કે તે ઉત્તરોત્તર વધતું તથા પરિપક્વ થતું જશે.

બાળલગ્ન અને બળાત્કારનું વૈધવ્ય, એ બાબતે મિ. મલબારીનું બીજું ચોપાનીયું અમને મળ્યું છે. એમાં એ ચળવળ ચલાવનારે પોતાનાં પાછલા ચોપાનીયા ઉપર ચાલેલી ચર્ચાનો ટુંકામાં સાર કાઢી બતાવ્યો છે કે આટલી આટલી વાતો ઘણાને મત કબુલ થઈ ચૂકી છે, અને હવે આ પ્રમાણે કરવું જોઇએ. અમે દિલગીર છઇએ કે જગાના *સંકોચને લીધે એ બાબત અમે આ અંકમાં વધારે લખી શકતા નથી, પણ એટલું તો કહેવુંજ જોઇએ કે આપણા હિંદુ સુધારકોએ પોતાનું આળસ છોડી આ પારસી વિદ્વાનના પોકારને હોંસથી ઝીલી લઈ કાંઈ પણ કરવા તરફ એક સંપે મંડવું જોઇએ. જ્યાં સુધી હિંદુઓ પોતે આ ચર્ચામાં આગળ પડી કર્તવ્યબુદ્ધિ ધારણ નહિ કરે, ત્યાં સુધી કાંઈ પણ થઈ શકવાનું નથી. આ-માં કોઈ કોળીયો ઘાલે, તોપણ હિંદુ બાઇઓ તે ચાવવાની મહેનતથી પણ જો કંટાળે, તો પછી તેમનો શ્રેય શી રીતે થાય? જો સરકારની સહાયતા ઉપર આશા બાંધી હિંદુ સુધારકો બેઠા હશે, તો તે પણ તેમના જુસ્સાભેર વારંવાર ખોલ્યાવિના મળવાની નથી એમ નિશ્ચય જાણવું. પણ શું તેઓ આટલા આટલા ફડાકા મારવા છતાં પોતાનાં છોકરાં પણ સરકારની મદદ વિના યોગ્ય રીતે પરણાવી શકતા નથીજ? એમ હોય તો ભલે સરકાર પડે વચમાં, અને એ જૂઠા દાંભિકોની પાસેજ એ સુધારા પ્રથમ કરાવે. સ્વતં-ત્રતા ગમે એવી સારી, પણ લોકપાત્ર હોયતોજ, એમ અમારે પણ પર્યંતે આપણા દેશને માટે ખિન્નચિત્તથી કબુલ કરવાની જરૂર પડશે એમ લાગેછે.



* સ્થળ સંકોચ એટલો છે કે ગયે મહીને આરંભેલું ગોપીચંદવિવે-ચન આ અંકમાં અમે મૂકી શક્યા નથી, અને આ પરચૂરણ પહોંચમાંથી પણ આ વર્ષના માસિકોને આવતા મહીનાપર રહેવા દેવાની જરૂર પડીછે.

# સારસંગ્રહ.

**ખાનગી કેળવણીના વધારા માટે સ્થાપન થએલી મંડળી.**—દક્ષિણમા ખાનગી કેળવણીના કામને ઉત્તેજન આપવાની મકસદથી "ધી દક્કન એજ્યુકેશનલ સોસાઇટી" નામની એક મંડળી સ્થાપના માટે તા. ૩૦ મી અકટોબરને ગુરુવારને દીવસે મ૦ ડબ્લ્યુ વેડર બરનના પ્રમુખપણા હેઠળ પુનામા એક ખાનગી મેળાવડો થયો હતો. આ મડળી સ્થાપના માગેની હીલચાલ ત્યાની ન્યુ ઇંગ્લીશ સ્કૂલના મેનેજરો તરફથી થઈ હતી.

**મુંબાઈની સેવીંગ બેંકમા નાણું મેળનારાઓની સંખ્યા.**—સરકારી સેવીંગ બેંકનુ સરવાયુ ગઈ તા. ૨૪મી અકટોબરે સને હાલને દીને બહાર પાડવામા આવ્યુ છે. તે ઉપરથી માલમ પડે છે કે, એ બેંકમા નાણા અનામત મેલનારાઓની સખ્યા ૪૬,૧૨૦ ની હતી, અને તેઓએ સા અનામત મેલેલી નાણાની રકમ રૂ૧૭૦૦૭૪૮૪-૮-૮ની હતી.

**દેશી ડ્રાઈવરો અને શંટરો.** આપણા દેશના રેલવેઓમા વધતા જાય છે તે આ આકડા ઉપરથી જણાય છે કે આગલી સાલમા સઘળી લાઇનો ઉપર જ્યારે ૩૨૭ ડ્રાઇવરો અને ૩૦૪ શંટરો હતા, ત્યારે ગયા સાલમા તેમની સંખ્યા ૩૯૧ ડ્રાઇવરો અને ૩૭૫ શંટરોની થઇ હતી દેશીઓથી સેવાતાં આ જાતના કામથી રેલવેકંપનીઓને મોટો ફાયદો થાય છે તેનો આ એક દાખલો કે ૧૮૭૫ ના એપ્રિલ માસથી ગયા ડીસેંબરે ૧૮૮૩ સુધી ઇસ્ટઇંડિયન રેલવેને યુરોપીઅનોને બદલે દેશી ડ્રાઇવરો ને શંટરોને લીધે ૩૩૧ લાખનો ફાયદો થયો હતો.

**નકલ કરવાનો રોગ.**—સાઇબીરીયા ખાતે એક એવો રોગ ફેલાયો છે કે જેમાં જે સપડાય છે તે જે પણ કાઇ જુએ છે યા સાભળે છે તેની નકલ કરવાના દેવાનાપણામા આવી પડે છે. એ વ્યાધિ જાણવામા પણ છે, એક સખસનો દાખલો આપવામા આવ્યો છે કે તેના લોગથી અકળાઇને પડી જતો જોવાથી આ દરદથી પીડાતા એક આશામીને પણ તેજ પ્રમાણે ને તેટલાજ જોરથી પડવાનુ ભાવા આવ્યુ, અને એવા બીજા ઘણાક દાખલાઓ આ દેવાનીયતના મળી આવે છે.

નંદકુમારની તવારીખ.—જ્યારે મી૦ વારેન હેસ્ટીંગ્સ આપણા દેશ નો ગવરનર જનરલ હતો તે વેળા બંગાલ પ્રાંતના નંદકુમાર નામે એક આબરૂદાર અને માતબર બ્રાહ્મણને ફાંસ દેવામાં આવ્યો હતો, જે બનાવ તવારીખમાં મશહુર છે. આ ધણીની ચાલેલી તપાસ સંબંધી હાલમાં સર જેમસ સ્ટીવન એક ગ્રંથ લખે છે, કે જેથી કેટલીક નવી વાતો અજવાળામાં આવશે એવી વકી રખાય છે.

આખી દુનિયામાં એક દિવસમાં કેટલાં જન્મે છે ને કેટલાં મરે છે? એક દિવસમાં આખી દુનિયામાં ૯૭૭૯૦ મરણ થાયછે, અને એક મિનિટમાં ૬૭ થાયછે. જન્મ દર મિનિટે ૭૦; દર દિવસે ૧૦૦૮૦૦ નો અને દર એક વરસમાં ૩૬૭૯૨૦૦૦ નો થાય છે.

પરદેશ વાસ. કલકત્તાને બંદરેથી ગયા એપ્રિલ મહીનામાં પરદેશ વાસ કરવાને જે ૧૦૯૯ આસામીઓ ઉપડી ગયા હતા તેમાં ૯૩૨ હિંદુઓ અને ૧૬૭ મુસલમાનો હતા. ૧૦૯૯ માં ૭૫૦ પુરૂષોને ૩૪૯ સ્ત્રીઓ હતી.

પક્ષી કેળવવાં. પારિસમાં એક પક્ષીનો કેળવનાર નીકળ્યો છે, જેણે ત્યાંના લોકને હેરત કર્યા છે. તેણે લુધક્રી નામના એક ગ્રહસ્થ સાથે સરત બકી કે તેણે તેને એક ડઝન પક્ષી આપવાં, ને તેની પાસે તેમને ફક્ત ૧૫ મિનિટ રહેવા દેવાં, ને પછી તે તેમનાં પીંજરાં એક પછી એક ઉઘાડે ને તે પક્ષીઓ બાહેર ઉડી જવાને બદલે તે પીંજરૂં જ્યાં મુકવામાં આવે ત્યાંથી થોડેક દૂર તેમને માટે કરેલી એક બેઠકમાં જઈ ઉતરે. એમ જો થાય તો દરેક પક્ષી જે પેલાજ બેઠકપર જઇને ઉતરે તે દીઠ લુધક્રીએ તેને ૫૦ ફ્રાંક આપવા, પણ જે પક્ષી તે બેઠકમાં નહિ જાય તેના દરેક દીઠ ૫૦ ફ્રાંક તે પક્ષીઓના કેળવનારે લુધક્રીને આપવા. આ સરત પ્રમાણે કામ ચલાવાનું હતું, પણ તે વેળા લોક ત્યાં એટલું ખીચોખીચ ભરાયું હતું, કે સરતમાં જણાવેલી ચોકસ હદની જગા નહિ મળતાં પીંજરાંથી તે બેઠક થોડીજ દૂર મેળવાની જગ્યા મળી. આથી લુધક્રીએ તે સરત ખ્હાલ રાખી નહિ, માટે ફરીથી એ તમાસો સરતના સઘળા કરાર પ્રમાણે થશે. પણ આટલું તો ખરૂં છે કે જે અંતરે બેઠક મૂકવામાં આવી હતી ત્યાં સઘળાં પક્ષીઓ આબાદ જઇને ઉતર્યાં હતાં.

હેનરીફાસેટ, પેલો હિંદુસ્તાનનો અચળમિત્ર, પાર્લામેંટનો પ્રખ્યાત મેમ્બર, એક ઉત્તમ અર્થવેત્તા, અંધત્વ છતાં જેનું નામ પૂર્ણ પ્રકાશને પામ્યું હતું, અને જે હાલ ઇંગ્લાંડના રાજ્યમંડળમાં પોષ્ટમાસ્તર જનરલ તરીકે બિરાજતો હતો, તે ગયા નવેંબર માસની ૬ ઠ્ઠી તારીખે ફેફસાના સોજાથી એકાએક દેવલોક થયોછે. આ અણચિંતવ્યા દૈવકોપથી ભરતખંડને પોતાના પુત્રવત્જ મોટો ઘા લાગ્યો છે, અને વિલાતખાતે રાજ્યપ્રકરણી ખાબતોમાં આપણને મોટી, સદાજ ભરોસો રાખી શકાય એવી, જે હુંફ હતી તે હવેથી દૂર થઇછે!

મજમુદાર મણિશંકર જટાશંકર કેકાણી. વિદ્વત્તા અને મુસદીપણાથી આખા કાઠીયાવાડમાં પંકાએલા, ઇંગ્રેજી કેળવણી ન છતાં બુદ્ધિસંસ્કાર પરિપૂર્ણતાને પામેલા, સદા મસલત કે વિદ્યાવિચારની વાતો કરવા યોગ્ય, દુર્ગારામ મહેતાજીના કાઠીઆવાડખાતેના પરમ એકાંતિકમિત્ર, અને તેમની કૃતિઓને છેવટે સંરક્ષણ મતો તર્ફ વળણ આપનાર, કેટલાંક ગદ્યપદ્યનાં પુસ્તક લખનાર, આ નાગરરત્નના મરણની ખબર સાંભળી અમે ઘણા દિલગીર થયા છઇએ. એ યશસ્વી પુરૂષ ગયા નવેંબર માસની ૧૦ મી તારીખે ૬૩ વર્ષની ઉમરે દેવલોક થયા છે કાઠીયાવાડખાતે તો એ નરની બેશક ખોટજ છે. એ ગૃહસ્થના લખેલાં પુસ્તકો અથવા ટાંચણો, પણ એમના ચિરંજીવીના તર્ફથી હવે પ્રસિદ્ધ થાય એવી અમે આશા રાખીએ છઇએ, કેમકે એમનો શોધસંગ્રહ ઘણો સારો કહેવાય છે. એમની કીર્તિ અમર રાખવાનો એજ ખરો રસ્તો છે.



# सरकारी जाहेर खबर.

જાવક નંબર ૯૯ સને ૧૮૮૪-૮૫

રાજકોટ ટ્રેનિંગ કાલેજની સને ૧૮૮૪ની સાલની પ્રવેશક પરીક્ષામાં

પાસ થએલા ઉમેદવારોનું પત્રક.

| નંબર. | નામ. | ક્યાં ભણેલો. | નંબર. | નામ. | ક્યાં ભણેલો. |
|---|---|---|---|---|---|
| ૧ | માણેકલાલ નાનજી. | વરતેજ. | ૨ | જેરામ જગજીવન | રાજકોટતા.સ્કૂ |

૩ ભગવાનલાલ ડુંગરશી. વેરાવળ. ૪ ધનજી પ્રભુરામ. લખતર.
૫ કુબેર પ્રાણજીવન. ભાવનગર. ૬ ત્રીકમ જગનાથ. ગારીઆધર.
૭ ત્રીભોવન નાનજી. બોટાદ. ૮ ગીરજાશંકર પ્રેમજી. સિહોર.
૯ કાબા કચરા. રાજકોટસ્ટેશન સ્કૂ. ૧૦ કહાનજી પ્રાગજી. રામપુરા.
તથામોરબીતા.સ્કૂલ. ૧૧ અંબાશંકર મોરારજી. બોટાદ.
૧૨ મૂળચંદ નાગજી. બગસરા. ૧૩ મહોબતસિંગ મોતીભાઇ. રાજ-
૧૪ ગોપાળજી હરજીવન હળવદ. કોટ તાલુકા સ્કૂલ.
૧૫ મણીશંકર મોનજી ગણોદ. ૧૬ મોરારજી જેશંકર પાહ્શીણા.
૧૭ પ્રભુરામ ગંગારામ. હળવદ. ૧૮ વશરામ જાદવજી વાંકાનેર.
૧૯ વિઠ્ઠલ વહાલજી. ભાવનગર. ૨૦ હીરજી ઉકા. જેતપુર.
૨૧ વિઠલજી નરશી. જોધપર. ૨૨ બાધશંકર ધનજી. સિહોર.
૨૩ જટાશંકર કરૂણાશંકર. દૂધરેજ. ૨૪ જયમેલ વીરસિંહ. નવાનગર.
૨૫ ભાઈશંકર વિશ્વનાથ. હળવદ. ૨૬ જેશંકર લીલાધર. લખતર.
૨૭ દેવશંકર પ્રેમાનંદ. દૂધરેજ. ૨૮ ડાહ્યાભાઈ હરખચંદ. બળોલ.
૨૯ ધનેશ્વર શિવશંકર ભડકવા. ૩૦ છગનલાલ ગોવિંદજી. લીમ.નં.૨
૩૧ દામોદર કરસનજી. ખીરસરા. ૩૨ ભુધર હરીભાઈ. લખતર.
૩૩ મોહનલાલ ત્રીકમજી દસાડા. ૩૪ કેશવજી ત્રીભોવન. સાયા.
૩૫ જગનાથ હરીભાઈ. વઢવાણ ૩૬ શિવશંકર લક્ષ્મિરામ. વરતેજ.
બ્રાંચ. નં.૨ ૩૭ નાગજી ઉકા.રાજકોટ તા.સ્કૂલ.
૩૮ ભવાનીશંકર શિવશંકર.ધરાંગધ્રો ૩૯ કાળીદાસ મહાશંકર. સાયલા.
૪૦ હરગોવિંદ જાદવજી. લખતર. ૪૧ વાલચંદ રગનાથ. રાજકોટ તા-
૪૨ લવજી પ્રાગજી. કુંડળા. લુકા સ્કૂલ.
૪૩ ફુલશંકર કાળીદાસ. ચુડા. ૪૪ મોરારજી જગજીવન. કોરણા.
૪૫ જેભાઈ હરખજી. સાયા. ૪૬ વલ્લભ નારણદાસ. વીરમગામ.
૪૭ છગન રામજી. વરતેજ. ૪૮ કરશનજી સ્યામજી. કાલાવડ.
૪૯ ભવાનીશંકર. નારણજી. સિહોર. ૫૦ દેવશંકર ભવાનીશંકર. દૂધરેજ.

પ૧ મકન જીવા ' ૯ કુંડળા. પર આશારામ રામકૃષ્ણ વંથળી.
પ૩ ગૌરીશંકર વિશ્વનાથ. મૂળી.

રાજકોટ ટ્રેનિંગ કાલેજ. નનયરામ લક્ષ્મીરામ.
તા. ૨૧-૧૦-૮૪ પ્રિન્સિપાલ ટ્રે. કા. રાજકોટ



જાવક નંબર ૧૦૦ સને ૧૮૮૪-૮૫

સને ૧૮૮૪ ની સાલની રાજકોટ ટ્રેનિંગકાલેજની પ્રવેશક પરીક્ષામાં કયા કયા ગામના કેટકેટલા ઉમેદવાર આવ્યા તથા પાસ થયા તેનું પત્રક.

| ગામનું નામ. | કેટલા ઉમેદવાર આવ્યા. | તેમાંથી કેટલા પાસ. | સેંકડે કેટલા પાસ | ગામનું નામ. | કેટલા ઉમેદવાર આવ્યા. | તેમાંથી કેટલા પાસ. | સેંકડે કેટલા પાસ |
|---|---|---|---|---|---|---|---|
| લખતર. | ૪ | ૪ | ૧૦૦ | ભડકવા. | ૨ | ૧ | ૫૦ |
| રાજકોટ તા. સ્કૂ. | ૭ | ૪ | ૫૭ ૧ | દસાડા | ૨ | ૧ | ૫૦ |
| હળવદ. | ૩ | ૩ | ૧૦૦ | નવાનગર. | ૨ | ૧ | ૫૦ |
| સિહોર. | ૩ | ૩ | ૧૦૦ | જોધપર. | ૨ | ૧ | ૫૦ |
| કુંડલા. | ૩ | ૩ | ૧૦૦ | કોનાવડ. | ૨ | ૧ | ૫૦ |
| ધૂધરેજ. | ૪ | ૩ | ૭૫ | વાકાનેર. | ૩ | ૧ | ૩૩ ૩ |
| સીયા. | ૨ | ૨ | ૧૦૦ | ખીરસરા. | ૩ | ૧ | ૩૩ ૩ |
| કુડના. | ૨ | ૨ | ૧૦૦ | પાણશીણા. | ૭ | ૧ | ૧૪ ૩ |
| ભાવનગર. | ૩ | ૨ | ૬૬ ૬ | સાયલા. | ૮ | ૧ | ૧૨.૫ |
| બોટાદ. | ૫ | ૨ | ૪૦ | બળદાણા. | ૩ | ૦ | ૦ |

| | | | |
|---|---|---|---|
| ધરાંગપરા. | ૧ | ૧ | ૧૦૦ |
| વઢવાણ બ્રાંચ નં. ૨ | ૧ | ૧ | ૧૦૦ |
| રામપુરા. | ૧ | ૧ | ૧૦૦ |
| બળોલ. | ૧ | ૧ | ૧૦૦ |
| ચુંડા. | ૧ | ૧ | ૧૦૦ |
| ગારીઆધર. | ૧ | ૧ | ૧૦૦ |
| વંથલી. | ૧ | ૧ | ૧૦૦ |
| વેરાવળ. | ૧ | ૧ | ૧૦૦ |
| બગસરા. | ૧ | ૧ | ૧૦૦ |
| જેતપુર. | ૧ | ૧ | ૧૦૦ |
| કુંડોરણા. | ૧ | ૧ | ૧૦૦ |
| રાજકોટ સ્ટેશન સ્કુલ તથા મોરબી તા. સ્કૂ. | ૧ | ૧ | ૧૦૦ |
| ગણોદ. | ૧ | ૧ | ૧૦૦ |
| વીરમગામ. | ૧ | ૧ | ૧૦૦ |
| લીમડી નં. ૨ | ૨ | ૧ | ૫૦ |
| મૂળી. | ૨ | ૧ | ૫૦ |
| સરપદડ. | ૧ | ૦ | ૦ |
| ઉપલેટા. | ૧ | ૦ | ૦ |
| દડવા. | ૧ | ૦ | ૦ |

| | | |
|---|---|---|
| ગોધાવી. | ૩ ૦ | ૦ |
| લીમડી નં. ૧ | ૨ ૦ | ૦ |
| વાધણીઆ. | ૨ ૦ | ૦ |
| ચરાડવા. | ૧ ૦ | ૦ |
| વઢવાણ તા. સ્કૂ. | ૧ ૦ | ૦ |
| હડાળા. | ૧ ૦ | ૦ |
| સરા. | ૧ ૦ | ૦ |
| ખુંટવડા. | ૧ ૦ | ૦ |
| ભંડારીઆ. | ૧ ૦ | ૦ |
| બાખરા. | ૧ ૦ | ૦ |
| ધંધુસર. | ૧ ૦ | ૦ |
| માણાવદર. | ૧ ૦ | ૦ |
| બરવાળા (સોરઠ). | ૧ ૦ | ૦ |
| અંબાળીઆ. | ૧ ૦ | ૦ |
| આટકોટ. | ૧ ૦ | ૦ |
| મોટા વડાળા. | ૧ ૦ | ૦ |
| ધોલેરાં. | ૧ ૦ | ૦ |
| બરવાળા. | ૧ ૦ | ૦ |
| કડલાલ. | ૧ ૦ | ૦ |

૨૧૪-૫૩-૪૬-૪૯

નવલરામ લક્ષ્મીરામ.
પ્રિન્સિપાલ, ટ્રે. કૉલેજ,
રાજકોટ.

રાજકોટ ટ્રેનિંગકૉલેજ.
તા. ૨૧-૧૦-૮૪.

# निशाळोना इनाम पत्रक.

## રાધનપુર.

જા. નં. ૧૫૮ ૧૯–૧૦–૮૪

તા. ૨૪–૮–૮૪ના રોજ નવી કન્યાશાળા ઉઘાડવા માટે ખુદાવંદ મહેરબાન નવાબ સાહેબ બહાદૂર, ભાયાત સાહેબો, કારભારી મંડળ તથા સદગ્રહસ્થો પધાર્યા હતા. છોડીઓ પણ આશરે ૨૫૦ હાજર થઈ હતી. પ્રથમ અહીની હજુર ફોજદારી કોર્ટના ન્યાયાધિશ અનંતપ્રસાદ ભાઈએ હાલના બહાદૂરનુ કેળવણી વિષે લંબાઈમા અસરકારક ભાષણ આપ્યું. અને સદરહુ ન્યાયાધીશ સાહેબની બનાવેની બે ગરબીઓ ગવરાવીને દરેક છોડીને ઓઢણું. એ રીતે ૨૫૦) ઓઢણા તથા કન્યાશાળાના મહેતાજીને રૂ૧૦) ની પાઘડી અને ત્રણ મણ મીઠાઈ મળી આશરે રૂ૩૦૦)નુ ઈનામ વહેંચ્યુ. અને ખુદાવંદ મહેરબાન નવાબ સાહેબ બહાદૂર પોતાના બીબી સાહેબને લેઈ કન્યાશાળાના રેજીસ્ટરમા નામ દાખલ કરાવ્યુ. અને કસબી બારે દુર્પટ્ટો આપ્યો.

(ઇગ્રેજી સહી.) ગોરધનદાસ ધર્મચંદ.

તાલુકા માસ્તર રાધનપુર.

## અમદાવાદ વિભાગ.

આ. નં. ૨૩૨ ૨૨–૧૦–૮૪

ગાંગડ.—છોકરાઓની નિશાળમા તથા કન્યાશાળામા અત્રે દરબારશ્રી ગગુભા અભેસિંહજીના સાતળપૂરવાળા રાણીબાશ્રી માજીરાજબા તા. ૨૩–૯–૮૪ને રોજ પોતાના નણંદ માજીરાજબા સહીત પધાર્યા હતા ને વિઝટર બુકમા કારભારી પાસે શેરો લખાવી દરેક કન્યાઓને ચુંદડી તથા અતલસ ગજ ૧નો રેંજો. તથા છોકરાઓને ઉપયોગી ચોપડીઓ તેમજ મીઠાઈ મણ ૧ મળી રૂ૬૫)ની કીમતનુ ઈનામ વહેંચ્યુ.

(ઇંગ્રેજી, સહી.) મણિશંકરપ્રસાદ તાપીપ્રસાદ.

પાછલ પાને (૨૬૪) મેથી ડે. એ. ઈ. અમદાવાદ વિ.

વાંઢીઆ,—વારશીક પરીક્ષા વખત છોકરીઓને ઈનામ રૂ. ૬૧ તથા

મ્હેતાજીને પાઘડી રૂ.૪ાા તથા જાડેજા મોડજીએ રૂ.૧ાા નાં પતાસાં વહેં-
ચ્યાં.—ચોબારી. ભચાઉ તજવીજદાર રા. હીમતલાલ મયાચંદે મીઠાઈ રૂ.
૧ ની વેહેંચી.—બેરાજા. પરિખ ધરમશી આણંદજી રૂ.ાા ની મીઠાઈ
છોકરાઓને વેહેંચી.ભુજ મ્યુનીસીપાલીટીના સેક્રેટરી રા. માધવજી કલ્યાણ-
જીએ રૂ.૦ાાં ની સાકર વેહેંચી.—કોટડી. શેઠ વલભદાસ જેરામે રૂ૦ ની
સીંગાફળી વેહેંચી. શેઠ કોરજી શીવજીએ રૂ૧) ના પેંડા વેહેંચ્યા.—ગુંદાલા.
રા. મુદરા વહીવટદાર વીઠલજી જીવણ સ્કૂલમાં પધારી ગામના સદ્ગૃહસ્થો
ને ભેગા કરી રૂ૦ાની સાકર વેહેંચી.—નાગરેચા. ઠાકોરજી ચાંદાજીએ છો-
કરાને રૂ૨)ની સાકર વેહેંચી. શેઠ અરજણ કરમસિંહે રૂ.૦-૧૪-૯ની મીઠા-
ઈ વેહેંચી.—કેશ. હીઝ. હાઈ. નેસ. ધી. આગાખાનઅલી શાહ. સ્કૂલમાં
પધારી છોકરાઓને સાકર રૂ૨) ની વહેંચી.—ગઢસીસા. વારશીક પરીક્ષા વ-
ખતે મહારાજાધિરાજ મીરજા મહારાઓ શ્રી ખેંગારજી બહાદૂર તર્ફ-
થી રૂપાા નું ઈનામ વહેંચવામાં આવ્યું.—દુધૈ. વારશીક પરીક્ષા વખતે
મહારાજાધિરાજ મીરજા મહારાઓ શ્રી ખેંગારજી બહાદૂર તર્ફથી રૂ૩) નું
ઈનામ વહેંચવામાં આવ્યું.—ભુજએ·ળ હાઈસ્કુલ. વારશીક પરીક્ષા વખતે
માહારાજાધિરાજ મિરજા મહારાઓ શ્રી ખેંગારજી બહાદૂર તર્ફથી રૂ૧૪)
ની ચોપડીઓ તથા રૂ ૫૭) ના પેંડા ભૂજની તમામ નીશાળોમાં વહેંચવા-
માં આવ્યા.—ભુજ વિ. સ્કુલ. માહારાજાધિરાજ મિરજા મહારાઓ શ્રી,
ખેંગારજી બહાદૂર તર્ફથી રૂ૧૬ાાં ની ચોપડીઓ વહેંચવામાં આવી.—
ભુજ નાઈટસ્કુલ. માહારાજાધિરાજ મિરજા માહારાઓ શ્રી ખેંગારજી બ-
હાદૂર તર્ફથી રૂ૨-૧૦-૦ ની ચોપડીઓ વહેંચવામાં આવી.—માંડવી
વારશીક પરીક્ષા વખતે માહારાજા ધિરાજ મિરજા માહારાઓ શ્રી
ખેંગારજી બહાદૂરે તર્ફથી રૂ૯) ની ચોપડીઓ વહેંચવામાં આવી.

(ઈંગ્રેજી સહી.) દલપતરામ પ્રાણજીવન ખખ્ખર.

એજ્યુકેસનલ ઈન્સપેક્ટર પ્રાંત કચ્છ.

રેવાકાંઠા પંચમહાલ.

વાડી. ગુ. નિ. રા. સા. અમુલખરાય શીવદાસ મામલતદાર, રૂ૧)

પ્રભાતસીંગજી રૂ૧)—લુણાવાડા કન્યાશાળા. રા. સા. વલ્લરામ વજેરામ આ ડીપુટી સાહેબ રૂ૧) રાવલ હીરા વીદ્યારામ રૂ૦॥—હાલોલ ગુ. નીશાળ. રા. હરસુખ પરભુરામ આસી. માસ્તર રૂ૦-૧૦-૦ કાજી હમીદ મીઆં નુરમીઆં રૂ૦॥ મહેતા હરચંદરજી શીવગરજી કડાછલાના રૂ૧) પરોલી ગુ. નિશાળ. ઠાકોર રામસીંગજી પ્રતાપસીંગજી રૂ૧)— ધોધમા ગુ. નીશાળ. રા. બા. આણંદકરરામ રઘુનાથરામ દીવાન સાહેબ સં. ઉદેપુર. રૂ૩-૮-૯.— ધોધંબા ગુ. ની. રા. બા. હરીલાલ મનસુખરામ દીવાન સાહેબ સં. દેવધડ બારીઆ રૂ૧)—લાછરસ ગુ. ની. કારકુન લલુભાઈ રાજારામ રૂ૧)—ભાદરવા ગુ. ની. શેઠ નથુભાઈ મુળજી રૂ૩)—માંગરોલ ગુ. ની. મહેતાજી જીવરામ ખુશાલ રૂ૦॥ કારકુન લલુભાઈ રાજારામ રૂ૧) —જાંબુગામ ગુ. ની. રા. મનસુખ પરજારામ થાણદાર સાહેબ. રૂ૪)—ડેસાછલા ગુ. ની. રા. બા. ઝવેરભાઈ નાથાભાઈ દીવાન સાહેબ રૂ૦॥—ઓરા ગુ. ની. મે. ખાનબાહાદુર દાદાભાઈ હોરમજી. આસી. પોલી. એજંટ રેવાકાંઠા. રૂ૧)—બાંડીબાર ગુ. ની. મે. હરીલાલ મનસુખરામ દીવાન સાહેબ સંસ્થાન દેવધડ બારીઆ. રૂ૧)— હાલોદ ગુ. ની. મહેતા હરચંદરજી શીવગરજી તરફથી રૂ૧)— જેતપુર ગુ. નીશાળ. મે. રાજાજી સાહેબ માહારાઉલ શ્રી મોતીસીંગજી માહારાજ સંસ્થાન ઉદેપુર રૂ૯)—માંડવા ગુ. ની. મે. રા. સા. હરગોવીંદ દ્વારકાદાસ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ વડોદરા. રૂ૭) રા. રા. નર્મદાપુરી ભવાનીપુરી. રૂ૩-૯-૭.—માંડવા ગુ. ની. મે. ખા. બા. દાદાભાઈ હોરમસજી આસી. સા. મે. સંસ્થાન માંડવાના રાણા સાહેબ. રૂ૫)—લુણાવાડા કન્યાશાળા. પોલીસ ઇન્સ્પેક્ટર મે. અબદુ રેહેમાન દાઉમીઆ કાજી સાહેબ મું. લુણાવાડા. રૂ૦-૧૦-૯— છોટા ઉદેપુર કન્યાશાળા. મેહેરબાન રાજાજી સાહેબનાં રાણી સાહેબ રૂ૩) —દેવાંટ ગુ. નીશાળ. મે. થાણદાર સાહેબ તથા શેઠ [illegible] તરફથી રૂ૦॥ —જેતપુર ગુ. નીશાળ. મેહેરબાન રાજાજી સાહેબ માહારાઉલ શ્રી મોતીસીંગજી સંસ્થાન છોટા ઉદેપુર. રૂ૧)

# માસિક સારસંગ્રહ.

દર મહિને અમારી તરફથી બહાર પડશે. ગુજરાતી ભાષામાં પ્રગટ થએલ નવાં અને જુનાં વર્તમાનપત્ર,ચોપાન્યાં, તેમજ પુસ્તકોમાં અવલોકન કરવા યોગ્ય ચુંટી કહાડેલા ઉપયોગી વિષયો એમાં આપવામાં આવશે.તેમજ એ ચોપાન્યાં માટે નવા લખાવેલા નવિન વિષયો, વાંચવા લાયક ભાષાંતરો અને સમયને અનુસરતી બાબતો વિષે રચાવેલી મનોરંજક કવિતાઓ એમાં આપવામાં આવશે.આગળથી જેટલા ગ્રાહક થશે તેટલી નકલો છપાવવાનો ઇરાદો રાખ્યો છે. "બુદ્ધિપ્રકાશ" જેવડા સોળ પૃષ્ટનું કદ. કિંમત બહુ સસ્તી છે. વર્ષે ફક્ત એક રૂપિઓ. પોસ્ટેજ મફત. ગ્રાહકોએ **લવાજમ સાથે** એકદમ લખવું.

પુરૂષોત્તમ કાહાનજી ગાંધી લીંબડી.

# દલપત સતશાહી.

આપણા પ્રખ્યાત કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઈકૃત સરળ અને રસિક દ્રષ્ટાંતિક દોહરા વગેરેનું અત્યુત્તમ પુસ્તક બાહાર પડશે. કવિ, દલપતરામભાઇની મનોરંજક કવિતાથી કોણ અજાણ્યું છે? વ્રજભાષામાં બિહારીસતશહી, વૃંદસતશહી, વગેરેછે, તેવી ઢબની ગુજરાતી કવિતાનું આ પુસ્તક છે. પૃષ્ટ ૮૦ ઉપરાંત. કિંમત ૭ આના. પોસ્ટેજ અરધો આનો ગ્રાહકોના નામ છપાશે.

પુરૂષોત્તમ કાહાનજી ગાંધી લીંબડી.

# પછીજ અગત્યની જાહેર ખબરો.

હિંદુ ધર્મશાસ્ત્રના વારસા પ્રકરણ દત્તક પ્રકરણ વગેરે ઘણા પ્રકરણો ઉપર મુંબઈ મદ્રાસ, અલહાબાદ, કલકત્તા હાઈકોર્ટોએ તથા પ્રીવીકોન્સીલે જે કેસના કર્યા છે તે કેસનાની સંખ્યા લગભગ ૧૨૦૦થી વધારે છે. એ બધા કેસનાનો એક સંગ્રહ છપાય છે. આ કેસનાની અગત્યતા વિષે વધારે વિવેચનની જરૂર દેખાતી નથી કેસનાની આવી મોટી સંખ્યા છતાં કિંમત માત્ર રૂ. ૪ રાખી છે. ટપાલ ખર્ચ કોઈ પણ લેવાનો ઠરાવ રાખ્યો નથી અગાઉથી નામ નોંધાવી નાણાં મોકલે તેમની પાસેથી ૨-૪-૦ લેવા ઠરાવ રાખ્યો છે. અગાઉથી નાણા નહીં મોકલે તેમને પુસ્તક વેલ્યુપેએબલ પારસલથી મોકલાશે પુસ્તક છપાઈ રહ્યા પછી તેની કિંમત રૂ. ૪ રહેશે. ગ્રાહક થનાર ગ્રહસ્થોએ નીચેને સરનામે વગર ઢીલે લખવું.

ચીમનલાલ ઉદેશંકર

ઠે. ન્યાયાધીશની વળા કાઠીયાવાડ.

સદ્ગૃહસ્થો! જ્યાં સુધી સ્ત્રીકેળવણી સારા પાયાપર નથી ત્યાં સુધી સંસારી સુધારાની આશા ફોકટ છે. દરેક પ્રકારના સુધારાનું મૂળ તે સ્ત્રીકેળવણી, એ હાલના ઘણા વિદ્વાનોએ માન્ય કર્યું છે એને આગળ વધતા અટકાવનાર આપણા કહો કે બાળલગ્ન, તથા અનેક પ્રકારની દુષ્ટ રૂઢીઓ છે, તેને દૂર કરવાના શુભ પ્રયત્નો ચાલુજ છે, પણ તે ઉપરાંત તેને માટે બીજી તરફથી પુષ્કળ ઉત્તેજનની જરૂર છે. એટલા ઉપરથી ખબર આપવામાં આવે છે કે લુણાવાડા કન્યાશાળામાંથી કોઈ પણ જ્ઞાતીની, તથા આખા રેવાકાંઠા પંચમહાલ વિભાગમાંથી કોઈ સ્વજ્ઞાતી બ્હેન, મે૦ રે૦ સ૦ ઇન્સ્પેક્ટર સાહેબની ૧૮૪-૮૫ના વર્ષની પાસમાં બીજા ધોરણની પરિક્ષા પસાર કરશે અને ન્યુ. માસ્તરના સરટીફીકેટ સાથે હમને લખશે તો તેને રૂપિયા બે કાંતો રોકડા, અથવા તેને ઉપયોગી રસિક પુસ્તકો ઇનામ આપવામાં આવશે. તા. ૫-૧૧-૮૪

સેવક હિરાલાલ વિદ્યારામ રાવળ.

આ૦ સેક્રેટરી ઉદીચ હિતેચ્છુ સભા લુણાવાડા.